# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી, પતિતપાવન કૈ૦ શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ સમશેરબહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ.ડી., એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે. તેના વ્યાજમાંથી 'શ્રી સયાજી સાહિત્યમાળા'રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર, આ 'ઓખામંડળના વાઘેર' એ નામનું પુસ્તક, શ્રી કલ્યાણરાય નથુભાઈ જોષી પાસે તૈયાર કરાવવામાં આવેલું, તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉપર્યુક્ત માળામાં ૩૪૫મા પુષ્પરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**ભો. જ. પારેખ**
સંશોધન અધિકારી,
પ્રાચ્યવિદ્યા મન્દિર,
વડોદરા
તા. ૩૧-૧-૧૯૭૦

**ચતુરભાઈ શં. પટેલ**
કુલપતિ,
મ. સ. વિશ્વવિદ્યાલય,
વડોદરા

# પ્રસ્તાવના

ઈ. સ. ૧૯૨૬માં વડોદરા રાજ્યના દીવાન શ્રી. વી. ટી. કૃષ્ણમાચાર્ય દ્વારકાની મુલાકાતે પધાર્યા હતા ત્યારે દ્વારકાની પૌરાણિક અને ઐતિહાસિક વાતો સાંભળવાની એમની જિજ્ઞાસા અંશતઃ તૃપ્ત કરવા માટે એમની સાથે દ્વારકામાં વાર્તાલાપ થયો હતો. તે દિવસે એમણે મને આજ્ઞા કરી કે મારે દ્વારકા વિષે તરત જ નાનું સરખું પુસ્તક લખી આપવું. તે ઉપરથી છેક ઈ. સ. ૧૯૪૨-૪૩માં **શ્રી સયાજી સાહિત્યમાળા**ના પુષ્પ ૨૯૬મું નામે **દ્વારકા** મેં લખી આપ્યું હતું. સત્યને અર્ધા સત્યના રૂપમાં સમાજ આગળ રજૂ કરવાની ભૂલો મારે ન કરવી જોઈએ એવી દૃઢ માન્યતાવાળો મારો સ્વભાવ હોવાથી, ઈ. સ. ૧૯૨૦ પછી હું અભ્યાસી રહ્યો છું પણ પુસ્તકનો લેખક મટી ગયો છું. શ્રી કૃષ્ણમાચાર્યની વખતોવખતની ઉઘરાણી પછી જ મેં **દ્વારકા** પુસ્તક લખી આપ્યું હતું. એ પુસ્તકની પ્રસ્તાવનામાં જે લખ્યું હતું તે અહીં હું વીસ વરસ પછી ફરીથી ટાંકું છું. મારું તે વખતનું માનસ જરા પણ બદલાયું નથી.

શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૯૬, પૃ. ૫માંથી ઉતારો :—

## ચોપડી વિષે

દ્વારકા વિષે ઊભી થતી સામાન્ય જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે અને દ્વારકામાં આવેલા પ્રવાસીઓને કેટલેક અંશે સાચી માહિતી પૂરી પાડવા માટે આ ચોપડી લખવામાં આવી છે.

ઇતિહાસની કેટલીક હકીકત આ પુસ્તકમાં મૂકવામાં આવી છે તે બધી શિષ્ટ પુસ્તકોને આધારે અને સરકાર તરફથી પ્રકટ થયેલાં અહેવાલો, નિવેદનો અને સર્વસંગ્રહને આધારે લખવામાં આવી છે.

ઓખામંડળ એ ગુજરાતમાં એવો દેશ છે, જ્યાં ઘણી ઐતિહાસિક સામગ્રી છણવણ સ્થિતિમાં પડેલી છે. અભ્યાસને માટે યુનિવર્સિટીની પદવીઓ મેળવવા લેખ લખવાની વસ્તુ માટે ઓખામંડળમાં મોટું ક્ષેત્ર પડેલું છે.

એ મોટું ક્ષેત્ર અભ્યાસીઓ આગળ રજૂ કરવા આ ચોપડીના લખનારે અનેક દિશાની માહિતીવાળું મોટું પુસ્તક યોજી મૂકયું છે; અવકાશે તે પ્રકટ થશે. આ ચોપડી વાંચતાં કોઈની જિજ્ઞાસા જાગે અને વિશેષ માહિતીની એમને જરૂર પડે તો આ ચોપડીના લખનાર એવા પ્રકારની માહિતીના ક્ષેત્ર તરફ આંગળી તો જરૂર ચીંધશે.

* * *

વાઘેર જ્ઞાતિ વાસ્તે ઇરાદાપૂર્વક આ ચોપડીમાં વિસ્તારવાળી હકીકત આપી નથી; બધા પ્રવાસીઓને એ હકીકત સરખી રીતે રસ ભરેલી ન જ લાગે. **વાઘેર વાસ્તે સ્વતંત્ર ચોપડી લખાશે ત્યારે જ ગુજરાતના ઇતિહાસનો એક ખાડો પુરાશે.**

વીસ વરસ પહેલાં મેં વાઘેર વિષે સ્વતંત્ર જુદું પુસ્તક લખાય એવી ધારણા રાખી હતી. તે ધારણા કેટલેક અંશે પ્રસ્તુત પુસ્તક લખીને પાર પાડી છે. કેટલાક સન્મિત્રોનો આગ્રહ ન થયો હોત તો આ પુસ્તકનો ઘાટ ઘડાયો ન હોત. કેટલાંક પ્રકરણો જુદે જુદે પ્રસંગે મેં વિચાર્યાં હતાં અને લખી રાખ્યાં પણ હતાં, પરંતુ સત્યની શોધ પૂરી થતી જ નથી એટલે મળેલી વસ્તુઓને હું ઝટ પુસ્તકના રૂપમાં મૂકવા ખમચાયા કરતો હતો. આ પુસ્તક લખીને મારી પાસે ઓખામંડળની કેટલીક હકીકતનો સંચય હતો તે હું પ્રકાશમાં મૂકી રહ્યો છું એ મારા માટે સંતોષની વાત છે. હજુ ઘણુંય મૂર્ત અને અમૂર્ત સ્વરૂપમાં મારી પાસે પડી રહ્યું છે. મારી વધતી જતી વયને કારણે મારે એ બધું

સંકલિત કરી રાખવાની જવાબદારીનું મને ભાન થતું હશે ત્યારે મારી અકળામણ અટકાવવા એક જ વાક્ય ચિત્તમાં સ્ફુરે છે—" સત્ય કદી ઢાંક્યું રહેવાનું નથી."

આ પુસ્તકમાં વાઘેરનો ઇતિહાસ ઈ. સ.ની ચૌદમી સદીથી વીસમી સદી સુધીનો અપાયો છે. એટલે કે માણેક વંશની શરૂઆત થઈ ત્યારથી આજ સુધીની ઉપલબ્ધ હકીકતને ક્રમશઃ રજૂ કરવાનો પ્રયાસ આ પુસ્તકમાં રજૂ થયો છે.

પરંતુ તેરમી–ચૌદમી સદી પહેલાં ભલે માણેક વંશની સ્થાપના નહોતી થઈ પણ ઓખામંડળમાં વાઘેર પ્રજા તો હતી જ. તેનું દર્શન કરાવવા હું મથ્યો પણ મને એ મંથનોમાં સત્યનાં ઝાંખાં ઝાંખાં દર્શન જ થયાં છે. " આવે આવે ને ઓસરે " એ ઉક્તિનું ભાન મને વાઘેરની જૂની સંસ્કૃતિના સંશોધનના પ્રયત્નોમાં ઘણી વાર થયું છે. આમ હોવાથી આ પુસ્તકમાં પ્રારંભનાં કેટલાંક પ્રકરણો ઓખામંડળ પ્રદેશની અસલી ભૂમિકા વાચકો પાસે રજૂ કરવાના હેતુથી મુકાયાં છે. પ્રારંભના પ્રત્યેક પ્રકરણ ઉપર મારે સ્વતંત્ર પુસ્તક લખવું જોઈએ એવી હાકલ અંતરમાંથી ઘણી વાર ઊઠેલી.

**દ્વારકા** નામના પુસ્તકની પ્રસ્તાવનામાં મેં જે આરંભમાં લખ્યું છે તે બધું આ પુસ્તકને પણ લાગુ પડે છે. જે વિધાન માટે મારી પાસે નક્કર સાધન ન હોય તેવાં વિધાન મેં આ પુસ્તકમા નથી કર્યાં; અને જ્યાં મને સંશય જાગ્યો છે ત્યાં મેં સ્પષ્ટતા કરી છે કે " લોકકથા આમ કહે છે."

આ પુસ્તકમાં એવી માહિતી છે કે જે ભવિષ્યના સમસ્ત ગુજરાતના ઇતિહાસના લખનારને ગુજરાતનું સમગ્ર દર્શન ખડું કરવામાં ઉપયોગી નીવડશે. આ પુસ્તક લખતા લખતાં મને સમજાયું છે કે માર

ઓખામંડળ પ્રદેશને ન્યાય આપવા ખાતર મારે જુદાં જુદાં ચાર પુસ્તકો લખી કાઢવાં જોઈએઃ (૧) દ્વારકાનો ધાર્મિક ઇતિહાસ, (૨) દ્વારકાને લગતું પુરાતત્ત્વ, (૩) દ્વારકાને લગતા ઉત્કીર્ણ લેખનો સંગ્રહ, (૪) દ્વારકાનો દરિયો.

આ પુસ્તક ઝટ લખી આપવાની પ્રેરણા ઈ. સ. ૧૯૬૨માં મેં વડોદરા સાહિત્ય સભાના ઉપક્રમે "ઓખામંડળના વાઘેરો" વિષે વડોદરામાં ભાષણ અપાયું હતું ત્યારે સુજ્ઞ શ્રોતાઓની માગણી પરથી મળી હતી. એ ભાષણ આપવાનો પ્રસંગ ન આવ્યો હોત તો આ પુસ્તક આટલું વહેલું લખાયું ન હોત.

જે જે પુસ્તકમાંથી ઉતારા આ પુસ્તકમાં મૂકયા છે તે તે પુસ્તકનું અને તેના લેખકનું નામ જે તે સ્થળે મૂકવામાં આવેલ છે. તે પુસ્તકોના લેખકનું ઋણ હું સ્વીકારું છું.

ઉદ્ધવનિકેતન, કલ્યાણરાય ન. જોષી

દ્વારકા

# અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પાન |
|---|---|---|

## પરિશિષ્ટ



વાઘેર—પિતા અને પુત્ર
ગોરીઆળી ગામના પટેલ તથા તેમના પુત્ર, ૧૯૩૯
ફોટો : વડોદરા મ્યૂઝિયમના સૌજન્યથી

# પ્રકરણ પહેલું

## શ્રીકૃષ્ણની સાથે ગોકુલ-મથુરાથી કઈ જાતિઓ દ્વારકા આવી હશે?

એમ મનાય છે કે પાંચ ૭ હજાર વરસ પહેલાં ગોકુલ-મથુરાથી સૌરાષ્ટ્રના દરિયાકાંઠા પરના પ્રદેશમાં યાદવોને અને ઇતર જાતિઓને શ્રીકૃષ્ણ પોતાની સાથે લઈ આવ્યા હતા. એ જાતિઓ કઈ હશે તેની ચર્ચા આ પુસ્તકમાં ઉપયુક્ત છે. પાંચ ૭ હજાર વરસ પહેલાંની હકીકત શેના પરથી જાણી શકાય? લોકજીવનની પરંપરાએ જાળવી રાખેલી સ્મૃતિ પરથી, એ સ્મૃતિને આધારે લખાયેલાં પુરાણો પરથી, એવાં લખાયેલાં સાહિત્યના અભ્યાસીઓએ અર્વાચીન ગોકુલ, મથુરા અને દ્વારકાના પ્રદેશના કરેલાં ડહાપણભરેલાં અવલોકન પરથી, અને પુરાતત્ત્વના સંશોધકોએ ખોદકામમાંથી અને ઈતર રીતે મેળવેલા પુરાણા અવશેષો પરથી—આવી જૂની હકીકત તારવી શકાય એટલું જ નહિ; પરન્તુ જે તે સ્થળના લોકજીવનના વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા અભ્યાસમાંથી કેટલાક નક્કર અને તર્કસ્પર્શી પુરાવા પરથી આટલી જૂનીપુરાણી હકીકતને સુરેખ બનાવી શકાય.

સુસંસ્કૃત વિદ્વાને મહાભારત અને ભાગવત પુરાણો લખ્યાને સેંકડો વર્ષો થયાં છતાં ગોકુલ, મથુરા અને દ્વારકા આજ સુધી પ્રજાકીય જીવનમાં જીવતોજાગતો રસ વહેવડાવી રહ્યાં છે એ શ્રીકૃષ્ણના જીવન-કથાની સાંસ્કૃતિક શ્રેષ્ઠતાનો અને એ કથાની ઐતિહાસિક રેખાની સબળતાનો પુરાવો છે.

ગોકુલ-મથુરામાં રહેતા યાદવકુળને-શ્રીકૃષ્ણનાં તેજોદ્વેષી શિશુપાલ,

જરાસંધ, શ્વાભ્ર (સૌભ) પ્રદેશના શાલ્વરાજા અને કાલનેમિ યવન અતિ રંજાડ ઉપજાવશે એવી પૂર્ણ પ્રતીતિ ગોકુલ-મથુરામાં ઘર ઘાલી બેઠી હતી. તેથી શ્રીકૃષ્ણે યાદવ, વંશને-યાદવ જાતિને—કહો કે પોતાના આપ્તજનમંડળને મથુરાથી આનર્ત દેશના વિભાગ જેવા પશ્ચિમ તરફના સમુદ્રકિનારા પરના કુશસ્થલી નામના પ્રદેશમાં ખાસ બંધાવેલી દ્વારકાપુરીમાં મોકલી દેવાનો નિર્ણય કર્યો હતો.*

ગોકુલ-મથુરાથી આવી રીતે દ્વારકા ગયેલી જાતિઓ કઈ હોઈ શકે? એનો ઉત્તર ઝાંખા સ્વરૂપે છતાં વૈજ્ઞાનિક તર્કને સ્પર્શે એવા સાચા આકારે રજૂ કરવાનો પ્રયાસ અસ્થાને નહિ ગણાય. ભૂગોળશાસ્ત્રીઓ કહે છે કે શ્રીકૃષ્ણના સમયમાં ગંગાજમનાને ઉત્તરથી દક્ષિણ પથે ઢળતાં પૂર્વ પથે વાળનાર જે ઉચ્ચ ભૂમિ છે તેની અને આબુ-અરવલ્લિના ઉચ્ચ પ્રદેશ વચ્ચે સમુદ્રવાળો પ્રદેશ હતો. એ સમુદ્ર અમદાવાદના સાબરકાંઠા સુધી પથરાયેલો હતો. તેથી સંશોધનમાં રચ્યાપચ્યા વિદ્વાન લોકો માને છે કે ગોકુલ-મથુરાથી યદુવંશ જાતિ અને ઇતર આપ્તજનોનો સંઘ દ્વારકા આવેલ તેનો માર્ગ મથુરાથી દક્ષિણ પંજાબ, પછી જેસલમેર, ત્યાંથી પૂર્વ સિન્ધનો નગરઠ્ઠાનો પ્રદેશ, પછી કચ્છ, ઉત્તર ગુજરાત (આનર્ત), ગિરિનાર અને કુશસ્થલી એ પ્રમાણે હતો.

* श्रीमद् भागवद् महापुराणम् ।
(दशम स्कन्धे उत्तरार्धे दुर्गनिवेशनं नाम पंचाशत्तमोऽध्यायः)
अष्टादशम संग्रामे अगामिनि तदन्तरा
नारदप्रेषितो वीरो यवनः प्रत्यदृश्यत ॥ ४४
रुरोध मथुरामेत्य तिसृभिर्म्लेच्छकोटिभिः
नृलोके चाप्रतिद्वन्द्वो वृष्णीन् श्रुत्वाऽऽत्मसंमितान् ॥ ४५
× × ×
तस्मादद्य विधास्यामो दुर्गं द्विपदुर्गमम्
तत्र ज्ञातीन् समाधाय यवनं घातयामहे ॥ ४९

શ્રીકૃષ્ણ દ્વારકામાં ઠરીઠામ થયા ન થયા ત્યાં તો તેમની ગેરહાજરીનો લાભ લઈ સૌભ પ્રદેશના શાલ્વ રાજાએ પોતાની સમુદ્રથી વિંટાયેલી મૃતિકાનગરીમાંથી* દ્વારકા પર દરિયાઈ હલ્લો કર્યો હતો. આજના તાજા સંશોધનથી એ વાતને વૈજ્ઞાનિક ટેકો મળે છે. શ્વાભ્ર-સૌભ-(સાંબરકાંઠો) પ્રદેશમાં અમદાવાદ પાસે ખોદકામથી **લોથલ** ગામ સાંપડયું છે. એ લોથલ તે શ્રીકૃષ્ણના સમયની **લોહસ્થલી** હોવું જોઈએ. આનર્ત દેશને એક છેડે **કુશસ્થલી** તેમ બીજે છેડે **લોસ્થલી** દરિયાઈ મથક હતાં. જડી આવેલા લોથલમાં પણ બન્દરી અવશેષો સાંપડયાં છે.

શ્રીકૃષ્ણના સમયમાં એસીરીઆ, બાબીલોન, શોણિતપુર (લાલ સમુદ્ર નગરી), ગ્રીસ વગેરે દેશના યવનો દરિયારસ્તે મથુરા સુધી સંચાર કરી રહ્યા હતા. જરાસંધના સાથી જેવા બનેલા **કાલયવન**-કાલનેમિ-નામના સરદારે મથુરાથી શ્રીકૃષ્ણ બહાર નીકળ્યા કે તેનો કેડો વિનાશ માટે પકડયો હતો. ગિરિનારની તળેટીમાં શ્રીકૃષ્ણે કાલયવનને થાપ આપી તેને ભસ્મીભૂત કરાવ્યો હતો. મથુરાથી દ્વારકા આવેલા જનસંઘ સાથે આ કાલયવનનો જાતિસંઘ પણ હતો. એ યવનસંઘના જાણીતા બાણાસુરની કન્યા ઉષા સાથે શ્રીકૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધનું લગ્ન દ્વારકામાંથી થયું હતું. આ યવનસંઘના વંશજો કચ્છ-સૌરાષ્ટ્રમાં સત્તાધીશ થઈને **સત્રપ, ક્ષત્રપ**-તરીકે રાજસત્તા ભોગવતા થયા હતા. શ્રીકૃષ્ણના દ્વારકાના પ્રદેશમાં કાલયવનના વંશજો તરીકે **કાલા-કાબા** અને **મોડા** કુળના વાઘેરના વડવાઓ વસતા હતા તે બારોટની મુખકથાથી જણાયું છે. એ **કાલા** તે જ કાલયવનના કુળના હોવા જોઈએ. વળી મહુવા **જાફરા બાદ**-કોડીનારના દરિયાઈ પ્રદેશ પર આજે **કારડીઆ** રજપૂતનો સંઘ વસે છે તેમના વડવાઓ મથુરાથી દ્વારકા આવી વસેલ જ્ઞાતિ પૈકીના હતા.

---

* मार्तिकावतम् आसदम्, મહાભારત વનપર્વ અધ્યાય, ૧૪ થી ૨૨.

આ એક સંઘની જાતિની વાત થઈ.

મથુરાથી અને ગોકુલથી નાસી આવેલી જાતિમાં મુખ્ય તો યાદવકુળ હતું. એ કુળના રક્ષણાર્થે દ્વારાવતી રચવામાં આવી હતી. આ યાદવોએ શ્વભ્ર (સૌભ) પ્રદેશના શાલ્વ *રાજા સાથે દરિયાઈ યુદ્ધમાં પરાક્રમો ખેડયાં હતાં. એ દરિયાઈ વિક્રમને વરેલી જાતિના પશ્ચિમ કિનારા પરના વાસથી જુદાં જુદાં રૂપાન્તર થયાં હતાં—જેવાં કે યાદવ, જાધવ, જાડેજા ભટ્ટી, ભટ્ટડ, સૈન્ધવ, સોંધી, ચાપોત્કટ, ચૌરા, ચાવડા ક્ષારવાહ, ખારવા. યદુવંશીય યાદવોમાંથી ઊતરી આવેલા જાડેજા રજપૂતોની તો કડીબદ્ધ વંશાવલિનું સંશોધન થયું છે; અને સિન્ધમાંથી ઊતરી આવેલા

* જુઓ—શ્રીમદ્‌ભાગવત પુરાણ—દશમસ્કંધ—છોંતેરમો અધ્યાય નામે शाल्वयुद्ध: શ્લોક અનુક્રમ સંખ્યા ૧, ૩, ૧૨, ૨૩ ઇત્યાદિ અને સત્તોતેર અધ્યાય નામે—सौमवध: શ્લોક અનુક્રમ સંખ્યા ૪, ૮, ૨૨, ઇત્યાદિ.

गदमारयत्रिसाम्बाद्या जघ्नुः सौमपतेर्बलम् ।
पेतुः समुद्रे सौमेयाः सर्वे संछिन्नकन्धराः ॥ ४ [૭૭ અધ્યાય]

મહાભારતના વનપર્વમાં—सौभवधोपाख्यान—અધ્યાય ૧૪થી ૨૨ સુધીના ભાગમાં વિસ્તારથી આપવામાં આવ્યું છે.

મહાભારત—ઉપર भारत भावदीप—નામની ટીકા નૈલકંઠીય પંડિતે લખી છે—તેમાં સૌભ શબ્દની વ્યુત્પત્તિ આ રીતે આપી છે—सौमं सुष्ठु मान्ति वे सुभाः कांचनादयो: धानवम्नज्जम्—

મહાભારત વનપર્વ અધ્યાય ૨૦માં—શાલ્વની સમુદ્રકાંઠાની નગરીનો ઉલ્લેખ—

संशसि सरितश्चैव मार्तिकावतमासदम् ॥ १४
तत्रायापं नरव्याघ्र शाल्वं सागरमन्तिकात्
प्रयान्तं सौभमास्थाय तमहं पृष्ठतो न्वयाम् १६
ततः सागरमासाद्य कुक्षौ तस्य महोर्मिणः
समुद्रनाभ्यां शाल्वोभूत्सौभमास्थाय शत्रुहन् १७

કચ્છ રાજવંશના સ્થાપક **જામ નરપત** શ્રીકૃષ્ણથી ૮૩મી પેઢીના પુરુષ મનાયા છે. કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં જાડેજાની યદુવંશી જાતિનો ફેલાવો સારી પેઠે થવા પામ્યો હતો. સૌરાષ્ટ્રના દરિયાકાંઠા પરના પ્રદેશમાં હાલ વાસ રાખી રહેલ રજપૂત-સંઘ મોટે ભાગે **જાડેજા**–એટલે કે **જાદાના**–ગણાય છે.

જે લોકો યાદવના શુદ્ધ નામ જાળવી ન શક્યા અને દ્વારકાની વસતીના અન્ય જનસંઘ સાથે મળીને સૌરાષ્ટ્રની સ્થિર વસ્તી બની ગયા—તેવા સંઘો—આજે આહેર, રબારી, ચારણ, માલધારી અને વહાણવટાને વરેલા ખારવા, કોળી અને ચાંચિયા તરીકે કચ્છ, સૌરાષ્ટ્ર ઉત્તર ગુજરાત, અને મહારાષ્ટ્રના કોંકણ પ્રદેશમાં વસી રહ્યા છે.

આ લોકોએ શ્રીકૃષ્ણના સમયની સંસ્કૃતિની પગલીઓ હજુ સુધી પોતાના જીવનપટ પરથી ભૂંસાવા દીધી નથી. એવી પગલીઓ કયી હોઈ શકે ?

પોતાની જ્ઞાતિના વીરપુરુષ શ્રીકૃષ્ણના જન્મોત્સવનો ઉછરંગ સૌરાષ્ટ્રના રબારી, આહેર, રજપૂતો અને મહારાષ્ટ્રના મરાઠા ઘાટી લોકો—આજ સુધી વિશિષ્ટ રીતે બતાવી રહ્યા છે. રબારી લોકો માટીથી કાનુડાની મૂર્તિ બનાવે છે—અને એક રાત અને એક દિવસ એ કાનુડાની આસપાસ નૃત્યોમાં અને ગીતોના ઝણકારામાં મગ્ન રહે છે—મુંબઈમાં વસતા લોકો ઘાટીઓનો—ગોવિન્દા આલા-નો મસ્તીભરેલો રાસ અને સંઘકુચ—તથા દહીંની મટકીફોડની રમત આજ સુધી દરેક કૃષ્ણાષ્ટમીએ માહાણે છે.

પાંચ છ હજાર વરસ પહેલાં બનેલા બનાવને ઉત્સવ તરીકે પ્રતિ વરસે પાળવામાં આવતો હોય–એવો દુનિયામાં અન્ય કોઈ બનાવ સાંપડતો નથી.

રબારી, આહેર, જાડેજા રજપૂતો, જાધવોના સંઘ આજ સુધી

શ્રીકૃષ્ણના સમયના યાદવોની પેઠે—ગોવર્ધન પર્વત જેવા ટીંબા, ડુંગર, ખડક અને ધાર જેવા પ્રદેશમાં ઈશ્વરી શક્તિનો વાસ હોવાનું માનતા આવ્યાં છે. એ સંઘની પૂજનીય કુળદેવી ડુંગરોની ધાર પર જ બિરાજે છે. શિવાજીની ભવાની, જાડેજાની આશાપુરી,—મુમ્માઈ, ખોડીઆર, વગેરે ઉચ્ચ ડુંગરો પર જ હોય છે. રબારીના વાર્ષિક મોટા મંડપોના ઉત્સવો તો વગડામાં ખડકોની ધાર પર જ થાય છે. રુક્મિણીજી એ અંબા માતાનું પૂજન કરીને શ્રીકૃષ્ણનાર થમાં બેસવાનું યોજ્યું હતું—તે જ અંબાને આજ સુધી યાદવવંશીય અનુવંશીય લોકસંઘ પૂજતો આવે છે એ લોકજીવનની કડીઓની અતૂટતા દર્શાવે છે.

એક બીજી વાત કરીએ :—

ગાયો પ્રત્યેનો પ્રેમ, ઢોરનું સંરક્ષણ અને પશુધનનું સંવર્ધન—આ રબારી, આહેરે, જાડેજા, જાધવ–જાતિમાં વિશિષ્ટ રીતે જળવાઈ રહેલ છે. ગાયોના રક્ષણ માટે યુદ્ધ ખેલી પોતાના પ્રાણ હોમ્યાની કથા સૌરાષ્ટ્રના ઘણા ભાગમાં ઊભા કરેલા પાળીઆના મૃત્યુલેખમાં કોતરાયેલી હોય છે.

કચ્છ અને ઉત્તર ગુજરાતમાં રબારી અને માલધારી ચારણ લોકોએ તો પશુપાલનને જીવનનો મુખ્ય ધંધો ગણી લીધો છે. મથુરાના યાદવોને ગાયો વહાલી હતી, તેનું આ પ્રતિબિંબ જ છે. ઉત્તર ગુજરાતમાં તો રબારી—દેસાઈ—ન હોય તો ગાયો અને બળદની ઓલાદ કોણ સંભાળે એ પ્રશ્ન થઈ પડે. ત્રીજી વાત એ છે કે—

આહેર, રબારી, ચારણ, વાઘેર—જેવી યાદવજાતિના અંશવાળી જાતિએ–વેશભૂષાની જૂની યાદવોની રીત આજ સુધી સંઘરી રાખી છે. આહેર, રબારી, ચારણ વાઘેર—અને ઘાટી, મરાઠા કદી સીવેલાં કપડાં પહેરતા નથી–શું પુરુષ કે શું સ્ત્રી! ઊનની ધાબળી તો એમની પોતીકી ચીજ બની ગઈ હોય છે—હાથમાં લાકડી વગર એ જ્ઞાતિના પુરુષો બહાર નીકળતા નથી—(હાલના સુધારાથી ઘણી વિકૃતિ થઈ છે ખરી!)

આ જાતિઓના માનીતા ખાદ્ય પદાર્થો પણ મથુરા-ગોકુલમાં રહેતા અસલી લોકસંઘની પેઠે દૂધ, દહીં, છાસ, માખણ, ઘી અને મોનભોગ (શીરો) હજુ સુધી જળવાઈ રહ્યા છે.

આ જાતિના ઉત્સવોના આનન્દની રમતોમાં—વાંસલીના સૂરવાળી દાંડીઆરાસની રમત મુખ્ય ભાગ ભજવે છે—તેમજ કંસના દરબારમાં રમાતી મલ્લકુસ્તીના ખેલો પણ આહેર, વાઘેર અને મરાઠા જાધવ આજે પણ બહુ રસથી ખેલે છે.

મથુરાથી દ્વારકા આવેલી જાતિઓમાં વ્યક્તિવાચક જે નામો પ્રચલિત હતાં તેવાં જ નામો આ જાતિઓએ સાચવી રાખ્યાં છે અને યાદવવંશના સંસ્કારની છાપનું સાતત્ય એ નામોમાં આજે પ્રતિબિંબિત થાય છે. ઉગ્રસેનમાંથી ઉગો, ઉદ્ધવનો ઓધો, અર્જુનનો—અરજણીઓ, સહદેવનો સદુ, યુધિષ્ઠિરનો—જોધો, સામ્બનો સામો, મહિપતનો મેપો, ભૂપતનો ભોપો, ગોવર્ધનનો ગોધુ, અને રુક્મિણીની રૂખી અને દેવકીનું દેવું—એ થોડાંક દૃષ્ટાન્તરૂપે નામો ગણાવી શકાય.

આ રીતે આપણે નક્કી કર્યું કે મથુરા અને ગોકુલથી શ્રીકૃષ્ણ સાથે દ્વારકા આવેલી જાતિઓ જો કોઈ હોય તો તે—જાધવ, જાડેજા રજપૂત, આહેર, રબારી, માલધારી ચારણ, વાઘેર, કારડીઆ, અને ખારવા હોઈ શકે—

---

# પ્રકરણ બીજું

## યાદવયુગનું સૌરાષ્ટ્ર

ભારતના ઇતિહાસના ઉકેલાયેલાં થરોના સમય પહેલાં સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું કલેવર ઘડાતું થયું હતું—એ પ્રાક્-ઐતિહાસિક સૌરાષ્ટ્રની સંસ્કૃતિના ઘડતરમાં યાદવોની પ્રવૃત્તિઓએ ઠીક ઠીક ફાળો આપ્યો છે.

### યાદવો કોણ હતા?

ચન્દ્રવંશી ક્ષત્રિયોની કથાના પૌરાણિક વૃત્તાન્ત પરથી નક્કી થયું છે કે—૧ ચન્દ્ર, ૨ બુધ, ૩ પુરુરવા, ૪ આયુ, ૫ નુહુષ, અને ૬ યયાતિ એમ છ યાદવોના વંશાધ્યક્ષ થયા પછી સાતમા યદુ નામના મહાપુરુષ પોતાના પરાક્રમોથી વિખ્યાત બન્યા હતા.

તે યદુના વંશજો પોતાને યાદવ કહેવડાવવામાં મગરૂબી લેતા હતા. એ યદુ પછી તેત્રીસમી પેઢીએ વેદધર્મની પ્રતિષ્ઠા વધારનાર વૃષ્ણિ * નામના મહાપુરુષ થયા. યાદવવંશના અવતારી પુરુષ શ્રીકૃષ્ણને જેમ **યદુનન્દનનું** નામ અપાયું છે તેમ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણનું નામ **વાર્ષ્ણેય** પણ કહેવામાં આવ્યું છે, એટલે કે યદુવંશી ક્ષત્રિયોના કુળને જેમ યદુએ દીપાવ્યું છે તેમ વૃષ્ણિએ પણ દીપાવ્યું છે. વૃષ્ણિ પછી તેરમી પેઢીએ સુરસેન થયા, તેના પુત્ર વસુદેવ થયા અને વસુદેવના શ્રીકૃષ્ણ ચન્દ્રવંશમાં મહા અંશાવતારી પુરુષ થયા હતા.

યાદવો ઉત્તર દિશાએથી ભારતમાં આવ્યા હતા અને શ્રીકૃષ્ણનો જન્મ મથુરામાં થયો ત્યારે યાદવોની પુત્રીઓ કુરુ અને પાંડુના કુટુમ્બના

---

* વૃષ્ણીનામ્ વાસુદેવોઽસ્મિ = ભગવદ્ગીતા.

યુવાનો સાથે પરણતી હતી, અને મથુરાના રાજા ઉગ્રસેનની કન્યાઓ યદુવંશીય રાજકુમારોને અપાતી હતી. શ્રીકૃષ્ણે ગોકુલ, વૃન્દાવન અને મથુરામાં વાસ કર્યો; પછી તેણે કંસનો વધ કર્યો. તે પરાક્રમના તેજથી ઝાંખા પડી ગયેલા જરાસંધ અને કેટલાક યવનો, ખાસ કરીને **કાલયવન** જેવા શત્રુઓના વખતોવખતના વિગ્રહથી યાદવકુટુંબોને થતી હેરાનગતિથી કંટાળીને પચ્ચીસ વરસની યુવાન વયે મથુરા છોડી શ્રીકૃષ્ણે સૌરાષ્ટ્રના પશ્ચિમ તરફના સમુદ્રતટ પર આવેલ * કુશસ્થલીને સ્થાને દ્વારાવતી નગરી યાદવોના શાન્તિભર્યા વાસ માટે વસાવી હતી.

## યાદવોની પ્રવૃત્તિઓ

શ્રીકૃષ્ણ પચ્ચીસ વરસની ઉમ્મરે દ્વારકામાં આવી વસ્યા. તે દિવસથી સૌરાષ્ટ્રમાં ઉત્તર પ્રદેશથી અને પશ્ચિમ પ્રદેશથી યાદવોની આવજા વધી. યાદવોના મેળાખેળાની પ્રવૃત્તિઓ વધી અને યાદવ કુટુંબના પરાક્રમી અને સંસ્કારી જીવનની પમરાટે સૌરાષ્ટ્રમાં સંસ્કારનાં અનેક ધામો વિકસાવ્યાં. દ્વારકા, પીંડાર્ક (પિંડારક) મધુમતી નગર, શંખોદ્ધાર, પ્રભાસ, ગિરિનગર, કુંડીનપુર, બિલેશ્વર, માયાસર, મુક્તાસર, રૈવતક, વગેરે.

શ્રીકૃષ્ણના પાછલા સો વરસનું જીવન સૌરાષ્ટ્રને આંગણે વ્યતીત થયું હતું. તે વખતે સૌરાષ્ટ્રમાં **કાલયવન**ના અનુયાયી યવનો પણ પોતાની પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા હતા. સંભવ છે કે આ યવનના સંઘોમાંથી એકાદ સંઘે ઓખામંડમાં વાઘેર જાતિનું મૂળ રોપ્યું હોય. તે કાલયવનના નામ પરથી **કાલા** કે **કાબા** કહેવાતા હોય. વાઘેર જાતિના બારોટની (વહીવંચાની) સ્મૃતિ-પોથી એમ કહે છે કે વાઘેર કોમના ત્રણ ફાંટા હતાઃ ૧ કાલા, ૨ કાબા, ૩ મોડા. આ પરથી એમ માનવાનું મન થાય છે કે શ્રીકૃષ્ણના અનુવંશી યાદવો સાથે જે

---

* વામન અવતારની કથા સાથે સંબંધ ધરાવતા કુશયવનની રાજધાની.

જાતિ વસતી હશે તે કાળા કહેવાયા હશે. કાલયવનના અનુયાયીઓ કાલા કહેવાયા હશે અને ક્ષત્રપ યુગમાં જે રાજા બની માથે મોડ (મુકુટ) પહેરવાના અધિકારી ગણાતા હશે તે મોડા કહેવાતા હોય.

એ કાળે સૌરાષ્ટ્રને આનર્ત દેશનો એક ભાગ ગણવામાં આવતો હતો. એ આનર્તવાસી યાદવોએ અનેક પ્રકારે મનુષ્યજીવનના સંસ્કારોના મંડાણ આદર્યાં હતાં. શ્રીકૃષ્ણે રુક્મિણીનું હરણ કરી તેને પોતાની પટરાણી બનાવી. સત્યભામા અને જાંબુવતી સાથે વીરતાભરેલાં લગ્ન સાધ્યાં. શ્રીકૃષ્ણના ભાઈ બલરામે રેવત રાજાની પુત્રી રેવતી સાથે લગ્ન કર્યાં, પદ્યુમ્નના પુત્રે ઓખાનું હરણ શોણિતપુરમાંથી કર્યું, જાંબુવતીની કુખે જન્મેલા શ્રીકૃષ્ણના પુત્ર સામ્બે દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું હરણ કર્યું—અને યાદવોને ઘેરથી અર્જુન સુભદ્રાને હરી ગયા—આ બધા બનાવો એ યુગની સિદ્ધિઓનું સ્વરૂપ દર્શાવે છે.

## યાદવોની અન્ય પ્રવૃત્તિ

પુરાણોના લખનાર ઇતિહાસ-વિદો કહે છે કે યાદવયુગમાં યાદવો દ્વારકાથી હસ્તિનાપુર સુધી આવજા કરતા હતા; પાંડવો અને તેના દૂતો દ્વારકા આવતા જતા. ઉદ્ધવ ગોપીઓનો સન્દેશો લઈ મથુરાથી દ્વારાવતી આવતા અને શ્રીકૃષ્ણની ફિલસૂફીભરી ખબરો દ્વારકાથી મથુરા જઈ ગોપીઓને પહોંચાડતા. એ અવરજવરના માર્ગો સૌરાષ્ટ્રની સંસ્કૃતિના ઘડતરમાં મોટો ભાગ ભજવતા હતા. વળી દ્વારકાથી પ્રભાસપાટણ સુધીનો અને દ્વારકાથી રૈવતક પર્વત સુધીનો તથા દ્વારકાથી પીંડારક સુધીનો વ્યવહાર યાદવ-યુગમાં ધમધોકાર ચાલતો હતો.

દ્વારકાથી ગોપની ટેકરી આગળ થઈ બરડાના ડુંગરાળ પ્રદેશમાં જવાઆવવાના ધોરી માર્ગો એ વખતે હતા. સત્યભામા અને જાંબુવતીના

લગ્ન શ્રીકૃષ્ણ સાથે થયાં—તેને લગનાં સ્થળો આજે બરડાના બિલેશ્વરની ટેકરી પાસે હોવાનું કહેવાય છે.

## યાદવયુગની સમૃદ્ધિ

યાદવયુગમાં સૌરાષ્ટ્રનો પ્રદેશ અનેક પ્રકારે સમૃદ્ધ બન્યો હતો. વ્યવહારનાં સાધનો, યુદ્ધસામગ્રી, વેષભૂષાની વસ્તુઓ, આનન્દપ્રમોદની સંસ્થાઓ, ભોગવિલાસવાળી રહેણી,—વગેરે પરથી યાદવયુગની સૌરાષ્ટ્રની સમૃદ્ધીનો ખ્યાલ આવી શકે તેમ છે. પ્રવાસમાં વપરાતા રથ, કન્યાઓના હરણ પ્રસંગે વપરાતા રથ અને યુદ્ધમાં વપરાતા રથ એ યુગની વિકાસ પામેલી કળા કૌશલ્યસંપન્ન જનતાનું દર્શન આપે છે. રથના અશ્વોને પાળી તેમને તાલીમબદ્ધ બનાવવાની શક્તિ યાદવકાળમાં સૌરાષ્ટ્રમાં વસતા લોકોમાં હતી. એ કળાને આસીરીઅન પ્રજાનો સંઘ દરિયામાર્ગે સૌરાષ્ટ્રમાં—દ્વારકામાં લાવ્યો હતો—તે વાત સબળ પુરાવા તરીકે ગણાવી શકાય.

## નૌકા-વિદ્યા

ત્રણચાર હજાર વરસ પહેલાના યાદવયુગમાં શ્રીકૃષ્ણે સૌભ (સુભ) દેશના સાલ્વ રાજા સામે દરિયાકિનારા પરની મૃતિકાવતી નગરી ઉપર નૌકા-લશ્કરનો હુમલો કર્યો હતો અને એ દરિયાઈ યુદ્ધમાં સાલ્વ રાજાનો પરાજય થયો હતો.

દ્વારકાથી બેટશંખોદ્ધારમાં રમણ કરવા યાદવો જતા હતા ત્યારે દરિયો ઓળંગવામાં નૌકાનો ઉપયોગ થતો હતો. વળી શ્રીકૃષ્ણના દેહ-ત્યાગ પછી યાદવકુળની સ્ત્રીઓને અર્જુન હસ્તિનાપુર લઈ ગયા હતા ત્યારે તેમણે દરિયો ઓળંગ્યો હતો એવો ઉલ્લેખ પ્રમાણિત પુરાણોમાં મળે છે.

યાદવયુગની નૌકાઓ હલેસાંથી ચાલતી હતી કે પવનથી તેનો

નિર્ણય પુરાતત્ત્વના અભ્યાસીએ હજુ હવે કરવાનો છે— જો કે ભગવદ્‌ગીતામાં શબ્દપ્રયોગ થયો છે કે वायुर्नावमिवाम्भसि—

## યુદ્ધસામગ્રી

યાદવ યુગમાં સૌરાષ્ટ્રમાં અને સૌરાષ્ટ્રની બહાર યુદ્ધો તો ઘણાં ય થયાં હતાં યુદ્ધમાં અસ્ત્રોનો જ ઉપયોગ થતો હતો. શસ્ત્રો તો જવલ્લે જ વપરાતાં હતાં એમ પુરાણોની કથામાંથી તારવી શકાય છે. ધનુષબાણ, ગદા, મગદળ, ભોગળ, હળ, મુશળ, દોરડાંના પાશ જેવાં હથિયારો યાદવયુગમાં વપરાતાં હતાં. શ્રીકૃષ્ણનું ચક્ર એવું હથિયાર હતું કે તેને અસ્ત્ર પણ કહી શકાય અને શસ્ત્ર પણ કહી શકાય. તે ફેંકવામાં આવતું માટે અસ્ત્ર, અને તેના વડે શિરચ્છેદ થતો માટે તે શસ્ત્ર. આ ચક્ર કવિની કલ્પનાની કૃતિ છે કે યાદવયુગની વિજ્ઞાનની સિદ્ધિ છે એ કોઈ ઝીણવટભરી શોધ પછી જ નક્કી કરી શકાશે.

## વેશભૂષાની સામગ્રી

પીતાંબર, સાડી, પટકૂળ, ઉપરણાં, કમ્મરે બાંધવાના પટ્ટા, (ભેટબાંધણા), ગળાથી પગ સુધી પહોંચતી વૈજયન્તી માળા—ફૂલોની, પાંદડાંની અને ચણોઠી (ચણોઠી) માળાઓ, માથાના મુકુટો, મયુરના પીચ્છાનો શિરપેચ, ફૂલપાનના બાહુબન્ધ, કંકણ અને કુંડલ—એવી ચીજોનો વપરાશ યાદવયુગમાં પ્રચલિત હતો એમ પુરાણો કહે છે, પણ એ યુગના અવશેષોની શોધમાં આવી કોઈ ચીજના વપરાશના પુરાવા મળ્યા નથી. તેવી વસ્તુઓ બનાવનાર કારીગરો પણ યાદવયુગમાં વસતા હોવા જોઈએ એમ માત્ર અનુમાન કરવું ઘટે છે.

## આનન્દપ્રમોદની રીતો

મૃગયા-ખેલ, સુરાપાન, દ્યુતખેલ, દ્વંદ્વયુદ્ધ, અખાડાની મલ્લકુસ્તી, નાટક, નૃત્ય, રાસ, વેણુવાદન, અને સંમેલનોના ઉત્સવો એ યાદવયુગની મોજમજાના ક્ષેત્રનું ચિત્ર આપણી પાસે રજૂ કરે છે.

યુવાનોનો આનન્દ તીરકામઠાંની વિદ્યા ખીલવવામાં હતો. વનચર પ્રાણીઓનો શિકાર કરવામાં યુદ્ધ વખતે શત્રુને ઘાયલ કરવામાં, અને મચ્છવેધ જેવી રમતોમાં કૌશલ્ય બતાવવામાં એ કાળના યુવાનો રસ લેતા હતા.

**નાટકી વેશ**—જાંબુવતીના પુત્ર **સામ્બને** યાદવકુમારોએ ગર્ભવતી સ્ત્રીનો વેશ પહેરાવી દુર્વાસા ઋષિની મજાક ઉડાવી હતી. સુભદ્રાનું હરણ કરતી વેળા અર્જુને સાધુનો વેશ સજ્યો હતો. પાંડવો અને દ્રૌપદી વેશપલટી આખું એક વરસ અનાતરૂપે ગાળી શક્યા હતા; આ રીતે જોઈ શકાય છે કે નાટકી વેશપલટા કરવાની કળા એ યુગમાં પ્રવર્તતી હશે.

**સુરાપાન**—પ્રભાસમાં થયેલા યાદવોના અંતિમ વિનાશની કથામાંથી ફલિત થાય છે કે યાદવયુગમાં **વારુણી** જેવું કેફી પીણું પીવાની મોજ લોકો માણતા હશે.

**જુગાર**—એ યુગમાં જુગાર રમવો—દ્યુતખેલમાં રસ લેવો એ મોટાઈ મનાતી હતી. જુગારની રમતમાં હોડમાં નાણાં, રાજપાટ, જમીન, ગરાસ અને પત્નીઓને પણ મૂકવાનો રીવાજ હતો.

## દ્વંદ્વયુદ્ધ-વ્યાયામના અખાડા

એક યોદ્ધો બીજા યોદ્ધા સાથે દ્વંદ્વયુદ્ધ ખેલતો હતો. અખાડામાં મલ્લકુસ્તીના ખેલો પણ યાદવયુગમાં ખેલાતા હતા.

**સમૂહ ખેલ**—ગેંડીદડાની રમત સમૂહ ખેલ તરીકે પ્રચલિત હતી.

## અનેક પત્ની રાખવાનો રીવાજ

યાદવયુગની સંસ્કૃતિમાં ક્ષાત્રતેજવાળા વીરને અનેક પત્ની હોવી એ વીરતાની નિશાની ગણાતી હતી. સુરૂપવાળી સ્ત્રીઓના હરણ વીર પુરૂષો કરે તેમાં સમાજ વીરની લાયકાત સમજતો હતો.

## યાદવયુગની છાપવાળું સૌરાષ્ટ્ર

યાદવોનું કેન્દ્રસ્થાન જો કે દ્વારકા હતું તોપણ તેમની સત્તાનો અને સંસ્કૃતિનો વિસ્તાર સૌરાષ્ટ્રના પશ્ચિમ પ્રદેશમાં અને દક્ષિણ ભાગમાં સારી રીતે ફેલાયો હતો.

સૌરાષ્ટ્રના કચ્છના અખાત પર આવેલા સલાયા (સરિયા) બન્દરની પાસેના બારાડી પ્રદેશમાં વેદમતી નદીને કાઠે આવેલા દાત્રાણા, રાણ, ગુરગઢ અને પીંડારાનો પ્રદેશ તથા ઓખામંડળના ઉત્તર કિનારાનો પ્રદેશ યાદવોના યુગની સંસ્કૃતિની ભૂમિકા હતી. વેદમતી નદીને કાંઠે પીંડારામાં યાદવોના કુમારો દ્વારકાથી ખેલ ખેલવા જતા હતા. મહાભારતના મૌસલ પર્વમાં વર્ણવેલ પીંડારા અને શંખોદ્ધાર બેટ સૌરાષ્ટ્રના કચ્છના અખાત પર આવેલાં સ્થળો છે.

સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારા ઉપર હાલના દ્વારકાથી માંડી ગાંધવી (હરસદ માતાનું સ્થળ) કોટેલા, પોરબન્દર, માધવપુર, કુતીઆણા, માંગરોલ (મંગલપુર) અને પ્રભાસપાટણ સુધી યાદવોની સત્તા અને સંસ્કૃતિ ફેલાયેલી હતી. એ પશ્ચિમ કિનારા પર જે અસલી લોકો વસે છે તે બધાની રહેણીકરણી, ખાણીપાણી, વેશભૂષા, બોલાચાલી—એ એક જ સંસ્કૃતિનુંફળ હોય તેમ મનુષ્યવિદ્યાના અભ્યાસીઓ કહે છે. આ ભાગમા વસતા લોકોમાં પુરુષોની પાઘડીના છોગાં, બાજુ બન્ધ તરીકે વપરાતા ભૂજ પરના લટકણીઆં, અને ચોરણાની નાડીમાં લટકતાં ફૂમતાના સુશોભિત ઝુમખા—યાદવયુગની સંસ્કૃતિનું સાતત્ય બતાવતા અવશેષો છે. સૌરાષ્ટ્રમાં પુરુષોમાં પ્રચલિત રહેલી ખોડ સુધીના વાંકડીઆ વાળ (ઓડીઆં) રાખવાની રીત યાદવયુગના ગુડાકેશનો નમૂનો ગણાવી શકાય.

દક્ષિણ સૌરાષ્ટ્રમાં ગિરનાર પર્વતની આસપાસ યાદવોએ ઠેકાણે ઠેકાણે ધામા નાંખ્યા હતા. આજના જુનાગઢ, વંથલી (વનસ્થલી),

કોડીનાર, તુલસીશ્યામ અને ગુપ્તપ્રયાગ વગેરે સ્થળે યાદવોના યુગની સંસ્કૃતિની છાંટ ત્યાંના અસલી જળાશયોમાં—વાવ, નદીતટના મનુષ્યવાસમાં, માલધારીઓના નેસડામાં અને કેટલાંક ગામોનાં નામાભિધાનમાં પુરાતત્ત્વના દષ્ટાઓને મળી શકે તેમ છે.

વળી શ્રીકૃષ્ણના દેહત્યાગ પછી દ્વારકામાં જલપ્રલય થયાની કથા સર્વસામાન્ય બની છે. તે પ્રલય વખતે અસલી દ્વારકા સમુદ્રમાં ડૂબી ગઈ હતી એવી પુરાણની કથાનું સમર્થન રજૂ કરનાર આજે બેટ શંખોદ્ધારની આસપાસ અને નજીકના કચ્છના અખાતમાં ઘણા છૂટા છૂટા નાના ટાપુઓ (દ્વીપો) એ પ્રલયને પરિણામે ઊભા થયા હશે તે મોજૂદ છે. જેટલા નાના ટાપુઓ કચ્છના અખાતમાં આવેલા છે તેટલા ટાપુ ભારતના બીજા કોઈ ભાગના સમુદ્રકિનારા પર નથી. તેથી ત્રણચાર હજાર વરસ પહેલાની ભૂસ્તરલીલાના અવશેષો આજે સૌરાષ્ટ્ર અને કચ્છના આ પ્રદેશમાં યાદવયુગની સાક્ષી પૂરે છે.

## યાદવયુગની સંસ્કૃતિના સંરક્ષક

યાદવવંશનું સાતત્ય જાડેજા, ભટ્ટી, ચુડાસમા અને જાધવ ક્ષત્રિયોએ તથા માણેક કુટુમ્બના વાઘેર લોકોએ જાળવી રાખ્યું છે. તે આગળ પર બતાવવામાં આવશે. પણ યાદવી સંસ્કૃતિને ઓછામાં ઓછી રીતે વિકૃત કર્યા વગર કોઈ પ્રજાએ જાળવી રાખી હોય તો તેમાં સૌરાષ્ટ્રમાં હાલ વસતા માલધારી, રબારી, અને ચારણો, આહેર, મેર, કારડીઆ રજપૂત અને દરિયેકાંઠે વસતા ખારવા તથા કોકણના મરાઠા ઘાટીની ગણતરી કરી શકાય.

રબારી, ચારણના કેવળ ઊનના કામળા-કામળીના પોશાક, આહેર જાતિના પુરુષોના કાનનાં આભૂષણો, ખારવા વાઘેર, અને મેર લોકોની સ્ત્રીઓમાં વપરાતા કેવળ કાળા રંગના ઓઢણાં—એ યાદવયુગની છાપ

બનાવે છે. શ્રીકૃષ્ણના જન્મદિનના ઉત્સવો લોકણના ધાટી મરાઠા અને ઓખામંડળના રબારી લોકો જેટલા ઉત્સાહથી ઉજવે છે તેટલો ઉત્સાહ અન્ય કોમના ઉત્સવમાં હોતો નથી.

## સૌરાષ્ટ્રમાંથી આર્યોનું વિકેન્દ્રિકરણ

સૌરાષ્ટ્રમાંથી શ્રીકૃષ્ણના વંશજો હસ્તિનાપુર તરફ ગયા હતા; ત્યાંથી છેક ઇજિપ્ત અને બાબીલોન તરફ યાદવો જઈ પહોંચ્યા હતા. પછી કાળાન્તરે સિન્ધ મારફત એ યાદવોમાંથી જે કચ્છમાં આવ્યા તેમને **જામ**ની માનવાળી પદવી મળી હતી. તે **જામ** કહેવાતા યાદવોમાં એક જાડો જામ પરાક્રમી બન્યો. તે જાડાના (જાદાના) વંશજો જાડેજા (જાડાના) રજપૂત કહેવાયા. કચ્છના રાજા અને જામનગરના, ગોંડલ, મોરબી વગેરે સૌરાષ્ટ્રના જાડેજા રજપૂત રાજા યાદવવંશના ગણાય છે.

એક જામ જાડેજાનું નામ ચન્દ્રચુડ હતું—તેના વંશજો ચુડાસમા રજપુત તરીકે ઓળખાવા લાગ્યા. યાદવોનો એક ફાંટો ભટ્ટી રજપૂત તરીકે ઓળખાતો થયો તે હાલ જેસલમીરના મહારાવલ કહેવાય છે. દક્ષિણ તરફ સમુદ્રના પશ્ચિમ કાંઠા પર યાદવોનું જે કુટુમ્બ ગયું તેના વંશજો જાધવ મરાઠા ક્ષત્રિય તરીકે ઓળખાય છે.

## દ્વારકામાં યાદવવંશનો અવશેષ

યાદવો દ્વારકામાં વસતા હતા ત્યારે દરિયા કાંઠાના પ્રદેશમાં દ્વારાવતીની આસપાસ યવનો (કાલયવનના અનુયાયી) આવી વસ્યા હતા. તે યવનોની ત્રણ શાખા હતી. ૧ કાળા– ૨ કાબા, અને ૩ મોડા કાલાયવન એટલે મહાભારત અને પુરાણોમાં બતાવેલા શ્રીકૃષ્ણના શત્રુ કાલયવનના વંશજો હોવા જોઈએ. યુગાન્તરે આ યવન પ્રજાને ભારતી સંસ્કૃતિનો ઓપ મળ્યો અને કોઈ કારણે તે વાઘેરના નામથી ઓળખાવા લાગી. જેની કથા આ પુસ્તકનો મૂળ વિષય છે.

## દક્ષિણ દેશમાં યાદવો

દક્ષિણ દેશના યાદવવંશના રાજાઓ ઈ. સ.ના બારમા તેરમા સૈકામાં દેવગિરિમાં રાજ કરતા હતા. તે રાજા પાસે વિદ્વાન બ્રાહ્મણ મંત્રી હેમાદ્રિ હતો. તેણે મોડી લિપિ શોધી હતી. આ રાજાઓ વિષ્ણુ વંશોદ્ભવનું ઉપનામ લગાડતા હતા. તેમ જ "દ્વારવતી પૂરવરાધીશ્વર"નું ઉપનામ પણ લગાડતા હતા. તે વંશના નામો મલુગી–ભીલમ (૧૧૮૭થી ૧૧૯૧ ઈ. સ.)–જૈત્રપાલ–જૈતુગી (૧૧૯૧થી ૧૨૧૦), સીંધણ (૧૨૧૦ થી ૧૨૪૭).




---

# પ્રકરણ ત્રીજું

## મૌર્ય અને ક્ષત્રપકાળનું સૌરાષ્ટ્ર

મૌર્ય યુગની શરૂઆત થઈ ચન્દ્રગુપ્તના રાજ્યથી. ઈ. સ. પૂર્વે ૩૧૯ના વર્ષમાં તેમણે પશ્ચિમ ભારત સુધી મગધ સામ્રાજ્યનો ઝંડો ફેલાવ્યો હતો. તેમના પછી બિંબીસાર અને અશોક વગેરે રાજાઓએ મૌર્ય વંશની પ્રતિભા હાલના ગુજરાત અને માળવા સુધી વિસ્તારી દીધી હતી. મૌર્યની સત્તા નબળી પડી અને ગ્રીસ દેશના યવન સરદારો—ડેમેટ્રિસ, મીનાન્ડર અને એપોલોડોટસ વગેરેની પશ્ચિમ ભારત પર યવન સત્તા કેટલાંક વર્ષો ચાલી. પછી—સ્કીથીઅન લોકો—ગુજરાત પર અને માળવા પર ચડી આવ્યા. તેમણે શક તરીકે આ પ્રદેશ ઉપર સત્તા જમાવી—અને ક્ષહરત અને પછી ક્ષત્રપ તરીકે મહાસામ્રાજ્યના સૂબા તરીકે ગુજરાત માળવાની રાજ્યવ્યવસ્થાના કર્ણધાર બન્યા. ધીરે ધીરે તે ક્ષત્રપ મટી સ્વતંત્ર મહાક્ષત્રપ બન્યા અને ઉજ્જનમાં રાજધાની રાખી ગુજરાત ઉપર પૂર્ણ સત્તાધીશ તરીકે રાજ્ય ચલાવતા થયા. સેમોટિક, નહપાન, ચષ્ટન, રુદ્રસેન, રુદ્રસિંહ, જયદામન, જીવદામન, રુદ્રદામન—અને રુદ્રસિંહ નામના ક્ષત્રપો અને મહાક્ષત્રપો—પશ્ચિમના ક્ષત્રપ રાજ્યના અધિષ્ઠાતા થઈ ગયા.

મૌર્ય રાજ્યનો, યવન રાજ્યનો અને ક્ષત્રપ રાજ્યનો આટલો કડીબદ્ધ ઇતિહાસ એ રાજ્યના કાળના જુદા જુદા સિક્કાઓ પરથી અને શિલાલેખ પરથી મળી આવે છે. ઈ. સ. પૂર્વે ૩૧૯થી માંડીને લગભગ ઈ. સ. ૪૦૦ સુધીના આ સાતસો-આઠસો વરસના ગાળામાં આપણે ગુજરાત—એટલે કચ્છ, સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત અને માળવા—કેવું

હતું એટલે કે તેની સંસ્કૃતિનું સ્વરૂપ કેવું હતું તે હવે આપણે જોઈએ. આ વાત લગભગ બે હજાર વરસ પહેલાંની છે.

જૂનાગઢ પાસે ગિરનારની તળેટીમાં એક મોટા શિલાખંડ ઉપર મૌર્ય અશોકના કોતરાયેલા ચૌદ શાસનો, તે જ શિલાખંડ પર કોતરાયેલ રુદ્રદામન ક્ષત્રપનો લેખ, કચ્છમાં અન્ધાઉ ગામેથી મળેલ જયદામનના પુત્ર રુદ્રદામનના કાળના પાંચ મૃત્યુ પામનારના કીર્તિલેખ, સૌરાષ્ટ્રમાં જામનગર પાસેના **ગુન્દા** ગામેથી મળેલ ક્ષત્રપ રુદ્રસિંહના સમયનો વાપિલેખ, જયદામનના પૌત્રના સમયનો જૂનાગઢનો શિલાલેખ, જૂનાગઢના મ્યુઝિયમમાં પડી રહેલો સ્વામી રુદ્રસિંહ બીજાના સમયનો લેખ, દ્વારકામાં સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં સચવાઈ રહેલો રુદ્રસેન ક્ષત્રપના કાળનો (ઈ. સ. ૨૦૦) મૂળવાસર ગામે સાંપડેલો લેખ, મેવાસા ગામનો ક્ષત્રપ કાળનો લેખ અને સૌરાષ્ટ્રના જસદણ પાસેના ગઢ ગામે સાંપડેલો લેખ—આ આખું પ્રકરણ આ લેખોના આધારે લખાયેલ છે.

**ગુજરાતની ભૌગોલિક માહિતી :**—તે કાળમા કેટલી હતી ? ગુજરાતની હાલની ભૂમિ પુરાણના કાળમાં **આનર્ત** અને **કુશસ્થલિ** નામે ઓળખાતી હતી. એ આનર્ત દેશની રાજપુત્રી રેવતીનું લગ્ન શ્રીકૃષ્ણના ભાઈ બલરામ સાથે થયું હતું. એ દેશમાં શ્રીકૃષ્ણે દ્વારકા વસાવ્યું ત્યારે **મગધ** રાજા જરાસંધ દ્વારકા પર જે રસ્તે ચડાઈ લાવ્યો હતો તે જ જૂના માર્ગે મૌર્ય ચન્દ્રગુપ્ત મગધની રાજધાની પાટલીપુત્રથી પશ્ચિમ ભારત પર પોતાની સત્તા જમાવી શક્યો હતો. ચન્દ્રગુપ્તના અને અશોકના સૂબાઓ મગધ સામ્રાજ્યની સત્તા ગુજરાત ઉપર ગિરિનગરમાં રહીને ચલાવી રહ્યા હતા. તે કાળે આપણા ગુજરાતમાં વસતા લોકોને જુદા જુદા પ્રદેશોની જાણ હતી—જેવા કે આકરાવન્તી, અનુપદેશ (મહિષ્મતી), આનર્ત, સુરથ (સૌરાષ્ટ્ર), સ્વભ્ર, મરૂ, કચ્છ, સિન્ધુ,

સૌવીર, કુકુર (વિન્ધ્ય), અપરાન્ત (ઉત્તર કોકણ), નિષાદ. પશ્ચિમ ભારતના મહાક્ષત્રપોની સત્તા માળવા સુધી હતી, એટલું જ નહિ પરન્તુ તેમણે યૌધેયને હરાવ્યા હતા અને દક્ષિણપથના સાતકર્ણીના રાજ્ય સુધી પોતાની સત્તા પહોંચાડી હતી.

**એ કાળનું રાજશાસન કેવું હતું?**—મૌર્ય કાળમાં તો ગુજરાત ઉપર—પશ્ચિમ ભારત ઉપર મગધ સામ્રાજ્યના સૂબાઓ—યવન તુષાસ્પ, અને પિંગલ ક્ષત્રીય—અમલ ચલાવતા હતા. તે પછી વૈશ્યગુપ્ત, પુષ્પગુપ્ત, પલ્હવ, સુવિશાખ અને પર્ણદત્ત સૂબાઓની નામાવલિ મળી આવે છે. ક્ષત્રપના કાળની રાજધાની ઉજ્જયની અને મૌર્ય યુગની રાજધાની પાટલીપુત્ર હતી. આ કાળમાં ગુજરાતનું રાજશાસન ચોક્કસ ધોરણવાળું હશે એમ જણાય છે. યુક્તા, સજુકા, પ્રાદેશિકા, રાષ્ટ્રીય, ગોષ્ટીય, લાજુકા અને ધર્મમહામાત્રા જેવા હોદ્દેદાર અમલદારો જુદાં જુદાં ખાતાઓ સંભાળતા હતા. એ અમલદારો દર પાંચ વરસે રાજ્યમાં પ્રવાસે નીકળતા અને રાજ્યશાસનને સુદૃઢ કરતા. ઉદાહરણ તરીકે લાજુકા નામના અમલદાર લોકકલ્યાણનું ખાતું સંભાળતા; વત્સભૂમિકા નામના અમલદારો ગૌશાળાની વ્યવસ્થા સંભાળતા; ધર્મમહામાત્ર અમલદાર—નીતિના શાસનોનો ઉપદેશ કરતા અને સ્ત્રીઓમાં શીલ અને ધર્મભાવના વધારતા. સેનાપતિ અભીરબ્રાપક જેવા સૈન્યની વ્યવસ્થા પર સત્તા ભોગવતા.

સુવ્યવસ્થિત રાજશાસનને પરિણામે આ કાળમાં ઠેકાણે ઠેકાણે મોટાં સરોવરો, વાપીઓ અને કુવા બંધાતા. ચલનવલનવ્યવહાર માટે રસ્તાઓ બાંધવામાં આવતા. રસ્તા ઉપર વૃક્ષો રોપવામાં આવતાં અને ઠેકાણે ઠેકાણે માણસના રોગની તથા પશુઓના રોગની ચિકિત્સાની વ્યવસ્થા ગોઠવાઈ હતી. ઔષધિઓના બાગબગીચા નભાવવામાં આવતા હતા. વેઠથી રાજનું કામ લોકો કરતા હતા. અશોકે તે વેઠ બંધ કરી હતી.

**એ કાળમાં ગુજરાતનું લોકજીવન કેવું હતું ?**—મૌર્ય કાળમાં અને ક્ષત્રપ કાળમાં લોકો વર્ણ પ્રમાણે ધંધામાં વ્યાપૃત રહેતા હતા. ક્ષત્રિયો યુદ્ધક્ષેત્રના કાર્યમાં, બ્રાહ્મણ શ્રવણ ધર્મોપદેશના કાર્યમાં પુષ્પ વૈશ્ય જેવા સંઘો વસ્તુઓની હેરફેર કરવાના કાર્યમાં—રોકાયેલા રહેતા હતા. તે સમયના લોકો શિકાર ખેલતા, મૃગયામાંથી મેળવેલા સેંકડો પશુ રાજાને રસોડે જતાં. પશુપક્ષીના માંસનો ઉપયોગ ભોજનની સામગ્રી તરીકે થતો હતો. અશોકના સમયમાં ધર્મશાસનના પ્રભાવથી થોડો કાળ દેશના થોડા ભાગમાં માંસાહાર બંધ થયો હશે પણ ફરીથી ગ્રીસના યવન સત્તાધારીના પ્રભાવથી તથા સ્કીધીઅન (શક) લોકોના પ્રભાવથી, અને ક્ષત્રપોના ગ્રીસની છાપવાળાં જીવનને કારણે આ દેશમાં માંસાહાર ચાલુ રહ્યો હતો.

આ સાતસો વરસના ગાળામાં લોકો સુસંસ્કૃત હતા. તેઓ લખવામાં સંસ્કૃત મૂળાક્ષરો અને ખરોસ્તી કે બ્રાહ્મી લિપિનો ઉપયોગ કરતા હતા. તે કાળના સીક્કામાં ગ્રીસની અસર દેખાય છે, પણ સીક્કા પરના શબ્દો તો સંસ્કૃત મૂળાક્ષરોમાં અને બ્રાહ્મી લિપિમાં લખાયેલા છે. એ હજાર વરસ પહેલાં આપણા દેશમાં સુબધ્ધ મૂળાક્ષરો અને સમ્પૂર્ણ લિપિ વિકસેલી હતી એટલું જ નહિ પણ તે લિપિથી સુરેખ વાક્યો કોતરનારા શિલ્પિઓ પણ આપણા દેશમાં વસતા હતા. તેનો પ્રચાર કચ્છ (અન્ધાઉ)થી માંડી દ્વારકાના ઉપામંડળમા, સૌરાષ્ટ્રનાં હાલારમાં અને છેક નાસિક અને સુપારક સુધી થયેલો હતો. વળી એ કાળમાં વ્યાકરણ, ન્યાય, અર્થશાસ્ત્ર, સંગીત, ચિત્ર અને શિલ્પ જેવી કળા અને શાસ્ત્રો આ દેશમાં વિકસ્યાં હતા: કોતરેલા લેખોમા તિથિવાર, નક્ષત્ર, અને રાજનું વર્ષ બહુ ચોકસાઈથી આપવામા આવે છે તે ઉપરથી તથા જે તે સ્થળના રાજાઓની વંશાવલિ—(ખાસ કરીને ક્ષત્રપ રાજાઓની) વિગત આપવામાં આવે છે તે ઉપરથી તે વખતની પ્રજાની સંસ્કૃતિ સુશિષ્ટ હશે એમ કહી શકાય.

તે કાળમાં કેવળ ગામડાં જ વસતાં હતાં એમ નહોતું. ગિરિનગર જેવાં શહેરો પણ વસ્યાં હતાં—અગાશીઓ, મેડીઓ, અને ઊંચા દરવાજાવાળાં મકાનોની રચના થતી હતી. બજારો અને વિસામાના સ્થળો પણ યોજવામાં આવતાં હતાં.

ક્ષત્રપોના સીક્કા પર ધનુષ્ય અને બાણના ચિહ્નો મૂકાતાં હતાં—તે પરથી એ કાળમાં ક્ષાત્રતેજની ખૂબ કદર થતી હતી એમ સમજાય છે. ધનુષ્ય, બાણ, તલવાર, ઢાલ, પાશ, ફરસી, ઘણ વગેરે હથીઆરો પ્રચલિત હતાં. હાથી-ઘોડા, રથ-પાલખી, રાજ્યાસન, અભિષેકના આસન—વગેરેનો વપરાશ રાજગૃહોમાં અને સૈન્યોમાં બહોળો થતો હતો. પીંગલે તો ક્ષત્રિયોની શ્રેણી રચીને ક્ષાત્ર તેજનો એ કાળનો મહિમા બતાવ્યો છે.

એ યુગની આર્થિક સમૃદ્ધિમાં સોનું, રૂપુ, વૈદૂર્ય, હીરા અને રત્નો જેવી ચીજોના નામ આવે છે. કાંસું, તાંબુ અને રૂપું—એ ધાતુઓના ઘડનારા દેશમાં હતા અને તે સુન્દર સીક્કા પરથી સમજી શકાય છે. સમૃદ્ધિ મેળવવાના અને તેના ઉપયોગના સિદ્ધાન્તો સમજાવતો કૌટિલ્યનો અર્થશાસ્ત્રનો નામીચો ગ્રન્થ આ કાળમાં રચાયો હતો. સૌરાષ્ટ્રનું ગિરિનગર અને માલવાનું ઉજ્યન એ બે શહેરો એ કાળની પેટા રાજધાની અને મુખ્ય રાજધાની હતાં.

તે વખતે સ્વયંવરો અને લગ્નો થતાં હતાં, સમાજમાં જુદી જુદી ધાર્મિક વિધિઓ—જન્મ વખતે, લગ્ન વખતે, મરણ વખતે, યાત્રામાં જતી વખતે, પ્રાણીઓને અગ્નિમાં હોમતી વખતે—ખાસ કરીને સ્ત્રીઓના આગ્રહથી થતી હતી.

એ કાળમાં બૌદ્ધમત, જૈનમત, અને વૈદિક મતવાળા ધર્મો પ્રવર્તતા હતા. બધા ધર્મો વચ્ચે એખલાશ રાખવાનો આદેશ અશોકે આપ્યો હતો. બ્રાહ્મણ શ્રમણ પ્રત્યે, માતાપિતા અને વૃદ્ધજન પ્રત્યે, ભક્તિ અને માન

અને ભૂત પ્રાણીઓ તરફ, બંધીવાન તરફ—દયા રાખવાના ઉપદેશ થતા હતા. લોકો પરલોકમાં અને સ્વર્ગમાં માનતા હતા પરલોકમાં સુખ સગવડ મેળવવા શુદ્ધ મનથી દાન કરવામાં આવતાં, મિત્રો માટે અને ઇતર ઋણ ચૂકવવા પ્રાણ અર્પણ કરવાનો ધર્મ સમાજમાં સમજાયો હતો. મરેલાંની યાદગીરી માટે પથ્થરની યષ્ટિ, (લષ્ટિ) બનાવી તેના પર લેખ કોતરાવવામાં આવતા હતા. નજર લાગવાથી માણસ પર આફત આવે છે એવી માન્યતા ખાસ કરીને સ્ત્રીઓમાં પ્રચલિત હતી. પરલોકમાં અને આ લોકમાં દેવો, અસુરો, નાગો, યક્ષ, અને રાક્ષસોનો વાસ હોય છે એવી માન્યતા પ્રચલિત હતી. બીજી બાજુએ એ કાળની સમાજમાં પીંગલ અને તેના અનુયાયી નન્દક જેવા પ્રખર નાસ્તિકવાદના હિમાયતી પણ વસતા હતા. નાસ્તિક મતના અનુયાયી થવું એ કંઈ અણઘડ જનતાનું લક્ષણ ન કહેવાય. જનતા ઉચ્ચ કોટિની હોય ત્યાં જ શુદ્ધ દાનતથી થયેલો નાસ્તિક ઊંચું માથું રાખી ચાલી શકે. ક્ષત્રપના સીક્કા પર ચૈત્યના ચિહ્ન જણાયાં છે તેથી એ કાળમાં ચૈત્ય બંધાતાં હશે. દેવાલયો તો ગુપ્ત કાળમાં દેખા દે છે. એ કાળમાં તામ્રશાસનો અને તામ્રદાનપત્રકો લખાતાં નહોતાં. ક્ષત્રપો પછી ગુજરાતમાં ગુપ્ત-વંશના રાજાઓ અને વલ્લભી વંશના રાજાઓની સત્તા જામી હતી.—તેમના કાળમાં તામ્રશાસનો દ્વારા અનેક દાનપત્રો કોતરાતાં હતાં.

---

# પ્રકરણ ચોથું

## "સૌરાષ્ટ્રની અસલી સાગરસંસ્કૃતિ"

માણસોની માણસાઈ વિકસતી જાય તેમ તેમ માણસ વિશેષ સંસ્કારી બનતો જાય છે. માનવસંઘો જગતના જુદા જુદા પ્રદેશમાં પોતાની માણસાઈની છાપવાળી ભૂમિકા રચતા રચતા કોઈ વિશિષ્ટ જાતની બાનકવાળી રંગભૂમિ ખડી કરે છે. એવા પ્રકારનું સર્જન તે **સંસ્કૃતિ.**

કાશ્મીર, નેપાલ, દાર્જીલિંગ, ગઢવાલ વગેરે સ્થળે લોકોએ **પહાડી સંસ્કૃતિ** સર્જી છે. ઇજિપ્તમાં નાઇલ નદીના પ્રદેશમાં, સિન્ધુના તટ પ્રદેશમાં અને ગંગા યમુનાના કાંઠા પર, **નદી તટની સંસ્કૃતિ** પ્રકટ થઈ છે, અને ઇટાલી, જપાન, ઇંગ્લાંડ, સ્પેન, અરબસ્તાન અને સૌરાષ્ટ્ર જેવા લાંબા સમુદ્ર કિનારાવાળા પ્રદેશોમાં માણસોએ સાગર-સંસ્કૃતિ ઉપજાવી છે. અહિ સૌરાષ્ટ્રની સાગર-સંસ્કૃતિની વાતો કહેવામાં આવે છે.

સૌરાષ્ટ્રનો મહાસાગર કાળ જૂનો છે. મહાભારતની કથામાંના શ્રીકૃષ્ણના સંબન્ધવાળાં સ્થળો—જેવાં કે દ્વારકા, બેટશંખોદ્ધાર, પીંડારક, અને પ્રભાસ ક્ષેત્ર સૌરાષ્ટ્રના સમુદ્ર તટ પરના પુરાણસિદ્ધ સંસ્કારી સ્થળો મનાયાં છે. સૌરાષ્ટ્રના હાલના સમુદ્ર કાંઠાની રેખા એક છેડે છેક અસલી ઝીંઝુવાડાના ખંડેરથી શરૂ થાય છે. ત્યાંથી પાટડી, ખારાગોડા, વવાણીઆ, નવલખી, જોડીઆ, બેડી, સીક્કા, સલાયા, પીંડારા, પોશીત્રા, બેટ, ઓખા, દ્વારકા, ગાંધવી, પોરબન્દર, માધવપુર, નવીબન્દર, માંગરોલ, ચોરવાડ, વેરાવલ, પ્રભાસ, કોડીનાર, દીવ જાફરાબાદ, રાજુલા, મહુવા, વિકટર, ભાવનગર, ઘોઘા અને પીરમ બેટ સુધી સમુદ્રરેખા લંબાયેલી છે.

સમુદ્રતટ પર આ બધાં સ્થળોએ સૌરાષ્ટ્રની સંસ્કૃતિ રચવામાં મોટો ફાળો આપ્યો છે. બારીબારણા વગરના અંધિયાર ઘરમાં ગૂંગળાતા માણસો બારીઓ અને બારણાની અપેક્ષા રાખે છે. તેમ સૌરાષ્ટ્રમાં વાહનવ્યવહાર વગરના સરળ ખુશ્કી માર્ગના અભાવને કારણે સૌરાષ્ટ્રના માણસો સાગરપરના બારણાનો આશરો લઈ પોતાની અકળામણ દૂર કરતા. બંદરો પરથી વહાણવાટે મહાન સાહસ ખેડી બીજા દેશોમાં જતા અને મોકળાશ મેળવી મનની અને તનની અકળામણ તે લોકો મટાડતા; તેમજ દરિયા વાટે સૌરાષ્ટ્રને કાંઠે આવતા પરદેશી મહેમાનોને તેઓ પોતાને ત્યાં આદરસત્કાર આપતા. આ રીતે ઘણા જૂના કાળથી સૌરાષ્ટ્રની વસ્તીમાં બંદરો મારફત માલસામાનની આપલે થતી, એટલું જ નહિ પણ બીજા દેશો સાથે સંસ્કૃતિની—એટલે રહેણી-કરણીના રીતરિવાજની—પણ લેવડદેવડ થતી હતી. આવા પ્રકારના સંસ્કાર વિનિમયથી સૌરાષ્ટ્રની પ્રજામાં અનેક જાતનું કૌશલ્ય વિકસી શક્યું હતું, અને કેટલીક નબળાઈઓ પણ જાગી હતી. સૌરાષ્ટ્રની આજની સંસ્કૃતિના પાયા એ દરિયાઈ સ્થળો પર નંખાયા હતા.

હજારો વર્ષો પહેલાં—કહો કે ઇતિહાસના ઘડતરની શરૂઆત થતાં પહેલાં—વહાણો દ્વારા સૌરાષ્ટ્રનો સંબંધ પશ્ચિમ તરફના સમુદ્રતટના પ્રદેશો સાથે રચાયો હતો. સિન્ધુતટની હજારો વરસ પહેલાંની સંસ્કૃતિ-વાળા—મુંએન્જો-ડેરોમાંથી સાંપડેલી ચીજોમાં લિંગપૂજાના અવશેષો મળેલા છે. તેવી લિંગપૂજા અરબસ્તાન, પર્શિયા, સિન્ધ અને સૌરાષ્ટ્રના કિનારા પર સંસ્કારવિનિમયને ધોરણે પુરાણા કાળથી ફેલાયેલી છે. સૌરાષ્ટ્રના દરિયાકિનારા પરનું એક પણ અસલી ગામ એવું નહિ હોય કે જ્યાં દેરાં વગરના ખુલ્લા લિંગની સ્થાપના થઈ ન હોય. સૌરાષ્ટ્રની સાગરસંસ્કૃતિનો આ એક પાસો છે. વલભીપુર પર ઇસ્લામની ઉત્પત્તિ પહેલાં આરબોના હલ્લાથી શિવ સંપ્રદાયને ધક્કો લાગ્યો ત્યાં સુધી લિંગપૂજાની સંસ્કૃતિનું વર્ચસ્વ સૌરાષ્ટ્રમાં ઠીક ઠીક જામ્યું હતું.

સૌરાષ્ટ્રની આ અસલી સંસ્કૃતિનું એંધાણ **નાથ-સંપ્રદાય** ગણાય છે. સૌરાષ્ટ્રમાં જ ખુલ્લા લિંગની પૂજામાંથી નાથ સંપ્રદાયની સ્થાપના થઈ હતી. નાગાર્જુન, નિત્યનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ આદિ મહાસન્તોના અખાડાએ સૌરાષ્ટ્રની પ્રજાને સૃષ્ટિના સર્જનની ફિલસૂફી સમજાવી હતી. ભારતમાં શિવ-શક્તિની પૂજાનું મૂળ સ્ફૂલિંગ સૌરાષ્ટ્રને કાંઠે જાગ્રત થયું હતું તેમાં જરા પણ શક નથી. વિખ્યાત બાર જ્યોતિર્લિંગની ગણતરી કરાવતા શ્લોકોનો આરમ્ભ-સૌરાષ્ટ્રે સોમનાથં ચ—એ રીતે થાય છે. સૌરાષ્ટ્રના સોમનાથ ઉપરાંત અસલીનાથ સંપ્રદાયના થાણા તરીકે સૌરાષ્ટ્રને કાંઠે કાંઠે—નાગનાથ, કામનાથ, ભીમનાથ, પદ્મનાથ, સિદ્ધનાથ, કેદારનાથ, ભવનાથ, ભૂતનાથ, ગોપનાથ —વગેરે નામનાં શિવાલયો જ્યાં ત્યાં પૂજાય છે, અને તેમાંના કેટલાકના સ્થાને તો વાર્ષિક મેળા ભરાય છે.

સૂર્યપૂજા પરદેશી માનવસંઘે સૌરાષ્ટ્રમાં આણી છે. શ્રીકૃષ્ણના પુત્ર સાંબે યવનના પ્રદેશમા જઈ—ત્યાં આદરેલી સૂર્યની પૂજાથી પોતાનો કોઢનો રોગ મટાડ્યો હતો. એ સાંબ સૌરાષ્ટ્રમાં સૂર્યની પૂજા લાવ્યો— તેની સાથે સૂર્યના પુજારી મગ બ્રાહ્મણો લાવ્યો. એ કથા સાચી ઠરાવતા સૂર્યનાં અનેક અસલી મન્દિરો અને મગ બ્રાહ્મણો (અબોટી) કચ્છ અને સૌરાષ્ટ્રના દરિયાકાંઠા પર નજરે પડે છે.

સૂર્યમાંથી—ત્રિવિક્રમ વિષ્ણુ સૌરાષ્ટ્રમાં ઉદ્‌ભવ્યા. ત્રિવિક્રમરાયની વૈષ્ણવી સંસ્કૃતિએ દરિયાઈ કિનારા પર જબરી છાપ પાડી છે. કચ્છના કિનારા પરના નારાયણસરના વિષ્ણુ ભગવાન, દ્વારકાના ત્રિવિક્રમ, માધવપુરના ત્રિકમરાય, જુનાગઢના દામોદરરાય (ચક્રભૃત)—એ વૈષ્ણવી ધામોએ પર્વત મહેતા અને નરસિંહ મહેતા જેવા વિશુદ્ધ વૈષ્ણવો મારફત સૌરાષ્ટ્રની સંસ્કારી પ્રજાને વિશેષ સંસ્કારી બનાવેલ છે.

વૈષ્ણવ સંસ્કૃતિએ દ્વારકાના દરિયાની પેદાશ "શંખ"ની પ્રતિષ્ઠા

વધારી મહાભારતના યુદ્ધમાં યોદ્ધાઓના રણશીંગડાં બનેલા પાંચજન્ય, દેવદત્ત, અને પૌન્ડ્ર નામના શંખ દ્વારકાના દરિયામાંથી જ આવેલા હતા. વૈષ્ણવી ભાવનાએ શંખનો પ્રચાર દેવમન્દિરોમાં સંત મહન્તોના સ્થાનોમાં કર્યો એટલું જ નહિ પણ શંખની બનેલી બંગડીઓ સૌભાગ્યવતી યુવતીઓ માટે શુકનાવળી ગણાતી કરી દીધી. વડોદરા રાજ્યની ભૂસ્તર તપાસણી કરનાર અંગ્રેજી પંડિત મી. બ્રુસ ફૂટે સંશોધન-નોંધમાં લખી ગયા છે કે—સૌરાષ્ટ્રમાં કારખાનામાં બનતી શંખની બંગડીઓના ટુકડા સૌરાષ્ટ્રમાં આવેલ દામનગર, અમરેલી, બાબાપુરા, કોડીનાર, અને વળા જેવાં સ્થાનોની ધરતીના પેટમાથી મળી આવ્યા હતા. આજે પણ ઓખા બન્દર પાસેથી નીકળતા શંખો બંગાલાના બંગડીના કારખાનામાં પહોંચતા કરવામાં આવે છે.

સૌરાષ્ટ્રને બન્દરે પરદેશથી આવેલા મેમાનોએ સૌરાષ્ટ્રના પુરુષોને "**દાઢીઆળા**" બનાવ્યા. ઇરાનથી આવેલી સંસ્કૃતિના પ્રતાપે આજે સૌરાષ્ટ્રના કિનારા પર રહેતી પ્રજામાં પુરુષો લાંબી દાઢી રાખે છે. પછી ભલે તે વાઘેર હોય કે ચારણ હોય, ભલે તે ખારવો હોય કે ભરવાડ હોય. સૌરાષ્ટ્રના કાંઠા પરની ભાષામાં "દાઢીઆરો" શબ્દ પુરુષ શબ્દનો પર્યાય બન્યો છે. ઈ. સ.ના સાતમા સૈકામાં અગ્નિપૂજક જરથોસ્તમંડલ વહાણોમાં બેસી દીવ બન્દરે ઊતરી પડયું હતું. તે મંડલે ભલે પોતાનું થાણું દીવથી ગુજરાતને કાંઠે સંજાણમાં ખસેડયું—તોપણ જરથોસ્ત સંસ્કૃતિની છાપ સૌરાષ્ટ્રની પ્રજાપર તે મૂકતું ગયું. સૌરાષ્ટ્રમાં ગામડાંની છોકરીઓ માથા પર રુમાલ બાંધે, કુંચલી ઓઢે, પુરુષો જરાપણ ઉઘાડે માથે રહેવામાં અપશુકન માને એ સાગરની છાપ છેક વિક્ટોરીઆના યુગ સુધી સૌરાષ્ટ્રમાં પ્રચલિત હતી. કિનારા પરની પ્રજાએ માછલા પકડવાનો ધંધો ચાંચિયાગીરીમાં શૌર્ય હોવાની માન્યતા; કેવળ લાલ અને કાળો બે રંગના જ વસ્ત્રો વાપરવાની સંસ્કૃતિ અને ગુગલનો ધૂપ કરવાની તેમની રીત—ઈ. સ.ના બીજા સૈકામાં ગ્રીક ભૂગોળશાસ્ત્રી

ટોલેમીએ પોતાના પ્રવાસના અવલોકનની નોંધમાં લખી હતી. આજે તે નોંધ અક્ષરશઃ સાચી જણાય છે. સૌરાષ્ટ્રની ક્ષાત્રતેજવાળી ચાંચિયાગીરીનો પરચો છેક ઈ. સ.ના અઢારમાં સૈકા સુધી દરિયાકાંઠા પરના પૂર્વ તરફના પીરમબેટના સરદારે અને પશ્ચિમ છેડા પરના શંખોદ્ધાર બેટના વાઘેર સરદારોએ દિલ્હીના પાદશાહને અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીને બતાવ્યાના દાખલા ઇતિહાસને દફતરે છે.

ચાંચીઆગીરી જેવો હલકો શબ્દ સૌરાષ્ટ્રના સાચા ક્ષત્રિયોના— ચાવડાના, કાઠીઓના અને જાડેજા વાઘેરોના—ક્ષાત્રતેજને ખોટી રીતે ઝાંખપ આપે છે. ખરી વાત તો એ હતી કે એ સરદારોએ સૌરાષ્ટ્રનું વહાણવટું વિકસાવીને એટલે ઊંચે દરજ્જે પહોંચાડયું હતું કે આજથી પાંચસો વરસ પહેલાં કોઈ જાતના નૌકાશાસ્ત્રના યંત્રોની મદદ વગર કેવળ પોતાની હૈયા ઉકેલની દોરવણીથી સૌરાષ્ટ્રને કાંઠેથી મધદરિયે જઈ ચાર હજાર માઈલને અન્તરે આવેલ આફ્રિકાના કાંઠા પર સૌરાષ્ટ્રની નાવડીઓ સૌરાષ્ટ્રના ક્ષત્રિય નાવિકો પહોંચાડતા હતા. આજની આગબોટો ચલાવનારા યુરોપના નૌકાશાસ્ત્રીઓ સૌરાષ્ટ્રના અસલી નાવિકોની આ હિકમતથી આશ્ચર્યમુગ્ધ બની જાય છે. ઋતુ ઋતુના પવનના વેગ અને દિશા પરથી, ઠેકાણુ ઠેકાણુના સમુદ્રના પાણીના રંગ અને ઉછાળા પરથી, પાણીમાં તણાતી વનસ્પતિના પ્રકાર પરથી, જળચર અને ખેચર પ્રાણીઓના દર્શન પરથી અને આકાશના તારાના હલનચલન ઉપરથી સૌરાષ્ટ્રના નાખુદા—માલમ—પોતાનું વહાણ કયે વખતે કયે સ્થળે મહાસાગરમાં વિચરી રહ્યું છે તે ચોકસાઈથી કહી શકતા હતા.

પુરાતન કાળમાં પૃથ્વી ઉપર બે પ્રદેશનું વહાણવટું વખણાતું હતું— એક સ્પેનનું અને બીજું સૌરાષ્ટ્રનું. સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિની એ ઓળખાણ સમજવી. આજે પણ સૌરાષ્ટ્રનું વહાણવટું મોટે ભાગે ચાવડા, ખારવા, જાડા, કાળા, અને કારડીઆ રજપૂતોના હાથમાં છે. ઓખા

બંદરે, પોરબંદરની ખાડીમાં, વેરાવળની ગોદીમાં અને જોડીયા સલાયાને કાંઠે—ખારવાઓ વહાણો પર સઢ ચઢાવતી વેળા, વહાણોનું વજનદાર લંગર ઊંચકતી વેળા—દોરડાં ખેંચવામાં એવા તો મશગૂલ હોય છે કે એમનું કામ કરતાં તેમનાં શરીર પરસેવાથી તરબોળ થાય છે તેનું ભાન પણ તેમને હોતું નથી. એમનો ક્ષાત્રજુસ્સો પ્રકટ કરતા સુસંવાદી સ્વરોના આંદોલનો ઘણી વાર વહાણ પરથી આપણે કાને અથડાય છે.

હે...લી માલી જામસે
ભાયડાનું કામ છે.
હારવું હરામ છે
હલાં......બ હે—...

આવાં સમુદ્ર સંસ્કૃતિનાં ગીતો નાનપણથી સાંભળવાની ટેવવાળા આપણા ગુજરાતના અર્વાચીન કવિ શ્રી. સુન્દરજી બેટાઈએ દરિયાઈ સુરાવટવાળું સુન્દર ગીત ગુજરાતી સાહિત્યમાં ઉમેર્યું છે તેની એકાદ કડીનો આસ્વાદ લઈએ.

અલ્લા બેલી—અલ્લા બેલી
જાવું જરૂર છે—બંદર તો દૂર છે.
બેલી તારો—બેલી તારો—બેલી તારો તું જ છે.
બંદર તો દૂર છે.
ફુંગોળે તોફાની તીખાતા વાયરા
મુંઝાયે અંતરના હોયે જે કાયરા
તારા હૈયામાં જો સાચી સબૂર છે
ભલે એ દૂર છે.
અલ્લા બેલી—અલ્લા બેલી
જાવું જરૂર છે—બંદર તો દૂર છે.
બેલી તારો—બેલી તારો—બેલી તારો તું જ છે.
બંદર તો દૂર છે.

સૌરાષ્ટ્રના દરિયાઈ બારણેથી ઘણું ય સૌરાષ્ટ્રમાંથી બહાર ગયું અને ઘણુંય સૌરાષ્ટ્રને ઘડનારૂં બહારથી સૌરાષ્ટ્રમાં આવ્યું. "મીરાતેઅહમદી" નામના પુસ્તકના પૂરવણી પુસ્તક "ખતીમા" નામની નોંધમાં સૌરાષ્ટ્રના દરિયાઈ બારણાંની સંખ્યા સાઠથી વધારે ગણાવી છે. સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિને ઘનરૂપ આપનાર સાઠ-પોણોસો જેટલાં દરિયાઈ બારણેથી ઈ. સ.ના અઢારમા સૈકામાં અને ઓગણીસમા સૈકામાં સાહસિક નરવીરો જીવને મુઠ્ઠીમાં રાખીને દરિયાઈ સફરો ખેડવા લાગ્યા હતા.

જે જાય જાવે, તે ફરી ન આવે
અને આવે તો છોકરાંના છોકરાં ખાવે તેટલું લાવે.

એ સૌરાષ્ટ્રના સાગરકાંઠાની સંસ્કૃતિએ ઘડી આપેલી પ્રસિદ્ધ લોકોક્તિ છે.

લંકાની લાડી લઈ આવનાર ઘણા ઘોઘા બન્દરના નાવિકો પાક્યા હશે. તે ઉપરથી **"લંકાની લાડી અને ઘોઘાનો વર"** એ ઉક્તિ પ્રચલિત થઈ હોવી જોઈએ.

દ્વારકા, વરવાળા, પોરબંદર અને કચ્છના માંડવી, મુંદ્રા બંદરેથી સાહસિક વેપારીઓ ઝાંઝીબાર, મોઝાંબિક, મોમ્બાસા અને મસ્કત પહોંચતા, ત્યાં સોરઠી થાણાં નાખતા અને સૌરાષ્ટ્ર તથા કચ્છને કાંઠે અઢળક દોલત ઘસડી આણતા. આફ્રિકાના હાથીદાંતને અને અરબસ્તાનના ખજૂર, ખારેકને ભારતની સંસ્કૃતિમાં સ્થાન અપાવનાર સૌરાષ્ટ્રના બંદરો જ છે.

કચ્છના અને હાલારના ભાટીઆ અને લોહાણા, પોરબંદરના અને માંગરોળના શ્રાવક અને મોઢ વાણીઆ, મહુવા અને જાફરાબાદના કપોળ અને જૈન વાણીઆ સૌરાષ્ટ્રને કાંઠેથી સઢવાળા વહાણમાં બેસી

દરિયાના ડહોળાં પાણી વીંઝતાં વીંઝતાં, કાચુંકોરું ખાતાં ખાતાં— દિવસો પછી મુંબઈને બંદરે પહોંચતાં. મુંબઈને મુંબઈ બનાવવામાં એ ભાટીઆ, લોહાણા અને વાણીઆ મહાજને બહુ જબરો ભાગ ભજવ્યો છે. એ સાહસિક વીરોએ મુંબઈથી અઢળક દોલત પોતાને ઘરને આંગણે પાથરી અસલી સૌરાષ્ટ્રને સુસંસ્કૃત બનાવેલ છે. સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિએ અને સૂરતની સાગર સંસ્કૃતિએ મુંબઈને મુંબઈ બનાવ્યું છે અને મુંબઈએ તથા આફ્રિકાએ સૌરાષ્ટ્રની દરિયાકાંઠાની પ્રજાને મોટે ભાગે સુખી બનાવી છે. આજના પોરબંદરમાં બંગલાઓની હારથી શોભતો "યુગાંડા રોડ" ઊભો છે: રાજુલા, મહુવા, માંગરોળ અને ચોરવાડમાં મુંબઈની કમાઈથી શાહુકારો મહેલો ઊભા કરી શક્યા છે. સાગરની સંસ્કૃતિ સૌરાષ્ટ્રમાં વિકસી ન હોત તો આજે સૌરાષ્ટ્રને કાંઠે શહેરોમાં સખાવતી સંસ્થાઓ ઊભી છે તેનું અસ્તિત્વ ન હોત.

પોરબન્દરના ભલા મેમણ વેપારી બૅરિસ્ટર મોહનલાલ ગાંધીને દરિયાને સામે પાર દક્ષિણ આફ્રિકા લઈ ગયા અને ત્યાંથી બૅરિસ્ટર મોહનલાલ ગાંધી મહાત્મા ગાંધી બનીને ભારતમાં પધાર્યા અને ભારતને આઝાદી અપાવી એ પણ સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિનું ફળ ગણાય.

અઢારમા સૈકામાં અરબસ્તાનથી આરબો અને ચાઉસના સંઘ વરતવા માટે સૌરાષ્ટ્રને બંદરે ઊતરી પડયા. તેમની નિમકહલાલીની પરીક્ષા સૌરાષ્ટ્રના રાજાઓએ કરી અને રાજદરબારમા ઠેકાણે ઠેકાણે વફાદાર આરબોની ચોકી બેસાડવાનો રિવાજ પ્રચલિત થયો. કમ્મર પરની ભેટયમાં રાતદિવસ જમૈયા અને છરીઓ રાખી રાજવાડાની દોઢી ઉપર આરબો ખડી ચોકી કરતા હતા. એ આરબોનાં સંઘમાંના ઘણાયે સૌરાષ્ટ્રમાં ઘરબાર માંડી સિપાઈગીરી ઉડાવી શકે એવી શૂરવીર ઓલાદ સૌરાષ્ટ્રમાં ઊભી કરી છે.

અરબસ્તાનથી જેમ આરબ આવ્યા તેમ આફ્રિકાથી દરિયાવાટે

સૌરાષ્ટ્રમાં હબસી—સીદી લોકો પણ આવ્યા. જાફરાબાદ બંદર તો સીદી શૂરવીર સરદારે સર કર્યું. આજ સુધી તેના વંશજો જાફરાબાદના રાજા ગણાતા હતા. સૌરાષ્ટ્રના કિનારા પરના ગામડાંમાં હબસી લોકોની છૂટી-છવાઈ વસ્તી આજે જોવામાં આવે છે. તે સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિની નક્કર છાપ છે.

સૌરાષ્ટ્રના બંદરી વેપારને ધીકતો કરવામાં ભાવનગરના દીવાન પટણીસાહેબે, જામનગરના શ્રી રણજિત જામસાહેબે, વડોદરાના ગાયકવાડ શ્રી સયાજીરાવે, મોરબીના મહારાજા શ્રી લખધીરજીએ જે તે વખતે રાજકીય કુનેહ વાપરી હતી તેથી સૌરાષ્ટ્રની પ્રજાકીય સાગર સંસ્કૃતિને સારો વેગ મળ્યો હતો. યુરોપ અને અમેરિકાની આગબોટે સીધી સૌરાષ્ટ્રને કાંઠે લાવવાનો યશ અને રાજકીય કુનેહ સૌરાષ્ટ્રના સાહસિક ભડવીર શાહ સોદાગરોના વેપાર–કોશલ્યને આભારી છે. બ્રિટિશ રાજ્યમાં સૌરાષ્ટ્રના બન્દરોને પૂરતો વિકાસ મેળવવાની તક મળી નથી તે સ્વરાજના જમાનામાં મળવા લાગી છે. તેને પરિણામે સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિના રૂપરંગ વિશેષ ઓપદાર બન્યા છે. કચ્છના અખાતના કંડલા બન્દરેથી માંડીને છેક પીરમ બેટ સુધીના દરિયા-કિનારે અને પાંચદશ દીવાદાંડીની દીવડીઓ સૌરાષ્ટ્રના વહાણોને માર્ગ ચીંધી રહી હતી તેને સ્થાને પચ્ચીસ-ત્રીસ નવી ઢબની દીવાદાંડીઓ પૂરા પ્રકાશના ઝબકારાથી દરિયાકાંઠાના માર્ગ અજવાળતી થઈ ગઈ છે.

સાગરની સંસ્કૃતિએ સૌરાષ્ટ્રને સમૃદ્ધિ આપી છે. પરદેશી ખમીરનું મેળવણ આપ્યું છે, તેજીલા નવલોહીઆ સાહસિકોને પરદેશમાં પનોતાં વિજયસ્થાનો મેળવી આપ્યાં છે. સૌરાષ્ટ્રના ખારવા, ચાવડા વંશના ક્ષત્રીય કુટુમ્બો—જાડેજા વાઘેર, ચાઉસ, આરબ વાઘેર, મિયાંણા, કાઠી અને મેર જેવી નક્કર ઓલાદો સૌરાષ્ટ્રની સાગર સંસ્કૃતિની પેદાશ ગણાવી શકાય.

# પ્રકરણ પાંચમું

## વાઘેરનું જૂનામાં જૂનું સ્થળ–ગોરીંજા ગામ

### ( સાગરની સંસ્કૃતિની લેવડદેવડનું ધામ )

દ્વારકાથી દક્ષિણ–પૂર્વે આશરે આઠ માઈલ દૂર ગોરીંજા ( ઘોરીંજા ) નામનું અસલી ગામડું છે. આ ગામને મુસલમાની ભાષામાંથી મેળવેલું નામ "કાબાગીઝની" આપવામાં આવે છે. "ગીઝની" એ અફઘાનિસ્તાનના શહેરનું નામ છે અને આ ગામમાં વસતા વાઘેર લોકો અસલના કાળમાં "કાબા" નામથી ઓળખાતા હતા. શ્રીકૃષ્ણની દ્વારકાની આસપાસના અસલ વતનીઓને "કાબા" કહેવાનો રીવાજ જૂના સમયથી ચાલુ થયેલો જણાય છે. નીચેની ઉક્તિ ભાગવત પુરાણની કથાની યાદ આપે છે :

નરકા બલ કુછ નહિં
સમય બડા બલવાન
કાબે અર્જુન લુંટીઓ
વોહી ધનુષ્ય વોહી બાણ–

વાઘેરોનું શહેર તે કાબા ગીઝની; 'વાઘેરના પ્રદેશમા આવેલું ગીઝની જેવું મુખ્ય શહેર તે કાબાગીઝની અગર તો વાઘેરના પ્રદેશમાં મુસલમાનોએ વસાવેલું ગીઝની—તેને અફઘાનિસ્તાનથી ગીઝનીથી વિવક્ત કરવા સારુ "કાબા" શબ્દ તેની આગળ જોડવામાં આવ્યો હોય. જેમ ઈંગ્લાંડના લોકોએ અમેરિકામાં જઈ યોર્કના નામ ઉપરથી "ન્યુયૉર્ક" વસાવ્યું; યૂરોપના "ઝીલાન્ડ" ઉપરથી ઓસ્ટ્રેલીયાનું "ન્યુઝીલાંડ"

નામ પાડવામાં આવ્યું; તેમ "કાબાગીઝની"નું નામ પડ્યું હશે. ગમે તેમ હો પરંતુ આ સ્થાન ઉપર અફઘાન કે બલુચી સંસ્કૃતિનો વાયરો વાયો હોય એ વાત લગભગ ચોક્કસ જણાય છે, કારણ કે એ અસલી ગામડાના કિલ્લાબંધ વિસ્તારવાળી જગામાં અસારે પણ એક મોટી વાવ પથ્થરના ખડકમાંથી કોતરી કાઢેલી મોજુદ છે; તેનું પ્રચલિત નામ કન્દહારી–ગાંધારી–વાવ છે. ગાંધાર અને કંદહાર એ અફઘાનિસ્તાનની અને હાલના હિંદુસ્તાનની સંસ્કૃતિનો સમન્વય સૂચવે છે અગર તો એ બે પ્રદેશનો અસલી સંબંધ ગાઢો હતો તેટલું તો સૂચવે છે જ.

અફઘાનિસ્તાન તરફથી મહમદ ગઝનીનો હલ્લો સૌરાષ્ટ્ર ઉપર સને ૧૦૨૫ની આસપાસ આવ્યો હતો. તે વખતે મહમદ ગઝની પોતે નહિ તો તેના માણસો આ પ્રદેશમાં આવ્યા હોય તેવો સંભવ હોઈ શકે. એ સમયમાં ઓખામંડળ વિભાગમાં આ ગામ આબાદી ભોગવતું હોય અને ત્યાં જ ઇસ્લામી ભાઈઓએ થાણું નાંખી આ ગામ પોતાનું કર્યું હોય. એટલી વાત ચોક્કસ છે કે આ ગામ ઉપર યાવની અસર સારી પેઠે છે. રાવલપીર, મકદપીર, આશાબાપીર, અને પંચપીર એટલાં ઇસ્લામી સ્થાનકો અત્યારે પણ આ નાનાશા ગામડાંમાં દેખાય છે.

આ સ્થળે પુરાતત્ત્વની દૃષ્ટિથી ત્રણ બાબત વિચારવા જેવી છે.

(૧) કિલ્લો–ગઢ–કોટ.

(૨) ગાંધારી વાવ.

(૩) આશાબા પીર.

(૧) **કિલ્લો**—ચોરીંજાનો કિલ્લો ઓખામંડળના પ્રદેશમાં અજોડ છે; તે કિલ્લો હાલના મોજુદ ગામડાંઓના મોજુદ ગઢ કરતાં વધારે પ્રાચીન અને તદ્દન નિરાળા પ્રકારનો છે. ગામની દક્ષિણ બાજુએ અને પૂર્વ બાજુએ ઊંચા ખડકનું રક્ષણ છે, અને પશ્ચિમ બાજુએ

ઢળતો ખુલ્લો પ્રદેશ છે. ઉત્તર બાજુએ ખડકવાળી નીચી જમીન છે. આ રીતે ખરું રક્ષણ આ સ્થાનને પશ્ચિમ અને ઉત્તર બાજુએ જોઈએ તેવું છે. છતાં ગામને ફરતો ગઢ ચણવામાં આવ્યો છે. ગઢનો વિસ્તાર અર્વાચીન યુગમાં નાનો ગણાય; છતાં આશરે પાંચસો વાર ચોરસ આ કિલ્લો હશે.

કિલ્લામાં-પેટાકિલ્લો-(દરબારગઢ) જુદો ચણેલો હોય તેવાં શેષ નિશાનો હાલ દક્ષિણ-પશ્ચિમના ખૂણામાં પટેલ-મુખીના અસલી ઘરની આસપાસ જણાય છે. આ કિલ્લાની ભીંત નર્યા કોરા પત્થરની મોટી શિલાથી ખડકેલી છે; તેના ચણતરમાં ચૂનો બિલકુલ વાપરવામાં આવ્યો નથી; છતાં કિલ્લાની ભીંતની સપાટી બન્ને બાજુએ એવી તો એકધારી જણાય છે કે જાણે છેલ્લામાં છેલ્લી ઢબથી ઓળંભો નાખી ચણતર કરનારે કામ કર્યું હોય તેવું લાગે છે. એ કામે વપરાયેલા પથ્થરો બહુ મોટા, વજનદાર અને આકાર માટે તથા વિસ્તાર માટે ખાસ પસંદ કર્યા હોય તેરા જણાય છે. એ કિલ્લાની ભીંત આઠ ફૂટ પહોળી છે, અને આઠ થી દશ ફૂટ ઊંચી છે; ભીંતની બન્ને બાજુએ મજબૂત સપાટ પત્થરો ચણી વચલા ભાગમાં કોઈ કોઈ સ્થળે નાના પત્થરો પૂરવામાં આવ્યા છે; પરંતુ તે ચણતરનુ કામ એવું તો મજબૂત થયું છે કે હાલની ઘડી સુધી તેમાંનો કોઈ પત્થર ઢીલો પડ્યો નથી. પશ્ચિમ દિશાની ભીંત કોઈ વિજેતાએ તોડી નાંખી હોય એવું માનવાનું કારણ રહે છે; કારણ કે તે દિશામાં ગામમાં પેસવાનુ મુખદ્વાર આવ્યું હોય તેમ જણાય છે.

કિલ્લામાં બેચાર કોઠા નજરે પડે છે. દક્ષિણ તરફના એક કોઠા ઉપર રાવળપીરનું સ્થાનક છે. ઉત્તર તરફની ભીંતમાં એક બારી રાખવામાં આવી છે. તેમાંથી એક માણસ સૂતો સૂતો પસાર થઈ શકે એટલા માપની તે છે. એ બારી અંદરના માણસોનેજ છુપી રીતે બહાર જવા માટે રાખવામાં આવી હશે એમ લોકો કહે છે, પણ તે માન્યતા

વાસ્તવિક લાગતી નથી કારણકે આઠ થી દશ ફૂટ ઊંચી ભીંત વટાવીને બહાર જવા માટે છુપા કાણાની જરૂર ન જ પડે. સામાન્ય રીતે મોટા ચણતરના કામમાં એવી અપૂર્ણતા–ચાહીને કાણું રહેવા દઈને–રાખવાનો દસ્તુર હોય એમ જણાય છે. દ્વારકાથી ત્રણ માઈલ પર બરડીઆની પાસેના સીતાકુંડમાં એવું કાણુ ભીંતમાં છે. તે પાણીની આવતો નથી જ. ડભોઈમાં મામા ડોકરીનું એવું એક કાણુ છે. આ કાણુ અત્યાર સુધી મોજુદ રહ્યું છે એ જ એ ચણતરની મક્કમતા સૂચવે છે; અને પસંદ કરેલા પત્થરની નક્કરતા સૂચવે છે.

આ કિલ્લો ચૂના વગર ચણવામાં આવ્યો છે તેથી તે અતિપ્રાચીન માની શકાય; ઈ. સ. દશમા સૈકામાં અગર તે પહેલાં તે કિલ્લો ચણાયો હશે. કિલ્લામાં કોઈ સ્થળે લેખ કે મૂર્તિ નથી. પત્થરો ઉપર સારા હથિયાર વપરાયાના ચિહ્ન પણ નથી.

આ કિલ્લો શા કામનો હશે? આઠથી દશ ફૂટ ઊંચો કિલ્લો શા કામનો? એવો કિલ્લો સાત ફૂટ જેટલો પહોળો રાખવાનું શું કારણ હશે? ઘણે ભાગે તો ભીંતની પછવાડે થોરનાં ઝાડ આવેલાં હશે. તેથી તે ઝાડનો પહેલો કોટ અને ભીંતનો બીજો કોટ બન્યો હશે. ઘડીભર માનીએ કે થોરનાં ઝાડ નહિ હોય, તોપણ જે યુગમાં બંદૂક, તોપ કે રીવોલ્વર નહોતાં; તરવાર, ગદા, સાંગ, અને લાઠીઓના ધમસાણ મંડાતાં–તે યુગમાં સાત ફૂટ પહોળી ભીંત બે માણસોને એકમેકથી એટલા બધા દૂર રાખી શકે કે એમાંનો કોઈ પણ માણસ પોતાનુ આયુધ સામેના માણસ ઉપર સગવડતાથી ફેંકી ન શકે; વળી ભીંતની બહાર ઊભેલા દુશ્મનોના માણસોના ફટકામાંથી બચવું હોય તો લડવૈયો ખુશીથી અણીને વખતે ભીંતના મૂળમાં બેસી જઈ દશ ફૂટ ભીંતમાંથી રક્ષણ મેળવી શકતો હશે. વળી આવો કિલ્લો હોવાથી ઘોડે ચડયા માણસો તો ગમે ત્યાંથી ગામમાં દાખલ થઈ ન જ શકે–તેમ

ઘોડે ચડેલો માણસ ગામના બીજા ભાગમાંથી બહાર જઈ ન શકે–આ ઉપરથી જોઈ શકાશે કે કિલ્લો સર્વરીતે કામનો તો હતો જ.

(૨) **ગાંધારી વાવ.** કન્દહાર એટલે ગાંધાર અને તે ઉપરથી મહાભારતનું જાણીતું પાત્ર ગાંધારી–આપણી વિચારસૃષ્ટિમાં આવ્યું છે. આ વાવનું નામ તેની વિશાળતા ઉપરથી અને જમીનના થરમાં ખોદીને તથા તેના અગાશીના થર કોતરીને આ વાવ બનાવેલી છે. તે ઉપરથી તેની ભવ્યતા દર્શાવવા વાસ્તે ગાંધારી નામ પાડયું હોય તો તેના ઉપર ઇસ્લામી અસર કંઈ હોવી ન જોઈએ; વળી ઘોરીંજાથી દક્ષિણ બાજુએ બે માઈલ ઉપર જૂની પ્રેવાડ અને નવી પ્રેવાડની વચ્ચે એક મોટી વાવના હાડકાં હાલ મોજૂદ છે. તેનું નામ "ભીમવાવ" પડેલું છે. તેથી આ ઘોરીંજાની વાવ તેના પછી ખોદવામાં આવી હોય અને તે આકારમાં નાની હોવાથી "ભીમ" શબ્દ ઉપરથી "ગાંધારી" શબ્દ સૂચિત થયો હોય અને આનુ નામ ગાંધારી પાડવામાં આવ્યું હોય તો આ નામાભિકરણમાં ઇસ્લામી તત્ત્વનો છાંટો પણ હોઈ શકે નહિ. દીર્ઘ વિચાર કરતાં સંભવિત એ લાગે છે કે જ્યારે આ ગામનું નામ કાબાગીઝની પડયું હશે ત્યારે આ વાવનુ નામ કંદહારી–ગાંધારી પડયું હશે. તે સમયમાં કોઈ અફ્ઘાનની દેખરેખથી કદાચ તે વાવ ખોદાઈ હોય.

વાવની રચના એવી છે કે તે પત્થરાળા થરમા કોતરવામાં આવી છે; માટી ખોદીને ભીંતોનું ચણતર થયું નથી. પરંતુ જમીનના પત્થરાળા થર જ કોતરીને કાટખૂણીઆ વાવ બનાવવામાં આવી છે. કાટખૂણાની બીજી ભુજ તરફ વળનાં ઊંચે પત્થરની જ ઝુલતી અટારી (લાંબી શિલા જેવી) કોતરવાના કામમાથી જ ઉપજાવી કાઢી છે અને આગળ જતાં કાટખૂણના બીજા ભુજના છેડા ઉપર વાવના કૂવા સાથે વાવના છેલ્લા પગથિયાનો સંબંધ જોડવા કૂવાની ભીંતમાંથી જ છેક નીચેના ભાગમાં એક મોટો ખાડો કોતરી કાઢચો છે જેથી કૂવાનું પાણી વાવના

પગથિયા તરફ ધસી આવે છે. આ રચના ઉપરથી એવું જણાય છે કે એક બાજુએ વાવનો કૂવો કોતરાતો હશે અને બીજી તરફથી વાવના કાટખૂણાના બે ભુજ કોતરાતી હશે. વાવના કૂવાનું પાણી છતું થયું હશે. તે પહેલાં વાવના કાટખૂણાની બન્ને ભુજ કોતરાઈ ગઈ હશે; પછી કૂવાનું પાણી છતું થયું હશે. પાણીની સપાટી કરતાં વાવની બીજી ભુજ વધારે ઊંડી ગઈ હોવાથી કૂવાની ભીંતને નીચેના ભાગમાંથી કોતરી કાઢી હશે અને પાણી એ રીતે વાવના પગથિયા તરફ આવ્યું હશે. અત્યારે પણ એ જ સ્થિતિએ પાણી દેખાય છે. કૂવા ઉપર કોશના મંડાણ નંખાયેલા જણાય છે. વાવના પહેલા ભુજના પગથિયા ચોરસ પત્થરથી ચણેલા દેખાય છે પણ બીજા ભુજના પગથિયા તો પત્થરમાંથી જ પરથારો કોતરીને જ બનાવ્યા છે. એ કોતરી કાઢેલી ભીંતમાં ઝાડ ઊગ્યાં છે પણ એક પણ કાંકરી ખરી નથી; અને કોઈ જગ્યાએ બાકોરાં પડયાં નથી.

આ વાવનો પહેલો ભુજ આશરે ૪૦ થી ૪૫ ફૂટ લાંબો અને બીજો ભુજ આશરે ત્રીસ ફૂટ જેટલો છે. વાવની પહોળાઈ આઠ ફૂટ જેટલી છે; જમીનથી પાણીની સપાટી સુધીનું અંતર આશરે વીશ ફૂટ છે.

વાવની અંદર કોઈ પણ જાતનું કોતરકામ નથી; કોઈ પણ જાતની મૂર્તિ નથી; પરંતુ અર્વાચીન સમયના ચારણલોકોએ પોતાની ઈષ્ટદેવીના સ્થાનક તરીકે એક ભીંત ઉપર સિંદુરના ચાંદલા કરી મૂકયા છે. મતલબ કે ત્યાં કોઈ શક્તિનો વાસ છે એમ ચારણલોકો માને છે. ગુજરાતની પુરાતની વાવમા દેવીની સ્થાપના હોવાના દાખલા ઘણા છે. તે પ્રમાણે અહિ પણ અસલથી દેવીની સ્થાપના હોય તો કહેવાય નહિ. આ વાવનું બધું કામ એટલું બધું સાદું અને મૂળ સ્વરૂપનું છે કે તે કામ બહુ પ્રાચીન હશે એમ માનવાને સબળ કારણ મળે છે. કિલ્લાની ભીંત ચણવામાં આવી હશે તે જ વખતે આ વાવ પણ બંધાઈ હશે. એ વાવને

આઠમા સૈકા પહેલાની ગણવામાં આવે તો સ્થાપત્યની દૃષ્ટિએ કંઈ વાંધો આવે તેવું નથી.

આ વાવ માટે ગોરીંજા ગામમાં એક પ્રચલિત વાત એવી છે કે—એક તામ્રપત્ર જૂના વખતનું આ ગામેથી પટેલોના ઘરમાંથી મળ્યું હતું. એ તામ્રપત્રમાં આ પ્રમાણે લખ્યું હતું—ગામ ગઝની, વાવ ધસકી, ત્રીજી રાંગને છેડે, ત્યાં તારા મેડી, તે વાવમાં કાંધા ચાવડાની સર્વ મિલ્કત છે :—

આ તામ્રપત્રની ચોક્કસ તપાસ ચાલુ છે; પરિણામ જણાયું નથી. ગુજરાતના ચાવડા અહિ આવ્યા હોય તો તે પણ ઈ. સ. આઠમા સૈકાના અરસામાં આવ્યા હોય. ગઝની ગામમાં બીજી કોઈ વાવ નથી એટલે ધસકી વાવ આ જ હોઈ શકે; તારા મેડી એટલે તારામહેલ. જેમ ચંદમહેલ નામ હોય છે તેમ તારાપ્રાસાદ પણ હોઈ શકે. એવી મેડી હોવાનાં નિશાનો ત્યાં ઘણાં છે. "રાગ" એટલે ગઢની ભીંત; જો દરબાર ગઢની તરફની દક્ષિણની ભીંતને પહેલી રાંગ ગણીએ તો પશ્ચિમ તરફની (કે પૂર્વ તરફની) બીજી રાગ ગણાય અને ઉત્તર તરફની ત્રીજી રાંગ ગણાય. આ વાવ પણ ગોરીંજાની ઉત્તર તરફની કોટની ભીંત પાસે છે. ઉપરની લોકોક્તિવાળો કાંધો ચાવડો—ઓખામંડળમાં રાજ કરતા ચાવડા પૈકીનો એક હોવો જોઈએ. મૂળવાસર ગામ પાસે "ચાવડાપાદર" ગામ ચાવડાભુવડના દીકરા અક્કડસિંહે વસાવ્યું હતું; શિવજીરાઠોડ સને ૧૨૧૨માં દ્વારકાયાત્રાએ આવ્યા હતા; તેના દીકરા "અજે" ઓખામંડળમાં આવી વીખમસીંઘ ચાવડાને વાઢી નાખી ઓખાનુ રાજ લીધું હતું વગેરે વાતો ચાવડા રજપૂતોના આ દેશમાં વાસ હોવાની ખાતરી આપે છે.

**(૩) આશાબા પીરની દરગાહ**—ગોરીંજાના ગઢથી એક માઈલ દૂર પૂર્વ બાજુએ આશાબા પીરની દરગાહ છે. આ દરગાહ

સામાન્ય દરગાહ કરતાં ઘણી જ લાંબી છે. તે ઉત્તર-દક્ષિણ લાંબી છે,—તેની લંબાઈ આશરે ૪૫ ફૂટ છે અને પહોળાઈ પાંચ ફૂટ છે, અને અઢી ફૂટ ઊંચાઈ છે. તેને કોરા પત્થરથી ચણવામાં આવી છે અને માત્ર આગળ અને પાછળ તેના ઉપર ચૂનો છાંટવામાં આવે છે. દરગાહ ઉપર જારના (પીલુડી) ઝાડ એવાં તો જોરથી ફેલાયેલાં છે કે માત્ર દરગાહના બે છેડાનું જ ચોક્કસ દર્શન કરી શકાય છે. વચ્ચેનો ભાગ ઝાડના થડથી અને ડાળીથી સારી પેરે ઢંકાયેલો છે. પીરના આગળના ભાગમાં નાળિયેર વધારવાનો એક પત્થર જમીનમાં બેસાડયો છે તે કોઈ મહાદેવના જળાધારી યુક્ત લિંગનો અવશેષ છે.

આ પીરને બહુ પવિત્ર અને શક્તિવાન માનવામાં આવે છે. તે સ્થાનમાં ભાવિક મુસલમાને હમણા બે ઓરડાવાળી સારી જગ્યા બંધાવી છે; બાજુમાં કૂવો પણ સારા પાણીનો છે.

આ સ્થળની પ્રાચીનતા તે દરગાહની વિશિષ્ટતાને લીધે માનવી પડે છે. * **અસીરીઅન દરગાહ—સ્કીધીઅન દરગાહ—લાંબી**

* આવી લાંબી દરગાહ—કબર—આસિરિઆમાં અને બાબીલોન તથા ઇજિપ્તમાં જૂના કાળમા મહાપુરુષોને દફન કરતી વખતે રચાતી હતી. ઈ. સ. ૧૯૫૯-૬૦માં શોધખોળ ખાતાએ ખોદકામ કરતાં ઇજિપ્તમાં લાંબી કબરો શોધી કાઢી હતી. તેની નોંધી અહીં છાપેલી ટાઈમ્સ ઑફ ઇન્ડીઆ નામના વર્તમાનપત્રની કાપલી પર થયેલી છે.

**5,000-Year Old Tomb Found**
**Egyptian Excavations**

Cairo, December 30.

The discovery of the largest tomb yet known of the first dynasty of the Egyptian kings who ruled in the Nile Valley 5,000 years ago was reported today by Dr. Etiennen Drioton, Director of the Egyptian Antiquities Department.

હોય છે. તે ઉપરથી જણાય છે કે જ્યારે અસીરીઅન—સ્કીધીઅન લોકોનું આગમન આ તરફ થયું હશે ત્યારની અસર આ દરગાહ બાંધવામાં થયેલી હશે. ઈ. સ.ના સાતમા સૈકામાં વહાણરસ્તે સિંધમાં અને સૌરાષ્ટ્રમાં અસીરીઅન ઇસ્લામીઓ આવ્યાનું જણાય છે. તે સમયના અવશેષ રૂપ આ દરગાહ હોઈ શકે. હિંદુઓના દેવમંદિરો એટલા જૂના સમયના ટકી શક્યાં નથી કારણ કે ઇસ્લામ ભાઈઓ મૂર્તિ ભાંગવી એ પોતાના ધર્મનું એક ફરમાન સમજતા હતા; પણ મુસલમાની દરગાહની હિંદુઓ કદિ માનની નજરે ન જુએ તોપણ તેને તિરસ્કારે તો નહિ જ; અને તેનો વિચ્છેદ તો ન જ કરે. આવા કારણથી આવી દરગાહ સરળ-

---

Dr. Drioton said a seal on a vase found in the tomb bore the name of Queen Mer Neith, but that it had not yet been proved that she was buried there. He believed, he said, the grave had been broken into and looted during the second dynasty of the Pharaohs.

The tomb, which is in the Sakkara district near Cairo, is about 22 yards long by eight and a half yards wide.

Another tomb found nearby was reported to bear the name of King Menith who, archaeologists said, was previously unknown to them. The Prime Minister, Mahmud Fahmi el Nokrashy Pasha has paid a visit to the scene where excavations are continuing.—A. P. A.

કેરો શહેરના ખબરમાં જણાવવામા આવ્યું છે કે ઇજિપ્તના રાજાઓની ૫૦૦૦ વરસ પહેલાની કબરો મળી છે. તે બાવીસ વાર લાંબી છે. એ કબર **સક્કારા** જિલ્લામા આવી છે. ગોરીંજ ગામે ઓખામંડલમા દરિયા વાટે આવેલા સરદારનું નામ દંતકથા પ્રમાણે **સક્કર બેલિમ** હતું. એ બેલિમ **સક્કારા** જિલ્લાનો હોય તો તેનું નામ તે ઉપરથી સક્કરી બેલિમ પડ્યું ન હોય ?

તાથી લાંબો સમય ટકી શકે. વળી પ્રસંગે પ્રસંગે મુસલમાન ભાઈઓ સહેલાઈથી થોડા ખર્ચે તેની મરામત પણ કરાવી શકે. તેથી આવી દરગાહ લાંબા કાળ સુધી મૂળ સ્વરૂપે ટકી શકે ખરી. આશાબા પીરની બાધા હિંદુ અને મુસલમાનો રાખે છે. ઘણા પરચાની વાતો પણ પ્રચલિત હોય છે.

આશાબા પીર સંબંધી એક પ્રચલિત કથા છે. તેનો સારાંશ એ છે કે જટો કરીને પુરુષ આ દેશમાં રાજ્ય કરતો હતો. તેને એમના (પલ) નામની દીકરી હતી. સિંધમાંથી કોઈ સાયબા નામના મુસલમાન ઓખામાં આવ્યો. તેની સાથે જટાએ પોતાની દીકરી એમના (પલ) પરણાવી. પછીથી જટાને જણાયું કે સાયબો પરદેશી માણસ છે અને તે રાજ્યનો ધણી થઈ જવા ઇચ્છે છે. માટે યુક્તિથી સાયબા વાસ્તે એમના (પલ) સાથેના વિલાસને પ્રસંગે ઝેરી ખોરાક મોકલી સાયબાને મારી નાંખ્યો. એમનાને આ ન ગમ્યું. તેણે જાહેર થવા ન દીધું કે તેનો પતિ શાયબો મરી ગયો છે અને કોઈને મરણની શંકા ન આવે તેથી પોતાની મેડીમાં પતિ સાથે ચોપાટ (સોગઠાંબાજી) રમતી હોય તેવો ઢોંગ તેણે ચાલુ રાખ્યો. બન્ને પક્ષની બાજી પોતે ખેલતી અને સોગઠાંની ચાલ ચાલુ રાખતી. બહારના માણસોને ભ્રાંતિ થતી કે એમનાનો પતિ હયાત છે. જટાએ તે વાતની ખબર કાઢવા પોતાના દીકરાને મોકલ્યો. તે દીકરો જેવો દાદર પર ચડે છે કે તરત જ તેની બેને સજ્જ દઈને તરવારથી ભાઈનું માથું કાપી નાખ્યું. એનું ધડ પણ ઉપર ખેંચી લીધું. આ રીતે તેના પાંચ ભાઈ એક પછી એક ખબર કાઢવા આવ્યા. તે પાંચેને એમનાએ એ મારી નાંખ્યા. છેવટે તેનો બાપ જટો—લાકડાનું મોઢું બનાવી પહેલાં તેને દાદર પર ચડાવી પછી પોતે ચડયો. તેથી એમનાની તરવાર લાકડાના ખોટાં માથા ઉપર પડી કે જટો તરત જ ઉપર પહોંચી ગયો. સાયબાને મરેલો જોયો. એમના પણ પોતાના હાથથી મરણને



અગભડા ગામે ૮૫ ફૂટની પાય કળગ

શરણ થઈ. મરતી વખતની વાતોમાંથી એક દુહો આ પ્રમાણે જીવતો રહ્યો છે.

દુહો—ઉગો તુગો ને તમાચી
હાલો ને હમીર—
(અકડે પિયુ જે કારણે)
એક સાયબા કારણે
માર્યા પાંચે વીર.

ઉગો, તુગો, તમાચી, હાલો અને હમીર એ પાંચ ભાઈ એમનાએ સાયબા માટે મારી નાંખ્યા. પાછળથી તે સતી થઈ મરી ગઈ છે. હાલ ઘોરીંજાથી એક માઈલ ઉપર એમનાનું અને પંચપીરનું સ્થાન મુસલમાનો બતાવે છે; અને સાયબાના સ્થાનકને આશાબા પીર કહેવામાં આવે છે. એ સાયબાનું વેર લેવા દરિયા પારથી તેનો ભાઈ રાયબો આવ્યો હતો. તેણે જટાને મારી પોતાનું સ્થાન ગઢ ઉપર જમાવ્યું હતું. તે જ હાલના રાવળ પીર કહેવાય છે.

વાઘેરી ભાષાની દંતકથા એ પીરના સ્થાનકો ઉપરથી ઉપજાવી કાઢવામાં આવી હોય એવું માનવું પડે અગર તો આ દરગાહ અર્વાચીન હોય. ઘણીવાર એમ બને છે કે પુરાણની કથા સાથે મેળ ખવરાવી શકાય એવાં સ્થળો પવિત્ર યાત્રાના ધામમાં ઊભા કરી દેવામાં આવ્યાં હોય છે. અગર સ્થાનો ઉપરથી પુરાણની કથા પણ રચાયેલી હોય છે.

**ગોરીંજાની એ જ કથા-સરકારી મુંબઈ ગેઝેટીઅર પ્રમાણે.**

શ્રીકૃષ્ણના પૌત્ર વજ્રનાભે દ્વારકાનુ દેવળ બંધાવી ત્યાં રાજધાની રાખી હતી. તેના પછી **શતવીર** રાજ્યાધિકારી થયો. એમના કાળમાં–આસીરીઆ, સીરીયા, ગ્રીસ વગેરે દેશમાંથી દરિયામાર્ગે અનેક સત્તા-ભૂખ્યા સરદારો દ્વારકા આવતા હતા. તેમાંના એકનું નામ **સક્કર**

બેલીમ હતું. તેણે શ્રીકૃષ્ણના વંશજો પાસેથી દ્વારકા પરની સત્તા છીનવી લીધી હતી. એ સક્કર બેલીમના કાળમાં સમુદ્રનું મોટું તોફાન જાગ્યું હતું અને તેને લીધે દ્વારકાનુ મન્દિર, ગામ વગેરે નાશ પામ્યા હતાં. તેથી સક્કર બેલીમે દ્વારકાથી છ માઈલ દૂર આવેલા ગજની ગોરીંજા ગામે પોતાની રાજધાની ખસેડી. આ સક્કર બેલીમના સંઘ સાથે દ્વારકાની અસલી પ્રજા (કાલા) એક રૂપ બની ગઈ હતી; અને તેમની જીવનચર્યામાં યાવની રંગ દાખલ થવા પામ્યો હતો. હાલના વાઘેર કોમના જૂનાં મૂળીઆં આ કાળમાં ઓખાની ભૂમિમાં રોપાયાં હતાં.

સક્કર બેલિમને બે કુંવર હતા : ૧ રાયબો, ૨ સાહેબો. તે વહાણ-રસ્તે ઓખામંડળથી માંડીને છેક સિન્ધ, બલુચિસ્તાન અને બગદાદ સુધીના દરિયાકાંઠા પર બળવાન વીર તરીકે જાણીતા હતા. સકર બેલીમ પોતાના દેશ સીરીઆમાંથી સૌરાષ્ટ્રને કાંઠે આવી પહોંચ્યો છે એ વાત સીરીઆમાં જાણીતી થયા પછી તે દેશમાંથી મહેમ ધડુકો સરદાર દ્વારકાને કાંઠે આવ્યો. તેની પાસે સંખ્યાબંધ અનુયાયીઓ હતા. તે ગોરીંજા ગામે આવ્યો કે તરત જ સક્કર બેલીમે તેનો સામનો કર્યો. અને તેને ઓખામંડળમાંથી બહાર કાઢી મૂકવા કાલા લોકોની મદદથી ભારે પ્રયત્ન કર્યો; પરન્તુ મેમધડુકાના માણસોની સંખ્યા મોટી હતી તેથી સક્કરબેલીમ યુદ્ધમાં હાર્યો અને તે માર્યો ગયો (ગોરીંજાની એકાદી દરગાહ સક્કર બેલીમની હોવાનો સંભવ છે). ગોરીંજાથી દ્વારકા સુધીના દરિયાકિનારા પર જે પત્થરાના ખડક છે તેનું નામ સકરબેલીમના નામ પરથી આજ સુધી—વહાણવટીઓએ સકર કરો રાખેલ છે. ત્યાં અજાણ્યા નાખવાના વહાણો ઘણીવાર ખડક પર ચડી ભાંગી જાય છે.)

સકર બેલીમ મરાયા પછી તેના બે દીકરા રાયબો અને સાયબો સિન્ધ તરફ નાશી ગયા. ગોરીંજામાં મ્હેમધડુકાની સત્તા પ્રવર્તવા લાગી.

એમ કહેવાય છે કે સક્કર બેલિમના બારોટ સિન્ધમાં ગયા અને ત્યાં સક્કરના પરાક્રમના વખાણનાં ગીતો તેના પુત્રો પાસે. ગાયાં તે ઉપરથી ઊર્મિવશ થઈ બન્ને ભાઈઓ ગોરીંજા ઉપર ચડાઈ લઈ આવ્યા. કહેવાય છે કે એ ભાઈઓને કોઈ ઓલીયા ફકીર તરફથી તીલસમાતી ચમત્કાર યુક્ત ઘોડી મળી હતી જે પવનને વેગે ઊડી શકતી હતી. એ બન્ને ભાઈઓએ મ્હેમધડુકાના ગામ પર ચડાઈ કરી કે તરત જ મ્હેમધડુકો તાબે થયો અને સાયબાને ગોરીંજાનું રાજ સોંપ્યું.

તે પછી મ્હેમ ધડુકાએ પોતાની દીકરી **પલના** લગ્ન સાયબા સાથે કર્યાં અને દગાથી સાયબાને ભોજનમાં ઝેર આપી મરાવી નાંખ્યો. પલે પોતાના પતિના દુશમન મ્હેમધડુકાના પાંચે પુત્રોને મારી નાંખ્યા.

સાયબાના મરણના ખબર તેના ભાઈને પહોંચ્યા કે તરત જ પોતાના પક્ષના માણસોને લઈ ગોરીંજા આવી પહોંચ્યો. તેણે મ્હેમ ધડુકાને મારી ગોરીંજાનું રાજ લીધું અને પલ સાથે તેણે લગ્ન કર્યાં.

આ કથા પરથી જણાય છે કે સીરીઆ, બલુચીસ્તાન, સિન્ધ સાથેના સમ્બન્ધથી કાલા–કાબા–કુટુમ્બનો જે વિસ્તાર થયો તે ઓખા-મંડળના અસલી વાઘેર હતા.

---

# પ્રકરણ છઠ્ઠું

## નવમા સૈકાના સૈન્ધવો અને ઓખામંડલ

ઈ. સ. ૧૯૨૨ પછી વિદ્વાનના અભ્યાસી તરીકે મારી દષ્ટિ પુરાતત્ત્વના અભ્યાસ તરફ ઢળવા લાગી હતી; ઈ. સ. ૧૯૨૮ થી ૧૯૩૦ સુધીના મારા પાટણના નિવાસથી એ દષ્ટિ ઠીક ઠીક વિકસી હતી. દ્વારકાના જગતમન્દિરના સ્થાપત્યના અભ્યાસને નક્કર બનાવવા-બરડાના ડુંગરમાં આવેલા **"ધુમલી"**ના ખંડેરમાં "નવલખા"ના દહેરાંના ખંડેર તુલનાત્મક અભ્યાસની દષ્ટિથી નિહાળવા વડોદરા રાજ્યના દીવાન શ્રી. વી. ટી. કૃષ્ણમાચાર્યની જામનગર રાજ્ય ઉપર ભલામણ લઈ હું ઈ. સ. ૧૯૩૧ના ઓકટોબર માસમાં **ધુમલી**ના પુરાતન અવશેષોનો અભ્યાસ કરવા ગયો હતો. મારા એ પ્રવાસની નોંધ જામનગર રાજ્યના વિદ્વાન સેક્રેટરી શ્રી પરશરામભાઈ જુન્નરકર તરફ મેં કેટલીક ભલામણો સાથે મોકલી હતી. તેને પરિણામે જામનગર રાજ્યે **"ધુમલી"** પાસે થોડી સાફસૂફી, થોડી શોધખોળ અને થોડી મરામત "ધુમલી"ના અવશેષોના પ્રદેશમાં કરાવી હતી. એ વખતે કેટલાંક તામ્રપત્રો જડી આવ્યાં. તે જામનગર રાજ્યે વિદ્વાન શાસ્ત્રી મહામહોપાધ્યાય શ્રી હાથીભાઈની દેખરેખ નીચે તપાસરાવી તેની વાચના પુસ્તિકા રૂપે છપાવી હતી.

એ તામ્રપત્રોની નકલ છપાયેલી છે, પરન્તુ ઘણી અશુદ્ધિ એ કામમાં રહી જવા પામી છે; છતાં તેનો અભ્યાસ કરતાં મને દ્વારકાના પ્રદેશના જૂના ઇતિહાસની કડીઓ લાધી હતી. હું તે કડીઓ ગોઠવતો હતો, તેવામાં-મહામહોપાધ્યાય શ્રી. ગૌરીશંકર ઓઝા તરફથી એ જ

તામ્રપત્રોમાં નમુદ થયેલા રાજાઓની અને ગામોની સમીક્ષાવાળો લેખ "राजस्थानी" નામના સામાયિકપત્રના ઇ. સ. ૧૯૩૯ના જુલાઈ માસના અંકમાં પ્રકટ કરવામાં આવ્યો. [ તેનું ગુજરાતી અનુવાદવાળું રૂપ શ્રી. દેવદત્ત ત્રીપાઠીએ-" બુદ્ધિપ્રકાશ " ત્રૈમાસિકના જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૩૯ના અંકમાં પ્રકટ કરાવ્યું છે]. ડૉ. ગૌરીશંકર ઓઝાએ એ તામ્રપત્રોમાં દર્શાવેલાં ભૌગોલિક નામોના વિવરણની નોંધમાં નીચે મુજબ લખ્યું હતું—

૧ अपरसौराष्ट्र-मंडल—કાઠિયાવાડનો દક્ષિણ ભાગ, જે સમુદ્રની પાસે છે

૨ भूतांबिलिका—આજકાલ લોકો એને ઘુમલી કહે છે એ શબ્દ ભૂમલીમાંથી થયો છે. ભૂમલી અને એનું પ્રાચીન રૂપ ભૂમિલિકા-બન્ને ભૂતાંબિલિકાનું અપભ્રંશ છે.

૩ स्वर्णमंजरी—એ ઘુમલીની પશ્ચિમે **ઓખામંડલ તરફનો પ્રદેશ છે.**

૪ पिप्पलपद्र—એનું આધુનિક નામ પીંપલી છે.

૫ हरिषेणालक—એને અત્યારે હરિયાસણ કહે છે.

## ઉકેલ કાઢવા માટે મારા ટેબલ પર પડી રહેલા-બે જૂના કોયડા

( ૧ ) રાજકોટના વોટસન મ્યુઝિયમમાં રાખવામાં આવેલા ઓખામંડલ તાલુકાના ધીણકી ગામેથી લાધેલું **જાઈક** રાજાનું **ભૂમિલિકા** પ્રદેશના દૈનિકા ગામનું બક્ષિસનામાનું **તામ્રપત્ર.**

( ૨ ) વરવાલા ગામ પાસે દ્વારકાથી વસઈ જતાં સડકના કાંઠા પર આવેલું ગોધાદૈસનું દેરું અને "સુવાણતીર્થ" નામથી ઓળખાતું તળાવ અને મન્દિર.

# પ્રકરણ છઠ્ઠું

## નવમા સૈકાના સૈન્ધવો અને ઓખામંડલ

ઈ. સ. ૧૯૨૨ પછી વિજ્ઞાનના અભ્યાસી તરીકે મારી દ
પુરાતત્ત્વના અભ્યાસ તરફ ઢળવા લાગી હતી; ઈ. સ. ૧૯૨૮ 
૧૯૩૦ સુધીના મારા પાટણના નિવાસથી એ દૃષ્ટિ ઠીક ઠીક વિક
હતી. દ્વારકાના જગતમન્દિરના સ્થાપત્યના અભ્યાસને નક્કર બનાવવ
બરડાના ડુંગરમાં આવેલા " ધુમલી "ના ખંડેરમાં " નવલખા " 
દહેરાંના ખંડેર તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિથી નિહાળવા વડોદર
રાજ્યના દીવાન શ્રી. વી. ટી. કૃષ્ણમાચાર્યની જામનગર રાજ્ય ઉપર
ભલામણ લઈ હું ઈ. સ. ૧૯૩૧ના ઓક્ટોબર માસમાં ધુમલીના
પુરાતન અવશેષોનો અભ્યાસ કરવા ગયો હતો. મારા એ પ્રવાસની નોંધ
જામનગર રાજ્યના વિદ્વાન સેક્રેટરી શ્રી પરશરામભાઈ જુન્નરકર તરફ મેં
કેટલીક ભલામણો સાથે મોકલી હતી. તેને પરિણામે જામનગર રાજ્યે
" ધુમલી " પાસે થોડી સાફસૂફી, થોડી શોધખોળ અને થોડી
મરામત " ધુમલી "ના અવશેષોના પ્રદેશમાં કરાવી હતી. એ વખતે
કેટલાંક તામ્રપત્રો જડી આવ્યાં. તે જામનગર રાજ્યે વિદ્વાન શાસ્ત્રી
મહામહોપાધ્યાય શ્રી હાથીભાઈની દેખરેખ નીચે તપાસરાવી તેની
વાચના પુસ્તિકા રૂપે છપાવી હતી.

એ તામ્રપત્રોની નકલ છપાયેલી છે, પરન્તુ ઘણી અશુદ્ધિ એ
કામમાં રહી જવા પામી છે; છતાં તેનો અભ્યાસ કરતાં મને દ્વારકાના
પ્રદેશના જૂના ઇતિહાસની કડીઓ લાધી હતી. હું તે કડીઓ ગોઠવતો
હતો, તેવામાં–મહામહોપાધ્યાય શ્રી. ગૌરીશંકર ઓઝા તરફથી એ જ

તામ્રપત્રોમાં નમુદ થયેલા રાજાઓની અને ગામોની સમીક્ષાવાળો લેખ "राजस्थानी" નામના સામાયિકપત્રના ઇ. સ. ૧૯૩૯ના જુલાઈ માસના અંકમાં પ્રકટ કરવામાં આવ્યો. [ તેનું ગુજરાતી અનુવાદવાળું રૂપ શ્રી. દેવદત્ત ત્રીપાઠીએ-"બુદ્ધિપ્રકાશ" ત્રૈમાસિકના જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૩૯ના અંકમાં પ્રકટ કરાવ્યું છે]. ડૉ. ગૌરીશંકર ઓઝાએ એ તામ્રપત્રોમાં દર્શાવેલાં ભૌગોલિક નામોના વિવરણની નોંધમાં નીચે મુજબ લખ્યું હતું—

૧ अपरसौराष्ट्र-मंडल—કાઠિયાવાડનો દક્ષિણ ભાગ, જે સમુદ્રની પાસે છે

૨ भूतांबिलिका—આજકાલ લોકો એને ઘુમલી કહે છે એ શબ્દ ભૂમલીમાંથી થયો છે. ભૂમલી અને એનું પ્રાચીન રૂપ ભૂમિલિકા-અને ભૂતાંબિલિકાનું અપભ્રંશ છે.

૩ स्वर्णमंजरी—એ ઘુમલીની પશ્ચિમે ઓખામંડલ તરફનો પ્રદેશ છે.

૪ पिप्पलपद्र—એનું આધુનિક નામ પીંપલી છે.

૫ हरिषेणालक—એને અત્યારે હરિયાસણ કહે છે.

## ઉકેલ કાઢવા માટે મારા ટેબલ પર પડી રહેલા-બે જૂના કોયડા

( ૧ ) રાજકોટના વોટસન મ્યુઝિયમમાં રાખવામાં આવેલા ઓખામંડલ તાલુકાના ધીણકી ગામેથી લાધેલું જાઈક રાજાનું **ભૂમિલિકા** પ્રદેશના દૈનિકા ગામનું બક્ષિસનામાનું **તામ્રપત્ર.**

( ૨ ) વરવાલા ગામ પાસે દ્વારકાથી વસઈ જતાં સડકના કાંઠા પર આવેલું ગોધાદૈસનું દેરું અને "સુવાણુતીર્થ" નામથી ઓળખાતું તળાવ અને મન્દિર.

## ધુમલીના તામ્રપત્રોમાંથી મને મળેલો ઉકેલ

જાઈકદેવ રાજાને લગતી માહિતી તેમ જ સુવાર્ણતીર્થ નામનો તામ્રપત્રમાં થયેલો ઉલ્લેખ—તથા તેના ઉપર ડૉક્ટર ગૌરીશંકર ઓઝાનો વિવરણવાળો લેખ—મને અણઉકેલ રહેલા મારા અભ્યાસના વિષયમાં સાચો ઉકેલ મેળવી આપવામાં ખૂબ મદદભૂત થયેલ છે.

## જાઈકદેવ રાજાની વંશાવલિ

મહામહોપાધ્યાય શ્રી. હાથીભાઈ શાસ્ત્રીએ પ્રસિદ્ધ કરેલાં આ ૭ તામ્રપત્રો જ્યારે એકસાથે અભ્યાસીઓના હાથમાં આવ્યાં ત્યારે પશ્ચિમ સૌરાષ્ટ્રમાંના પ્રદેશ ઉપર રાજ કરતા જૂના કાળના અંધકારમાં પડી રહેલા એક રાજ્યવંશની માહિતી નક્કર સ્વરૂપે ઇતિહાસને ચોપડે ચડાવવામાં આવી એમ કહી શકાય. એ રાજ્યવંશ—તે સૈન્ધવ-વંશના રાજાઓ—જયદ્રથ વંશના રાજાઓ—નો વંશ હતો. આ તામ્રપત્ર જાણમાં આવ્યાં તેની પહેલાં-એંસી પંચાસી વરસ ઉપર **મોરબી** રાજ્યમાંથી ૫૮૫ ગુપ્ત સંવત (સં. ૯૬૧)ના 'વરસનું' તામ્રપત્ર મળ્યું હતું. તે મેજર વૉટસને ડૉ. ભંડારકર મારફત પ્રકટ કરાવ્યું હતું. તેમાં દાન આપનારનું નામ—રાજાના હસ્તાક્ષરથી કોતરાયેલું હતું—" स्वहस्तोयं श्री जाईकस्य. "

તે પછી ઓખામંડળ પ્રદેશમાં જૂના ધીણકી ગામના ખંડેરમાંથી બે પતરાંવાળું તામ્રપત્ર મળ્યું હતું (ઈ. સ. ૧૮૭૪માં). તે આજે રાજકોટના વૉટસન મ્યુઝિયમમાં સંઘરવામાં આવ્યું છે. તેમાં રાજાના વંશનું ચિહ્ન મત્સ્ય કોતરવામાં આવ્યું છે. તેના પ્રારંભના શબ્દો આ પ્રમાણે છે:

॥ ॐ स्वस्ति विक्रमसंवत्सर शतेषु सप्तसु चतुर्नवत्यधिकेष्वंकतः ७९४ कार्तिक मास अपरपक्षे अमावास्यायां आदित्यवारे ज्येष्ठानक्षत्रे रविग्रहण-

पर्व्यणि । अस्यां संवत्सरे मासपक्षदिवसपूर्वायां तिथावेह भूमिलिकायां सौराष्ट्रमंडलाधिपति परम भट्टारक महाराजाधिराजपरमेश्वर : श्री जाईकदेवः

આ તામ્રપત્ર પાછળથી કેટલાક વિદ્વાનોએ બનાવટી માન્યું છે. તો પણ એ ઓખામંડળના પ્રદેશમાં આવેલા ધીણકી ગામે સાંપડયું છે અને ભૂમલિકા પ્રદેશના રાજા જાઈકદેવનું નામ તેમાં છે. તે વાત બહુ અગત્યની છે. પુરાતત્ત્વના ઊંડા અભ્યાસી શ્રી. ડી. બી. ડીસકલકર પાસેથી આ તામ્રપત્ર ઉપર મેં દ્વારકામાં વડોદરા રાજ્યની પહેલી **"પુસ્તકાલય પરિષદ"**માં લાંબો લેખ વ્યાખ્યાન રૂપે રજૂ કરાવ્યો હતો. જે તે વખતના **"પુસ્તકાલય"** માસિકમાં પ્રકટ થયો હતો. જ્યારથી એ તામ્રપત્ર મારા જોવામાં આવ્યું ત્યારથી ધીણકીની આસપાસના પ્રદેશનું અને ઓખામંડલના જૂના ખંડેરોનું મારું બારીક અવલોકન ચાલુ રહેલું છે. **"જાઇકદેવ"** રાજાના પૂર્વજો અને અનુજો માટે મેં ખૂબ શોધ ચલાવી હતી. એમ કરતાં મને ઈ. સ. ૧૯૨૬માં વરવાળા ગામ પાસે **સુવાણતીર્થ** આગળ ટેકરા ઉપરના ગોધાદિત્યના (ગુહાદિત્યના) દહેરાં હાથમાં આવ્યાં. ત્યાં ખોદકામ કરાવ્યું. કેટલાક અવશેષો તેને અંગે સાંપડયા; પણ **"જાઇકદેવ"** ને લગતી માહિતી મળી નહિ.

છેવટે ધુમલીના તામ્રપત્રો બહાર આવ્યાં ત્યારે **જાઈકદેવ**ના વંશની નક્કર માહિતી મળી આવી; અને તેની સાથે ગોધાદિત્યના દહેરાં પાસેના **સુવાણતીર્થની** પણ નક્કર માહિતી મળી આવી એટલું જ નહિ પણ ઓખામંડળના અંધારીઆ ઇતિહાસનાં ઈ. સ.ના નવમાં અને દશમા સૈકાની સાચી માહિતી પણ તેમાંથી ઉપલબ્ધ થઈ—તે આ રીતે—

## ધુમલીના તામ્રપત્રો પરથી તારવેલી હકીકત

**પ્રથમ દાનપત્ર:** આ પત્રમાં સાલનો આંકડો જે પતરામાં કોતરાયેલ હશે—તે અનુસંધાનવાળું પતરું હાથમાં આવ્યું નથી. એ

**છઠ્ઠું દાનપત્ર:** આ બે પતરાંના દાનપત્રની મતલબ એવી છે કે—જયદ્રથવંશમાં અપર-સુરાષ્ટ્ર-મંડલના મંડનરૂપ શ્રી પુષ્યદેવ થઈ ગયો. તેનો પુત્ર **રાણક**, તેનો જાઈક અને તેનો સુત **ચામુંડરાજ**, તેનો અગ્રજ અને તેનો મહાસામંત જાઈક પોતાના અમાત્ય, સુતરાજ, રાજપુત્ર, દેશાધિપ આદિ બધા રાજપુરુષોને જણાવે છે કે—એણે **સ્વર્ણમંજરી** પ્રદેશનું છંપાણુ ગામ ભિન્નમાલ દેશથી આવેલા નન્નુ શેઠે બનાવેલા નવાંબિકા મન્દિરના ખર્ચ માટે ભેટ આપ્યું. આ ગામની પેદાશનો ચોથો ભાગ બ્રાહ્મણ વિદ્યાર્થીઓના ભોજનના ખર્ચમાં વાપરવો અને બાકીનો પોણો ભાગ વધારે ખર્ચ કરવા માટે રાખવો એવી ઈચ્છા દર્શાવી. ગુપ્ત સંવત ૫૯૬ (સંવત ૯૭૨)ની અષાડી પૂર્ણિમા.

## સ્થળો વિષેની માહિતી

આ તામ્રપત્રોમાં ભૌગોલિક સ્થળોનાં નામોની ઓળખાણ મહા-મહોપાધ્યાય ગૌરીશંકર ઓઝાએ આપી છે—તેનાં ઉપરથી અમારી પોતાની શોધને અંતે સ્થળો વિષે વિશેષ માહિતી નીચે મુજબ આપી શકાય છે:

"અપર-સુરાષ્ટ્ર મંડલ" એટલે હાલના સૌરાષ્ટ્રનો દક્ષિણ-પશ્ચિમનો પ્રદેશ સમજવો. હાલના ઓખામંડળનો અને બરડાનો અને નાઘેરનો પ્રદેશ "અપર-સુરાષ્ટ્ર-મંડલ" મનાતો હતો. ખાસ કરીને **સૈન્ધવ વંશના** રાજાઓ આ મંડલના મંડનરૂપ—ઘરેણારૂપ હતા. તેમને લીધે એ ભાગ સમૃદ્ધિવાન અને સંસ્કારયુક્ત બન્યો હોવો જોઈએ—એમ અપર-સુરાષ્ટ્ર-મંડલના **મંડન**—એવું વિશેષણ બધા રાજાને લગાડ્યું છે તે પરથી સમજાય છે. કે હાલના દ્વારકાથી માંડીને માંગરોળ સુધીના કાંઠા પર અને પાનેલી શંક સુધીના અંદરના ભાગ સુધીના

પરગણુ **પછત્રી** હતું એ નિઃસંશય હકીકત ગણાય; અને સૈન્ધવ વંશના રાજાઓનું એ પરગણુ મનાતું હતુ. પોશીત્રા પાસે અત્યારે પણ તપસ્વી સાધુની મનાતી નાનીશી ગુફાનું ખંડેર છે. બે ચાર જૂની વાવના હાડકાં જેવાં ખાતરાં પણ નજરે પડે છે. પોશીત્રા અને ગોપી તળાવ ( સામલાસર ) પાસેથી પોશીત્રાનો જે રસ્તો જાય છે ત્યાં લુણાઈ માતાનું પુરાણુ મન્દિર છે. તેના દ્વાર પાસે બે પુરુષોની અદભૂત મૂર્તિઓ જીવન્ત—માણસના કદની અને પુરાણા પોશાકથી સજ્જ થયેલી ઊભી છે. લોકો તેને રાક્ષસની મૂર્તિઓ માને છે.

પછત્રી પરગણામાંના બે ગામોનો ઉલ્લેખ આ તામ્રપત્રોમાં થયો છેઃ **( ૧ ) ભોટાલિકા ( ૨ ) દધિપદ્ર.** આમાંનું પહેલું **ભોટાલિકાનું** રૂપ બદલાઈને આજે ભોટીઈ-ભૂતીઈ-ખંડેર પોશીત્રાની સીમમાં જાણીતું છે; અને **દધિપદ્ર**—દધિપાદર—એ મૂળવાસર ગામ પાસે ચાવડા-પાદરના ખંડેર તરીકે ઓળખાતા સ્થળે હોવું જોઈએ. ચાવડાઓના રિપુના વિજેતા સૈન્ધવ વંશશિરોમણિએ ચાવડા-પાદર ગામને ભૂલાવી દેવા **દધિપદ્ર** ગામ વસાવ્યું હોવું જોઈએ. એ ગામ ભિન્નમાલથી આવેલા બ્રાહ્મણ ભટ્ટસ્વામીને દાન આપ્યું હતું. ઓખામંડળ પ્રદેશમાં ભીનમાલથી-શ્રીમાલથી-આવી વસેલા બ્રાહ્મણો **અબોટી** બ્રાહ્મણ હતા. આજે પણ મૂળવાસર પાસે—ચાવડા પાદર પાસે એટલે કે દધિપાદર પાસે ખુંગા ગામ વસે છે—તે આખું ગામ અબોટી બ્રાહ્મણોથી જ વસેલું છે. **ભટ્ટસ્વામીને** દધિપદ્ર ગામ દાનમાં મળ્યા પછી અબોટી બ્રાહ્મણો આ પ્રદેશમાં આવી વસ્યા હતા. હાલના દ્વારકા ઉપર બ્રાહ્મણ તરીકે સત્તા ચલાવનાર બ્રાહ્મણોમાં **અબોટીનો** સંઘ જૂનો હતો અને તેમના પછી આણુ તરફથી આવી વસેલા ગુગલી બ્રાહ્મણો હતા. આ દાનપત્રોમાં દૂતક તરીકે પ્રતિહારના (પડિહાર) નામ છે તે દ્વારકામાં વસતા હાલના ગુગલી બ્રાહ્મણ જ્ઞાતિના પઢીઆર કુટુમ્બના અસલી પુરુષો હતા. દ્વારકાની આસપાસના—એટલે દ્વારકા, ખંભાલીયાના—પ્રતિહાર તે ગુગલી



વલભી સમયનાં દેવળો પાસે અચૂક મળી
આવતી પથ્થરની કુંડી

પઢીઆર તરીકે જાણીતા છે અને પોરબન્દર માંગરોલની આસપાસના પ્રદેશના હાલના પઢીઆર તે સૈન્ધવ વંશના રાજાના પ્રતિહારના વંશજો ગિરનારા બ્રાહ્મણો છે.

તામ્રપત્રોમાં બીજા પરગણાનું કે બીજા પ્રદેશનું નામ **સ્વર્ણમંજરી** આપવામાં આવેલું છે. ડૉ. ગૌરીશંકર ઓઝાએ આ પ્રદેશને—ઘુમલીની પશ્ચિમે આવેલો ઓખામંડળનો પ્રદેશ કહ્યો છે. તે કયા પુરાવાને આધારે કહેલ છે તે જાણી શકાયું નથી; પરન્તુ **સ્વર્ણમંજરી** એ ઓખાનો સમગ્ર પ્રદેશ ગણાતો હશે કે કેમ તે નક્કી કહી શકાતું નથી. છતાં એટલું તો ચોક્કસ છે કે હાલના દ્વારકાના સ્થળ આગળથી શરૂ કરી છેક ઓખાપોર્ટ સુધીના દરિયાઈ કિનારા પરના પ્રદેશને **સ્વર્ણમંજરી** પ્રદેશ કહેવામાં આવતો હશે. ઈ. સ. ૧૯૨૫થી દ્વારકાથી પાંચ માઈલ પર આવેલા **સુત્રાણતીર્થ**ના ઇતિહાસ માટે અમે શોધખોળ ચલાવી રહ્યા હતા—તે ઘુમલીમાંથી મળેલાં તામ્રપત્રો પરથી પાર પડી. એ તામ્રપત્રમાં જણાવેલ સ્વર્ણમંજરી એટલે હાલનું સુત્રાણનું તળાવ અને સુત્રાણનું મન્દિર. એ સ્થળેથી—સૂર્યનારાયણની મૂર્તિ, સાત અશ્વવાળો સૂર્યનો પત્થરનો રથ, ગોધાદૈત્યના દહેરાં, યજ્ઞનો મોટો કુંડ, એક પત્થરની મોટી કુંડી, જૂની વાવ, અને સ્કન્દ ગુપ્તના સમયના ચાંદીના સીક્કા—અમને પુરાતત્ત્વના અંશવાળા અવશેષો લાધ્યા છે. **સ્વર્ણમંજરી** પ્રદેશનો વિસ્તાર એટલો બધો હશે કે તેમાં કદાચ હાલનું દ્વારકા, બરડીઆ, ધીણકી, ગોરીંજા, કુરંગા, ભાટીઆ—વગેરે ગામોનો સમાવેશ થતો હશે. વળી ધીણકીની **કરણાદૈત્યની** વાવ, ગોરીંજાની તારાવાવ, પ્રેવાડના કાલકાના દહેરાં, દ્રાસણવેલનુ જૂનુ દહેરૂ અને વાવ, મગદહેરૂ, મૂળગોમતાનું ખંડેર, ભાવડા ગામનો જૂનો દરવાજો—વગેરે પુરાતત્ત્વના અંશોવાળાં સ્થળો અહિં આવેલાં છે. તે બધાંમાં ગુપ્તકાળનો અને તે પછીના સૈન્ધવ વંશના જાઈકદેવ વગેરે રાણાઓના કાળનો ઇતિહાસ ડોકિયાં કરે છે.

સ્વર્ણમંજરીના પ્રદેશના જે ગામનો ઉલ્લેખ આ તામ્રપત્રમાં થયો છે—તે **પીપલપદ્ર, છંપાણ,** અને **હરિષેણાલક** નામના ત્રણ ગામો પૈકી બે ગામની ઓળખાણ હાલના ઓખામંડળના ગામોમાંથી ઝટ આપી શકાતી નથી. **પીપલપદ્રનું** અપભ્રષ્ટ થયેલું પીપલીઉં ગામ આજે ખંડેર રૂપે કલ્યાણપુર અને મૂળવાસરની વચ્ચેના ગાડા-માર્ગ ઉપર આવેલું છે. આ પીપલપદ્ર ગામની અર્ધી પેદાશ જે ઋગ્વેદી બ્રાહ્મણ શિવરુદ્રને આપવામાં આવી છે, તેના વડવાનું નામ **શંખધર** હતું. તે **દંડિણ ભટ્ટ** ગામનો રહીશ હતો એમ ચોથા દાનપત્રમાં દર્શાવવામાં આવ્યું છે. **દંડિણ ભટ્ટ** ગામની શોધ કરતાં જણાવ્યું છે કે હાલના ધ્રાસણવેલ ગામની સીમના એક ખેતરને ભટ્ટડવાળું ખેતર કહેવાય છે. એટલે કે ધ્રાસણવેલ અને ટોબર વચ્ચે આ ભટ્ટડ ગામ વસતું હતું. હાલના સુત્રાણના સ્થળથી (સ્વર્ણમંજરી) તે ત્રણ માઈલ પર આવેલું છે અને ધ્રાસણવેલથી--પીપલીઆનું (પીપલપદ્ર) ખંડેર બે માઈલ જેટલે દૂર આવેલ છે. વળી ભટ્ટડ ખેતરમાથી—ઈ. સ. ૧૦મા સૈકાનો શિલાલેખ—શ્રી. ભગવાનલાલ ઈન્દ્રજીના મદદનીશ. ભટ્ટ શ્રી ગિરિજાશંકરે (અમરેલીવાળા) પોતાના સંશોધનના પ્રવાસમાં શોધી કાઢ્યો હતો. ધ્રાસણવેલ ગામે પણ પુરાતત્ત્વને ચોપડે ચડેલું—અને "સંરક્ષિત સ્થળ" તરીકે પુરાતત્ત્વ ખાતાએ માન્ય કરેલું જૂનું દહેરું—અને હનુમાનની મોટી મૂર્તિ, ધ્રાસી માતાનું દેવળ અને પુરાતની વાવ મોજુદ છે. ધ્રાસણવેલ = ધરાસેન + વેલ = ધરાસેનવેલ: ધ્રાસી = ધરાસેન + આઈ ધરાસેનાઈ = ધરાંસી = ધ્રાસી. (માતાજી)

**છંપાણ**—ગામ વાસ્તે કોઈ પણ નિર્ણય હાલ આપી શકાય તેવી માહિતી અમારી પાસે નથી.

**હરિષેણાલક**—આ ગામ સ્વર્ણમંજરીના પ્રદેશમાં આવેલું હોવાનું દાનપત્રમાં જણાવવામાં આવ્યું છે. તે ગામ કચ્છ દેશના

ગોમૂત્રિકા ગામના રહીશ યજુર્વેદી બ્રાહ્મણ ગુહેશ્વરના દીકરા રુદ્ર અને સાગરને દાન તરીકે અપાયું છે. એ હકીકત ઉપરથી ગોમૂત્રિકાને મળતા નામવાળું **ગોમતા** ઓખામંડલ પ્રદેશમાં મળી આવ્યું છે. હાલ તેને **મૂળગોમતા** કહેવામાં આવે છે. ત્યાં ભાવડા ગામ વસાવ્યું ત્યારથી તે ગામને ભાવડા કહેવાય છે પણ મૂળ તો તે **ગોમતા** હતું, માટે તેને **મૂળગોમતા** કહે છે. એ સ્થળ પવિત્ર મનાતું આવ્યું છે. ગુહેશ્વરના પુત્રોએ પોતાના કચ્છના વતનના ગામનું નામ અમર કરવા **ગોમૂત્રિકા** નામ દાનમાં મળેલા ગામ પાસેના ગામને આપ્યું હોય એ સંભવિત છે. એટલે **હરિષેણાલક** ગામ હાલના **ગોમતા** ગામ પાસે હોવું જોઈએ એમ અનુમાન કાઢી શકાય. આ **હરિષેણાલક**ની વ્યુત્પત્તિ ઘટાવવા પ્રયત્ન કરતાં સૂઝી આવ્યું કે તે હરિ-ક્ષિણ-આલય એ ત્રણ શબ્દોનું બનેલું હોવું જોઈએ. ક્ષિણ-આલય એટલે જર્જરિત થયેલું—જીર્ણ મંદિર અને હરિ=વિષ્ણુ. વિષ્ણુનું જર્જરિત મંદિરવાળું ગામ તે **હરિષેણાલક**—હોઈ શકે. આ તામ્રશાસન ગુપ્ત સંવત ૫૬૭ (વિ સં. ૯૪૩)માં કોતરાયેલું છે. એ સમયે દ્વારકામાં ગુપ્તકાળમાં કોઈ રાજાએ બંધાવી આપેલું વિષ્ણુનું મન્દિર મરામત વગર જૂનું થઈ ગયું હોય—તેથી અગર તો ઘણી જૂની માન્યતા પ્રમાણે શ્રીકૃષ્ણના પૌત્ર વજ્રનાભે બંધાવી આપેલું મન્દિર ક્ષિણ થઈ જવાથી એ મન્દિરવાળા ગામને **હરિષેણાલક** કહેતા હોય. જો એમ હોય તો હાલના દ્વારકાને સ્થળે ઈ. સ. ૯૪૬માં હરિષેણાલક ગામ સૈન્ધવવંશના રાજા અગ્ગુકના તાબાનું **હરિષેણાલક** ગામડું હતું એમ સમજવું રહ્યું. દ્વારકા એ સ્વર્ણમંજરી પ્રદેશનું જ સ્થળ છે. **ગોમતાથી**—મૂળગોમતાથી તે ચારપાંચ માઈલ દૂર છે.

જો દ્વારકાને હરિષેણાલક માનવા જેટલી સાબિતી ઉપરના તર્કમાંથી મળતી ન હોય તો મૂળગોમતા પાસે **મોટાભાવડા** ગામ છે ત્યાં **હરિષેણાલક** હોઈ શકે. ત્યાં આજે દ્વારકાના જગત્મન્દિરની બાંધણીમાં વપરાયેલા પથરા જેવા જ મોટા પથરાનો પડી ગયેલો મહેલ ઊભો છે.

અમને પોતાને તો હરિષેણાલક એટલે હાલના દ્વારકાના સ્થળ ઉપર વસેલું નાનું ગામડું—એવો અર્થ વધારે વ્યાજબી લાગે છે. દ્વારકાનું હાલનું જગતમન્દિર વિ. સ. ૯૪૩ પછી જ બંધાયું છે તે વાત તેના સ્થાપત્ય પરથી સિદ્ધ થાય છે. તેની સાથે એ સ્થળે જૂનું મન્દિર હતું એ પણ એ જૂના મન્દિરની ભીંતોમાંથી મળી આવેલી મૂર્તિઓ હાલના દેવકીજીના દેરાની પાછળની ભીંતોમાં ગોખલાઓમાં મુકાયેલી છે તે પરથી સિદ્ધ થાય છે. એ જૂની મૂર્તિઓ ઈ. સ.ના છઠ્ઠા—અને સાતમા સૈકાથી પણ જૂના કાળની જણાય છે એ. મૂર્તિઓમાં લક્ષ્મીનારાયણ, નરસિંહ ભગવાન, મહિષમર્દિની દેવી, ગૌરીશંકર, કોઈ ભક્ત વૈષ્ણવ, અને કોઈ રાજપુરુષ—વગેરેની આકૃતિઓ છે.

વળી દ્વારકાના હાલના મન્દિરની રચના "ઘુમલી"ના નવલખાના નામથી ઓળખાતા મન્દિર જેવી જ છે. તેથી સૈન્ધવ વંશના મહાસામંત રાજા પૈકીના કોઈ પરાક્રમી પુરુષે ઘુમલીમાં અને દ્વારકામાં દેવાલય બંધાવવાની યોજના વિચારી હોય એવું અનુમાન ખેંચવા અમે તો લલચાઈએ છીએ. વળી સૈન્ધવોએ સિન્ધમાંથી આણેલા આસીરીઅન, સીથીઅન સ્થાપત્યના અંશો દ્વારકાના જગતમન્દિરના બાંધકામમાં સ્પષ્ટ રીતે તરવરતા દેખાય છે. અમારા 'હરિષેણાલક' માટેના અનુમાનને આ રીતે વિશેષ પુષ્ટિ મળે છે.*

આ રીતે વિ. સં. ૮૮૮માં જાઈકદેવ પહેલાનું તામ્રપત્ર મળેલું છે. તો તેની ચોથી પેઢીએ થઈ ગયેલા તેના વડવા પુષ્યદેવ—આશરે વિ. સં. ૭૮૮માં રાજ્ય કરતા હોવા જોઈએ. (દર પેઢી સરેરાશ ૨૫ વરસની ગણી આ હિસાબ મૂક્યો છે.) એટલે કે સૈન્ધવ વંશના (જયદ્રથ વંશના) રાજાઓ (ઘુમલી) ભૂતાંબિલિ નગરીમાં રાજધાની

* હરિ + સેન = હરિષેણ એ નામના રાજાનું આલય તે હરિષેણાલય. એ બીજો વિકલ્પ હોઇ શકે.



છઠ્ઠા સૈકાની ભક્તરાજની મૂતિ

રાખી ઓખામંડલ ઉપર જ નહિ—પણ અપર સુરાષ્ટ્ર મંડલ ઉપર રાજ્ય કરતા હતા. આ રીતે ઘુમલીના આ ૭ તામ્રપત્રો દ્વારા વિ. સં. ૭૮૮ થી વિ. સં. ૯૭૨ સુધીના લગભગ બસો વરસના અપર સુરાષ્ટ્ર મંડલના ઇતિહાસ પર નવો પ્રકાશ નાંખવામાં આવ્યો છે.

## તામ્રપત્રો પરથી ફલિત થતી સૈન્ધવ વંશના રાજાની નામાવલિ

૧ પુષ્યદેવ
|
૨ કૃષ્ણરાજ પહેલો
|
૩ અગ્ગુક પહેલો
|
૪ રાણકદેવ પહેલો

- ૫ કૃષ્ણરાજ બીજો
  - ૬ અગ્ગુક બીજો
    - ૮ ચામુંડરાજ
      - ૧૧ અગ્ગુક ચોથો ગુ. સં. ૫૬૭ વિ. સં. ૯૪૩
        - ૧૨ જાઈક બીજો ગુ. સં. ૫૯૬, વિ. સં. ૯૭૨
- ૭ જાઈકદેવ પહેલો ગુ. સં. ૫૧૨ વિ. સં. ૮૮૮
  - ૯ અગ્ગુક ત્રીજો
    - ૧૦ રાણક-બીજો ગુ સં. ૫૫૫ વિ. સં. ૯૩૧ યુવરાજ જાઈક

## આ તામ્રશાસનની હકીકત પરથી ફલિત થતી કેટલીક બાબતો

(૧) હાલના ઓખામંડલ પ્રદેશના જૂના—પચ્ચત્રી પરગણાને લગતા તથા જૂના સ્વર્ણમંજરી પ્રદેશને લગતા તામ્રશાસનો-ભૂતાંબલિ

(૪) સૈન્ધવ રાજાઓ કેવળ આત્મકલ્યાણ માટે ગ્રહણને સમયે બ્રાહ્મણોને દાન આપતા હતા એટલું જ નહિ પણ તે રાજાઓ પોતાના રાજ્યના પ્રદેશના દેવમન્દિરોના ખર્ચ માટે, તેના જીર્ણોદ્ધાર માટે પણ મઠાધિપતિને દાન આપતા હતા. વળી બ્રાહ્મણ વિદ્યાર્થીઓના ભોજનાદિના ખર્ચને પહોંચી વળવા તે રાજાઓ ગામની અમુક પેદાશ દાન તરીકે આપતા હતા. એ કાળમાં—એટલે વિ. સં. ૭૮૮ થી ૯૯૬ સુધીના બસો વરસના યુગમાં—ઓખામંડલની પ્રજામાં એવી સંસ્કૃતિ હતી કે જે દેવાલયો—મઠો—ચલાવતી, અને વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ માટે આશ્રમોમાં રાખી તેમના ભોજનાદિ-વ્યવહાર માટે પદ્ધતિસર યોજના કરતી હતી.

વળી એક તામ્રશાસનમાં હરિ, હર, સૂર્ય, ગણપતિ તથા **માતાઓ** પ્રતિ ભક્તિ રાખવાને કારણે દાન અપાયાનું લખવામાં આવ્યું છે. એ પરથી સ્પષ્ટ સમજાય છે કે એ કાળમાં ઓખામંડલ પ્રદેશમાં હરિનાં, શંકરના, સૂર્યના, ગણપતિના, અને દેવીઓના મન્દિરો ઊભાં થયેલાં હતાં અને લોકો એ દેવોની પૂજામાં જીવનની સફલતા માનતા હતા. મારા બારીક અવલોકનમાં ઓખામંડલના કેટલાંક ગામડાંઓમાં, શંકરના, સૂર્યના, નારાયણના, ગણપતિના અને દેવીઓનાં હજાર વરસથી વધારે જૂના દેવાલયો કે મૂર્તિઓ મને સાંપડેલી છે. વસઈ ગામ પાસે એક માઈલ ઉપર અને અરાંભડા ગામે પટેલની વાવ પાસે ગણપતિની બહુ જ મોટી મૂર્તિઓ આજે મોજૂદ છે. સૂર્યની મૂર્તિઓ તો સુવાણમાં, ફૂકલાશ કુંડ ઉપર, ગુહાદિત્યના દેરામાં અને કચ્છી ગઢ પાસે મળી આવેલ છે. હરિની મૂર્તિઓ—બેટમાં, દ્વારકામાં, પ્રાસણવેલમાં—જૂના કાળથી પ્રતિષ્ઠિત થયેલી મળેલી છે. દેવીઓની પૂજા તો આ પ્રદેશની ખાસ ખાસિયત બનેલી છે. લુણાઈ (લુણ + આઈ), (સૈન્ધવ + આઈ) = સિન્ધવાઈ (સિન્ધવ + આઇ), વેરાઈ, ધતેશ્વરી, અચ્છાઈ, ચન્દ્રભાગા, આશાપુરી, મુમાઈ—વગેરે ઘણી દેવીઓ આ પ્રદેશમાં પૂજાય છે.



ઓખામંડળના સૌથી જૂના મંદિરનો નમૂનો—
ગુહાદિત્યનું મંદિર

આ તામ્રશાસનો પરથી જણાય છે કે ઈ. સ.ના નવમા અને દશમા સૈકા સુધી સૌરાષ્ટ્રના પશ્ચિમ છેડે **ભાગવત** અને **સ્માર્ત** એવા બે પંથો ઊભા થયા નહોતા; **પંચાયતન**ની પૂજા શ્રી શંકરાચાર્યે વિહિત કરી છે. તે પ્રમાણે આ પ્રદેશમાં પાંચે દેવોની પૂજા થતી હતી.

(૫) આ તામ્રશાસનમાં દાનના અધિકારી બ્રાહ્મણો બહારના દેશથી અપરસૌરાષ્ટ્ર મંડલમાં આવી વસ્યા હોય તેવી સ્પષ્ટતા થયેલી છે.

પહેલા દાનપત્રમાં દાન લેનાર બ્રાહ્મણનું નામ આપવામાં આવ્યું છે પણ તેની વિશેષ સ્પષ્ટતા થઈ શકી નથી. બીજા દાનપત્રમાં દાનનો અધિકારી **સોમેશ્વર** નિવાસી **ચતુર્વેદી** સાંકૃત્ય ગોત્રી બ્રાહ્મણ કલ્યાણનો સુત માધવ છે.

ત્રીજા દાનપત્રમાં દાનનો અધિકારી **ભિન્નમાલ** નિવાસી **ચતુર્વેદી** વત્સગોત્રી બ્રાહ્મણ ભટ્ટસ્વામી છે.

ચોથા દાનપત્રમાં દાનનો અધિકારી દંડિણભટ્ટ ગામનો નિવાસી—શંખધર-સુતપૂર્ણ અને તેનો સુત કાર્પટિક **શિવરુદ્ર** છે. તે વસિષ્ટગોત્રી અને ઋક્વેદી છે.

પાંચમા દાનપત્રમાં દાનનો અધિકારી—કચ્છ દેશના ગોમૂત્રિકા ગામનો રહીશ વત્સગોત્રી યજુર્વેદી ગૃહેશ્વરના સુત **રુક** તથા **સગર** છે.

છઠ્ઠા દાનપત્રમાં દાનનો અધિકારી ભિન્નમાલથી આવેલા નન્નુ શેઠે બંધાવી આપેલ દેવીના મન્દિરનો પૂજારી છે; તથા બ્રાહ્મણ વિદ્યાર્થીઓને ભોજન આપવા માટે કોઈ મઠાધિપતિ છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સૈન્ધવ વંશના રાજાઓની સત્તાનો પ્રદેશ હાલના ઢાંક અને સોમેશ્વર (સોમનાથ પાટણ) સુધી અપર સુરાષ્ટ્ર મંડલમાં ફેલાયો હતો. એ પ્રદેશમાં **ભિન્નમાલ**થી વખાના માર્યા નાશી

છૂટેલા બ્રાહ્મણો અને શેઠીઆ આવી વસ્યા હતા. એ બ્રાહ્મણો **અબોટી** અને હાલના **શ્રીમાળી** બ્રાહ્મણના પૂર્વજો હતા. હાલમાં અબોટી બ્રાહ્મણની વસ્તી—કચ્છ, ઓખામંડલ, પોરબંદર અને માંગરોળના પ્રદેશમાં જ જોવામાં આવે છે. તે લોકો અસલી સૈન્ધવ વંશના રાજ્યાધિકારના સમયમાં એ સ્થળે આવી વસ્યા હતા.

કચ્છ દેશમાં ગોમૂત્રિકા કયાં આવ્યું તે આજે શોધી કાઢવામાં નથી આવ્યું; પરન્તુ ગોમૂત્રિકાના નિવાસી બ્રાહ્મણે ઓખામંડલમાં પોતાના ગામને અમર કરવા **ગોમતા**—(ગોમતી) ગામ વસાવ્યું હતું. તે બ્રાહ્મણના વંશજો આજે ઓખામંડલમાં **રાજગોર** તરીકે ઓળખાય છે. આજે પણ **મૂળગોમતા** ગામે બેચાર **રાજગોર** બ્રાહ્મણના કુટુમ્બો ખેતીનો ધંધો કરી ગુજરાન ચલાવે છે. તે સૈન્ધવ રાજાના ગોર હતા એટલું જ નહિ—પાછળથી વાઘેર રાજાના અને અરાંભડાના રાઠોડ રાજાના પણ ગોર બન્યા હતા.

ઈ. સ.ના નવમા અને દશમા સૈકામાં બ્રાહ્મણોની પેટાન્યાતો વિશેષ ખ્યાતિમાં આવી નહોતી. બ્રાહ્મણો તે કાળમાં પોતાના ગોત્રથી અને અભ્યાસના વેદથી ઓળખાતા હતા. એ વાત આ તામ્રપત્રમાં નમુદ થયેલા દાનાધિકારીની હકીકત પરથી ફલિત થાય છે.

( ૬ ) બધાં તામ્રશાસનોમાં લેખને અંતે, બે પતરાંને જોડનાર કડીને શિરે "મત્સ્ય"નું ચિહ્ન મુકાયેલું છે. એ સૈન્ધવોનું રાજચિહ્ન હોવું જોઈએ. સિન્ધની અસલી સંસ્કૃતિમાં સિન્ધુ નદીમાં અને સમુદ્રમાં મગર-મકર-મચ્છ એવાં મોટાં સ્વરૂપમાં દર્શન આપતા હશે કે એમના અતૂલ બળથી અને એમની વિઘાતક શક્તિથી લોકોને મકરની પૂજા દેવ તરીકે સાધવી પડી હશે. એમની કૃપા વિના જીવી શકાય જ નહિ એવી માન્યતા મહાનદના મહામચ્છે લોકોમાં ઉપજાવી હોવી જોઈએ. તેથી મકરને—મત્સ્યને પૂજ્યા પછી જ બધી પ્રવૃત્તિ આરંભવી એવી માન્યતા

સિન્ધમાં દઢ થઈ હતી. તેથી ત્યાંના સત્તાધીશોના દેવ મકર બની ગયા. મકરની પૂજા—દેવી કૃપા મેળવવા ત્યાં થતી હતી. હાલ પણ હજારો વરસ પછી એ પૂજાની પગલીઓ—કરાંચીમાં "મઘર પીર"—ના સ્થાનમાં રહેલી છે. ત્યાં મગરની પૂજા કરવામાં આવે છે. મગર પીરના મુજાવરો અગાધ પાણીમાંથી મગરદેવનું આવાહન કરે છે કે મગરદેવ કિનારા પર આવે છે; અને અર્ઘ્યપૂજા-નૈવેદ-ભેટ—સ્વીકારે છે.

સૈન્ધવ વંશના રાજાઓએ તેટલા વાસ્તે પોતાનું રાજચિહ્ન "મત્સ્ય" રાખ્યું હોવું જોઈએ. તે મકરધ્વજ કહેવાતા હતા. "મકરધ્વજ"—હનુમાનજીના અશરીર સંબંધથી જન્મેલા કુમારી અંજનીના પુત્ર મનાય છે. તેથી સૈન્ધવવંશી, જયદ્રથવંશી રજપૂતોએ—જેઠવા રાણાઓએ—પોતાના વંશને હનુમાનજીના વંશજ તરીકે માની લીધેલ છે. પોરબન્દરના જેઠવા કુલના રાણાઓના બારોટની જૂની વંશાવલીના પાઠ વખતે જેઠવા રજપૂતોને હનુમાનના વંશજો તરીકે ઓળખાવવામાં આવે છે. કોઈ બારોટ તો જેઠવા રજપૂતોને પૂંછડિયા રાણા કહે છે.

ઇતિહાસમાં "મયૂરધ્વજ" અને "મકરધ્વજ" રાજાઓ વચ્ચે દારુણ યુદ્ધ થયાની કથા પ્રચલિત છે. સૌરાષ્ટ્રમાં ઊતરી આવેલા ક્ષત્રપ રાજાઓ અને ગુપ્ત રાજાઓના સિક્કામાં "મયૂર"નું પ્રતીક મુકાયેલું હોય છે. તેથી ક્ષત્રપો—કે ગુપ્ત રાજાઓ અને સૈન્ધવો વચ્ચેના યુદ્ધની કોઈ કથા—મયૂરધ્વજ અને મકરધ્વજના યુદ્ધ તરીકે પ્રચલિત રહી ન હોય?

---

# પ્રકરણ સાતમું—૧

## ઓખામંડળના વાઘેરના ઇતિહાસનો અંધારિયો યુગ

ઓખામંડળના અસલી ગામ ગોરીંજાની કથામાં—સકર બેલીમની દરિયાઈ ચડાઈની વાત આવી ગઈ છે. એ સકર બેલીમના સમયમાં દરિયાઈ વહાણો ઓખા નદીના મુખ આગળ ગોરીંજ ગામથી બે માઈલ દૂર આવીને લંગર કરતા અને ઓખાના જંગલમાં ગુગલની ઝાડી હતી—તેની મોટી પેદાશ ગુગલ નામના સુગન્ધી રસ—પદાર્થની હતી—તે ગુગલના વહાણો ભરાતા અને તે અરબસ્તાનમાં ધૂપ બનાવવા માટે અને સુગંધી તેલ બનાવવા માટે લઈ જવામાં આવતાં. આ વહાણો ઘણી વાર ઓખા નદી પાસે દરિયાકાંઠે પત્થરના ખડકો આવેલા છે—તેના ઉપર ભૂલથી હંકારવામાં આવતાં—ત્યારે તે વહાણો તૂટી જતાં. એ પત્થરવાળા—ખડકવાળા દરિયાઈ કાંઠાને વહાણવટીઓએ સકર-ટકો એવું નામ આપ્યું હતું. આજ સુધી—એટલે કે સૈકાઓ વીત્યા પછી પણ વહાણ હંકારનારા એ કાંઠાને સકર ટકો (સક્કર બેલીમને ખડક) કહે છે.

ઓખામંડળના પ્રદેશમાંથી ક્ષત્રપ રાજાઓના સમયના કેટલાંક અવશેષો મળ્યા છે. તે પરથી જણાય છે કે ઈ. સ.ની પૂર્વે અને આરંભમાં—આ દેશમાં—કચ્છમાં અને પશ્ચિમ સૌરાષ્ટ્રમાં છેક ગિરિનાર પર્વત સુધી ક્ષત્રપોની સત્તા પ્રવર્તતી હતી. દ્વારકાથી ૭ માઈલ દૂર આવેલા પ્રાચીન તળાવમાંથી—શ્રી રુદ્રસેન મહાક્ષત્રપના સમયનો શિલાલેખ સાંપડ્યો છે. વળી કેટલેક સ્થળેથી ક્ષત્રપોના કાળના સિક્કા અને મૌર્ય વંશના સ્કન્દ ગુપ્તના સિક્કા અને સૂર્યનાં મન્દિરો પણ મળી આવ્યાં છે. બુદ્ધના સ્તૂપ જેવા ટીંબા, બુદ્ધની મૂર્તિ, અને જૈનશાસનને અનુસરતી તીર્થંકરની મૂર્તિ—આ દેશમાંથી સાંપડી છે—એટલે કે ઓખામંડળ પ્રદેશ શ્રીકૃષ્ણના કાળ પછી પણ આછીપાતળી વસતીથી વસેલો રહ્યો હતો.

તે વસતીમાં યાદવો સાથે આવી વસેલા—કાલયવનના કુટુંબીઓ પણ હતા. તે લોકો અહીંથી સિન્ધ, અરબસ્તાન, આસીરીઆ અને બાબીલોન સુધી આવતા અને જતા. એક ટોળું આવે તો બીજું ટોળું જાય. આવજા તો ચાલુ હતી. ગ્રીસના અને અરબસ્તાનના દરિયાઈ પ્રવાસીઓની તે કાલની જે નોંધ મળી આવી છે. તેમાં ઓખામંડળના દ્વારકાનું નામ બારકે, (થાઓપોલી) અને બેટનું નામ નૌસ્થામસ—Nausthamus—આપવામા આવ્યું છે. ગ્રીકભાષામાં થીઓસ = દેવ અને પોલી = શહેર એવો અર્થ થાય છે. દેવનુ શહેર—તે દેવદ્વારકા સમજાય છે. બેટમાં એવું મોટું વિશાલ બન્દર છે કે તેમાં—સમુદ્રના તોફાન વખતે સેંકડો વહાણો આશ્રય લઈ શકે છે. ગ્રીક લોકોના વહાણો બેટના બાલાપુર બંદરમા આશ્રય લેતાં તેથી તેનુ નામ ' નૌસ્થામસ એ લોકોએ રાખ્યું' હતું.

એટલી વાત ખરી કે હાલના વાઘેરના અસલી મૂળ પુરુષો દ્વારકાથી સિન્ધ, અરબસ્તાન, બલૂચિસ્તાન, ઇજિપ્ત આદિ સ્થળોએથી આવી

વસેલા, તે શ્રીકૃષ્ણના કાળના યવનો સાથે ઓતપ્રોત થઈ ગયા હતા. એ વાઘેર સંઘની ત્રણ શાખાઓ હતી એવું એમના બારોટને ચોપડેથી જાણવા મળેલું છે. એ ત્રણ સંઘના નામ હતાં—૧ કાળા, ૨ કાબા અને ૩ મોડા. તે સમુદ્રકાંઠા પર શૂરવીર ક્ષત્રિય તરીકે જાણીતા હતા. તે લોકો દરિયાઈ પરાક્રમથી દોલત મેળવતા અને પોતાનો આછોપાતળો વૈભવ ટકાવી રાખતા હતા.

શ્રીકૃષ્ણની અસલી ભૂમિ તરીકે દ્વારકાનું સ્થળ સમસ્ત ભારતમાં પવિત્ર મનાતું હતું. તેથી તે સ્થળે પવિત્ર બ્રાહ્મણોએ પુરાણની ગૌરવભરેલી કથાને અનુરૂપ દેવાલયો અને તીર્થસ્થાનો રાજાઓ દ્વારા અને શ્રેષ્ઠીઓદ્વારા જે તે કાળની સમજ પ્રમાણે બંધાવ્યા હતાં. એ કારણે પ્રાચીન કાળમા પણ ઘણા માણસો આ પવિત્ર સ્થળની યાત્રાએ આવતા હતા.

આ કાબા, કાળા, અને મોડા લોકોનો મુલક એટલો બધો વિકટતાથી ભરેલો હતો કે—ગિરિનાર પર્વત સુધી જ લોકો પગરસ્તે આવજા કરતા હતા. દ્વારકા સુધી તો જૂજ માણસો પગરસ્તે આવતા હતા. આ પ્રદેશ ઘણી વાર ભયના ત્રાસેલાને રક્ષણસ્થાન તરીકે કામ આવતો હતો. રાજસ્થાનમાંથી, ગુજરાતના ભીલના જંગલોમાંથી, અને મોટા રાજાઓની છતરાજી વહોરી હોય તેવા જનમંડલમાંથી સલામતી ખાતર ઘણા માણસો દ્વારકામાં આવી વસતા હતા અને વાઘેર પ્રજાની સાથે મળી જતા હતા. આવા પ્રકારના ચલનવલનથી વાઘેર કોમની રચના થઈ છે—તેની સાબિતી જોવા બેસીએ તો એ કોમની ભાષામાં સિન્ધી, કચ્છી અને રાજસ્થાની તત્ત્વો દેખા દે છે; તેમના મગરોની દાઢીના વાળ—(શ્મશ્રુ) જોઈએ તો તેમાં આસીરીઅન અને પારસીકન અસર દેખાય છે. તેમના પોશાકમાં અસલી ગ્રીસ સરદારોના અંગરખાની છાંટ દેખાય છે, તેમના હથિયારોમાં પાશ્ચાત્ય પ્રદેશની જૂનવાણીના રંગ

આ ઉપરથી ફલિત થાય છે કે આ દાનપત્રમાં મુકાયેલ ગોમૂત્રિકા શબ્દ તથા **લોણપ્રદકસ્થલિ** શબ્દ ઓખામંડળના જૂના સ્થળોને લાગુ પડે છે. આજના ગોપી તળાવ પાસે **લુણાઈ** માતાનું જૂનું દેવસ્થાન છે. તે જગ્યાએ વસેલા ગામનું નામ **લોણપ્રદ** અને આસપાસનો પ્રદેશ તો **લોણપ્રદસ્થલિ** હશે એમ સમજાય છે. લોણાઈ માતાના મન્દિરના દ્વાર પર આજે અસલી રચનાની બે મોટી મનુષ્યના કદની મૂર્તિઓ પુરાતન કળાના નમૂનારૂપ ઊભેલી છે. તેની વેશભૂષા કેવળ પુરાતની છે.

આ રીતે શિલાદિત્ય રાજાઓનો સંચાર દ્વારકાના પ્રદેશ પર હતો. તે વખતે વાઘેર લોકો આ દેશની મુખ્ય વસ્તી હશે. શિલાદિત્ય રાજાઓનો શ્રીધર, ધરસેન, ધ્રુવસેન, ધરાસેન,—વગેરે નામોવાળા સત્તાધીશ પુરુષો થઈ ગયા છે. એમની સત્તાનો પડઘો પાડતું દ્વારકાની પાસે ૭ માઈલ પર આવેલું **ધ્રાસણવેલ** ગામ છે. એ નામ **ધરસેનવલિ** અગર તો **ધરાસેનવલિ**માથી વિકૃત થયેલું છે. તેવું જ બીજું ગામ આ દેશમાં **ધ્રેવાડ** છે. તે **ધરવાડ,** કે **ધરાવાડ** ઉપરથી ઊતરી આવેલું. ધરવાડમાંથી વિકૃત થઈ **ધ્રેવાડ** બન્યું છે. વાઘેરોના પ્રદેશમાં વલ્લભીવંશના ગુર્જરાધિપતિ—રાજાઓની અવર જવર અને સત્તાનો પ્રભાવ હતો એ આ રીતે જાણી શકાય છે.

ગુજરાતમાં વલ્લભી વંશના રાજાઓ પછી ચાવડા વંશના રાજાઓની સત્તા જામી ત્યારે પણ ચાવડા સરદારો દ્વારકાના પ્રદેશમાં આવી પહોંચ્યા હતા; કોઈ સત્તા જમાવવાના ઉદ્દેશથી અને કોઈ ભૂવડ સોલંકીના સપાટામાંથી બચી જવાના હેતુથી—ઓખામંડલમાં આવ્યા હતા.—દ્વારકાથી દશ માઈલ પૂર્વે—મૂળવાસર ગામ પાસે આજે **ચાવડાપાદર** ગામના ખંડેર મોજૂદ છે. ચાવડા વંશનો પ્રભાવ પણ આ દેશ પર હતો તેની એ સાબિતી છે—ચાવડા રજપૂતો

ચાવડા વંશના રજપૂતો પણ આવવા લાગ્યા હતા. કોઈ વિજયની તૃષ્ણા છિપાવવા તો કોઈ વખાને માર્યા આશ્રય મેળવવા આ દેશમાં આવ્યા હોવાનું લોકકથામાંથી અને શિલાલેખોમાંથી મળી આવે છે.

વલ્લભી વંશના રાજાઓએ પોતાની સત્તા સૌરાષ્ટ્રના પૂર્વ છેડાના વલ્લભીપુરથી સૌરાષ્ટ્રના પશ્ચિમ છેડા પર આવેલા દ્વારકાના પ્રદેશ સુધી વધારવાના પ્રયત્નો કર્યા હતા. શિલાદિત્ય બીજાના એક ઉત્કીર્ણ લેખમાં પાલીતાણાના રાજાએ દ્વારકાના રાજાને ( પાલીતાણાના સામંત વરાહદાસે ) હરાવ્યાનો ઉલ્લેખ છે. એ લેખ સંવત ૬૩૦માં લખાયેલો છે. તેવી જ રીતે સંવત ૬૬૧નું શિલાદિત્ય ત્રીજાનું દાનપત્રનું તામ્રશાસન મળ્યું છે. તેમાં એવો ઉલ્લેખ થયો છે કે : वः संविदितं—

यथा मया माता पित्रोः पुण्याप्यायनाय गोमूत्रिका विनिर्गत श्रीवल्मीवास्तव्य तच्चार्विद्यै विद्यसामन्य भरद्वाजगोत्रमैत्राणीय सत्रह्मचारि ब्राह्मण द्रोणपुत्र ब्राह्मणभूत कुमाराय सुराष्ट्रेषु लोणापद्रकस्थलया

× × ×

दुलको राजपुत्र खरग्रह ॥ लिखितमिदं बलाधिकृत बप्पभोगिकपुत्र दिविरपति श्रीहरगणेनेति ॥ सं. ३४२ श्रावण व. [ ९ ] स्वहस्तो मम

× × ×

આ દાનપત્રમાં બતાવેલી ગોમૂત્રિકા કચ્છમાં બતાવવામાં આવે છે—પણ દ્વારકાની ગોમતી નદીનું જૂનું નામ ગોમૂતી છે. મૂળગોમૂતા નામનું જૂનું ગામ આજે આ દેશમાં છે. તે પવિત્ર સ્થળ ગણાય છે. શ્રી વલ્લભાચાર્ય મહારાજ દ્વારકાની યાત્રાએ ઈ. સ.ના સોળમા સૈકામાં પધાર્યા હતા ત્યારે—એ **મૂળગોમૂતા**—ના કાંઠા પર પોતે શ્રીમદ્ ભાગવત પુરાણ સાત દિવસ વાંચ્યું હતું—તે સ્થળે શ્રી આચાર્યશ્રીની બેઠક આજસુધી મોજૂદ છે.

થયા. તેનો કુંવર મંગલજી થયો. તેનો પુત્ર દેપલદેવ, તેનો પુત્ર જગદેવ થયો.

જગદેવ ચાવડાને બે પુત્રો હતા: (૧) કનકસેન અને (૨) અનન્તદેવ.

કનકદેવ ચાવડાએ આ પ્રદેશમાં કનકાપુરી વસાવી. તેનાં અસલી મકાનો અને મન્દિરો આજે વસઈ ગામડામાં ખંડેરરૂપે જોવા મળે છે. ચાવડાવંશના રાજાઓનું વલણ જૈનધર્મ તરફ ઢળેલું હતું. તેથી કનકસેને કનકાપુરીમાં શ્રી નેમિનાથ તીર્થંકરનું મન્દિર બંધાવ્યું હશે એમ અનુમાન કરી શકાય છે. *

અનંતદેવ ચાવડાએ દ્વારકામાં થાણું નાંખ્યું. તેણે પણ અનેક પરાક્રમોની સિદ્ધિ મેળવી હતી; પણ એમ કહેવાય છે કે દ્વારકામાં પોતાની રાજધાની રાખવાથી દેવના શાપના ભોગ બન્યા. તેના સમયમાં **હેરોલ** નામના વંશના રજપુતોનો સંઘ પણ દ્વારકાની આસપાસ આવી વસ્યો હતો. આ હેરલ રજપુતો વચ્ચે સત્તા માટે અનેકવાર ધીંગાણા જામતાં હતાં—અને ઓખાના અસલી રહેવાસી કાલા, મોડા, વાઘેરો આવાં ધીંગાણામાં એક કે બીજા પક્ષમાં રહી ખેલ ખેલતા હતા.

---

* સિંધી જૈન ગ્રન્થમાળા—અંક ૨૮ તરીકે ભારતીય વિદ્યાભવન મુંબઈ-તરફથી પ્રકાશિત

धर्मोपदेशमाला विवरण—(धम्मोवएसमाला विवरण)

લેખક શ્રી જયસિંહસૂરિ—લખ્યા સાલ સંવત ૯૧૫. ભાદરવા શુદ ૫ બુધવાર (નાગોર ગામે)—આ પુસ્તકમાં સૌરાષ્ટ્રનું વર્ણન કરતાં લેખકે **દ્વારકાનો ઉલ્લેખ બારવઈ** (બારવે) એમ

आहराणा णं चुडामणि व्य देसाण सहई सो देसो
तम्मी पुरी पोराणा बारवई दस दिसि पयासा

ઓખામંડલમાં આવ્યા તેની પહેલાં સૈન્ધવોનો પ્રભાવ આ દેશમાં ફરી વર્ત્યો હતો. **ધીણુકી** ગામેથી જાઇક રાજાના સમયનું દાનપત્ર—તામ્રપત્ર મળી આવ્યું છે—તે સંવત ૭૯૪ના સમયનું છે. આ સૈન્ધવો પોરબન્દર અને ઢાંકની આસપાસના પ્રદેશમાં **જેઠવા** રાણા તરીકે સત્તાધીશ બની રાજ્ય ચલાવતા થયા હતા.

ઓખામંડળમાં આવી વસેલા ચાવડા રજપૂતો—પંચાસરની જયશિખરીની ભુવડ સાથેની લડાઈમાં પરાજિત થયેલા સંઘ પૈકીના હતા કે—વનરાજ ચાવડાના વંશના ખેમરાજ પછીના અનુવંશીય રજપૂતો પાટણનો પ્રદેશ છોડી ઓખામંડળ આવી વસ્યા હતા—તે સ્પષ્ટ કહી શકાય એવી માહિતી ઇતિહાસને ચોપડેથી મળી નથી.

તોપણ બારોટની મુખ-કથાઓ પરથી એમ જાણી શકાયું છે કે **અખેરાજ** ચાવડાએ ઓખામંડળ ઉપર પહેલું આક્રમણ કર્યું હતું. તેણે ઓખામંડળમાં મધ્યભાગમાં વસતા કાલા વાઘેરોને અને બેટમા ગજકરણ સરદારના રાજ્યમાં વસતા મોડા વાઘેરોને હરાવ્યા—અને તેમના ઉપર પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ **અખેરાજ ઉર્ફે અક્કડજીને** બે પુત્રો હતા: (૧) વાઘમ અને ૨ ભુવડ. એમ કહેવાય છે કે વાઘમે બેટમાં ન રહેતા દરિયારસ્તે કચ્છમાં જઈ ભદ્રેશ્વર પાસે પોતાનું થાણુ નાખ્યું; અને ભુવડ ચાવડા ઓખામંડલનો રાજા થયો. તેનો પુત્ર **જયસેન** ચાવડો. એમણે **ચાવડાપદ્ર** ગામ વસાવ્યું. તેનાં ખંડેર આજે મૂળવાસર ગામડાં પાસે નીચાણવાળા ભાગમાં જોવા મળે છે. આ ચાવડાપાદરના ખંડેર પાસેના જૂના તળાવમાંથી સદ્સેન ક્ષત્રપ રાજાના સમયનો એક શિલાલેખ—બ્રાહ્મી લિપિમાં કોતરાયેલો મળ્યો છે. તે પરથી એવું અનુમાન થાય છે કે આ દેશમાં વસતા કાલા વાઘેરો ક્ષત્રપ રાજવંશના સમયની વસ્તીમાંથી ઊતરી આવેલ હોવા જોઈએ.

જયદેવ પછી એના ભાઈ કે એના પુત્ર જગદેવ ચાવડા સત્તાધીશ

થયા. તેનો કુંવર મંગલજી થયો. તેનો પુત્ર દેપલદેવ, તેનો પુત્ર જગદેવ થયો.

જગદેવ ચાવડાને બે પુત્રો હતા: (૧) કનકસેન અને (૨) અનન્તદેવ.

કનકદેવ ચાવડાએ આ પ્રદેશમાં કનકાપુરી વસાવી. તેનાં અસલી મકાનો અને મન્દિરો આજે વસઈ ગામડામાં ખંડેરરૂપે જોવા મળે છે. ચાવડાવંશના રાજાઓનું વલણ જૈનધર્મ તરફ ઢળેલું હતું. તેથી કનકસેને કનકાપુરીમાં શ્રી નેમિનાથ તીર્થંકરનું મન્દિર બંધાવ્યું હશે એમ અનુમાન કરી શકાય છે. *

અનંતદેવ ચાવડાએ દ્વારકામાં થાણું નાંખ્યું. તેણે પણ અનેક પરાક્રમોની સિદ્ધિ મેળવી હતી; પણ એમ કહેવાય છે કે દ્વારકામાં પોતાની રાજધાની રાખવાથી દેવના શાપના ભોગ બન્યા. તેના સમયમાં **હેરોલ** નામના વંશના રજપુતોનો સંઘ પણ દ્વારકાની આસપાસ આવી વસ્યો હતો. આ હેરલ રજપુતો વચ્ચે સત્તા માટે અનેકવાર ધીંગાણા જામતાં હતાં—અને ઓખાના અસલી રહેવાસી કાલા, મોડા, વાઘેરો આવાં ધીંગાણામાં એક કે બીજા પક્ષમાં રહી ખેલ ખેલતા હતા.

---

* સિંધી જૈન ગ્રન્થમાળા—અંક ૨૮ તરીકે ભારતીય વિદ્યાભવન મુંબઈ-તરફથી પ્રકાશિત

धर्मोपदेशमाला विवरण—(धम्मोवएसमाला विवरण)

લેખક શ્રી જયસિંહસૂરિ—લખ્યા સાલ સંવત ૯૧૫. ભાદરવા શુદ ૫ બુધવાર (નાગોર ગામે)—આ પુસ્તકમાં સૌરાષ્ટ્રનું વર્ણન કરતાં લેખકે **દ્વારકાનો ઉલ્લેખ બારવઈ** (બારવે) એમ

माहराणा ण चुडामणि व्व देसाण सहई सो देसो
तम्मी पुरी पोराणा **बारवई** दस दिसि पयासा

આ ચાવડાઓની કથાને ટેકો આપે એવી કોઈ વાવ, કૂવા, દેવળ કે શિલાલેખની નક્કર સાબિતી મળી નથી. વસઈનાં દહેરાં (સંવત ૧૨૬૧નો શિલાલેખ) અને ચાવડા પાદરના ખંડેર એ બે મોજૂદ પુરાવા એવા છે કે લોકોમાં પ્રચલિત રહેલી પરંપરાગત કથામાં કંઈક સત્યનો અંશ હોય એમ માનવાનું મન થાય છે.

લેખકે ઓખામંડલના ગામડાંમાં ફરીને જે માહિતી મેળવી છે; પુસ્તકોના પરિશીલનથી જે કંઈ મેળવ્યું છે તેમાંથી જે કંઈ જાળવી રાખવા જેવી હકીકત છે તે હવે પછીના પ્રકરણમાં રજૂ કરવામાં આવી છે.



## પ્રકરણ સાતમું—૨

### આ સમયના ઉત્કીર્ણ લેખો

**૧**

वानिजकस्य

१ राज्ञो महाक्षत्रपस्य सामी रुद्रसेनस्य
२ वर्षे १२० वैशाग बहुल पंचम्याम्
३ इमं...ले वानिजकस्य पुत्रस्य (पुत्रेण)
४ प्रतिजिवितं दत्तं यस्य मित्रे ह(त्राय)

**લેખનો સાર**

રાજા મહાક્ષત્રપ સ્વામિ રુદ્રસેનના વર્ષ ૧૨૦માં વૈશાખ વદિ પાંચમના રોજ વાનિજકના પુત્રે પોતાનું જીવન અર્પણ કરી મિત્રનું જીવન બચાવ્યું (?)

(ઈ. સ.નો આંકડો ૧૨૨ + ૭૮ = ૨૦૦ હોવાનું વડોદરા પુરાતત્ત્વ ખાતાના અધિકારી શ્રી ગદ્રે તરફથી નક્કી થયું છે.)

આ લેખ મૂળવાસર—(અસલી "ચાવડા પાદર")ની પાસે આવેલા તળાવમાંથી નીકળ્યો છે. હાલ તે દ્વારકા સાર્વજનિક પુસ્તકાલયના મકાનમા—ઊંચી ઓટલી ઉપર સુરક્ષિત સ્થિતિમાં રાખવામાં આવ્યો છે.

**૨**

દ્વારકાથી પોરબન્દર જવાના રસ્તા ઉપર કલ્યાણપુર ગામ પાસે આવેલ **આંકોડી** ગામડામાં **માલેતી** નદીને કાંઠે—સંવત ૧૯૩૪માં

## પ્રકરણ સાતમું—૨

### આ સમયના ઉત્કીર્ણ લેખો

**૧**

वानिजकस्य

१ राज्ञो महाक्षत्रपस्य सामी रुद्रसेनस्य
२ वर्षे १२० वैशाग वहुल पंचम्याम्
३ इसं...ले वानिजकस्य पुत्रस्य (पुत्रेण)
४ प्रतिजिवितं दत्तं यस्य मित्रे ह(त्राय)

### લેખનો સાર

રાજા મહાક્ષત્રપ સ્વામિ રુદ્રસેનના વર્ષ ૧૨૦માં વૈશાખ વદિ પાંચમના રોજ વાનિજકના પુત્રે પોતાનુ જીવન અર્પણ કરી મિત્રનું જીવન બચાવ્યું (?)

(ઈ. સ.નો આંકડો ૧૨૨ + ૭૮ = ૨૦૦ હોવાનુ વડોદરા પુરાતત્ત્વ ખાતાના અધિકારી શ્રી ગદ્રે તરફથી નક્કી થયું છે.)

આ લેખ મૂળવાસર—(અસલી "ચાવડા પાદર")ની પાસે આવેલા તળાવમાંથી નીકળ્યો છે. હાલ તે દ્વારકા સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં–ઊંચી ઓટલી ઉપર સુરક્ષિત સ્થિતિમાં રાખવામાં આવ્યો છે.

**૨**

દ્વારકાથી પોરબન્દર જવાના રસ્તા ઉપર કલ્યાણપુર ગામ પાસે આવેલ **આંકોડી** ગામડામાં **માલેતી** નદીને કાંઠે—સંવત ૧૯૭૪માં

દુકાળને કારણે—આહેર ગોજીઆ પળા દેવાઈતની વાડીમાં કૂવો ખોદતાં આ લેખવાળો પથ્થર મળ્યો છે. તે બ્રાહ્મી લિપિમાં કોતરાયેલો છે—તે લેખ, પંડિત શ્રી ભગવાનલાલ ઈન્દ્રજીતના સાગરિત મદદનીશ ભટ્ટ શ્રી ગિરિજાશંકર શામળજી અમરેલીવાલાની નોંધપોથીમાંથી મેં ઉતાર્યો છે. મૂળ પથ્થર ભાવનગર સંગ્રહસ્થાનમાં છે. એ લેખ શ્રી ફાર્બસ સભા તરફથી છપાયેલા—ગુજરાતના ઉત્કીર્ણ લેખોના પુસ્તકમાં પણ છપાયો છે—ઓખામંડલ પ્રદેશમાં વસતા અસલી વાઘેરોનો હલનચલનનો પ્રદેશ હતો. તેમાં **બાંકોડી** ગામનો સમાવેશ થઈ શકતો હતો.

## ૨ લેખ

१ ... ... वापिलन

२ दाहानल महाराज गुह

३ म ... ... सेन रन हन्त

આ લેખમાં સેન આગળનો શબ્દ જો રુદ્ર હોય તો આ લેખ પણ મહાક્ષત્રપ રાજા રુદ્રસેનના સમયનો હોઈ શકે—એટલે કે ઈ. સ. (૧૨૨ + ૭૮ = ૨૦૦)ના સમયનો તે હોઈ શકે. ઓખામંડળ પ્રદેશની પ્રાચીન સંસ્કારિતા દર્શાવનાર આ લેખ પણ બોલતો પુરાવો છે.

## ૩

પાલીતાણાના વરાહદાસ રાજાએ દ્વારકાના રાજાને હરાવ્યાની હકીકતવાળો લેખ સંવત ૬૩૦ના સમયનો શીલાદિત્ય રાજાના સમયનો મળ્યો છે—તે પણ દ્વારકાની આસપાસ વસતા લોકોની સંસ્કૃતિસૂચક પુરાવો ગણી શકાય.

આ તામ્રપત્રની નકલ Epigraphic Indica, Vol. XI પાન ૧૭ ઉપર છાપવામાં આવેલ છે.

## ૪

## શીલાદિત્ય ત્રીજાના દાનપત્રનું પતરું બીજું : વિ. સં. ૬૬૫

આ લેખની હકીકત અને થોડા ભાગનો ઉતારો આગલા પાના પર મૂકવામાં આવેલ છે. આ પણ ઓખામંડળના પ્રદેશની અસલી સંસ્કૃતિનું ચિત્ર ખડું કરે છે.

## ૫

## ધીણકી( ઘેનુકા )નું તામ્રશાસન : વિક્રમ સંવત ૭૯૪

દ્વારકાથી ૭ માઈલ પર આવેલા ધીણકી ગામ પાસે જૂનું ધીણકી નામનું ખંડેર છે. તેની પાસે તળાવ છે. તે તળાવમાંથી મળી આવેલ તામ્રપત્રના બે પતરાં હાલ રાજકોટના વૉટ્સન મ્યુઝિયમમાં રાખવામાં આવેલ છે. આ તામ્રપત્ર તરફ મારા મિત્ર શ્રી. ડી. બી. ડીસકલકરે મારું લક્ષ ખેંચ્યું હતું.

### લેખ

(પતરું પહેલું)

१ ओं स्वस्ति विक्रम संवत्सरशतेषुसप्तसु चतुर्नवत्याधिकेषु स्वंकतः ७९४ कार्तिक मासा परपक्षे

२ अमावास्याया आदित्यवारे ज्येष्टा नक्षत्रे रविग्रहण पर्वणि। अस्यां संवत्सरे मासय

३ क्षदिवसपूर्वायां तियावयद भूमिलिकायां सौराष्ट्रमंडलाधिपति परम भट्टा

४ रक महाराजाधिराज परमेश्वरः श्री जाइकदेवः महामात्यः

५ मह्नारायण धर्मसहायानुमतेन ससारस्यानित्यतां ज्ञात्वात्म

६ धर्मयशोभिवृद्धये खे

७ सपरागसमये धर्मकालामवेउय चतुर्वेद विदे संतानाय

८ मुन्तद्ब ७ गोत्राय त्रिपरवराय ईश्वर नाम्ने ब्राह्मणाय तद्वे

९ निका नाम ग्रामं । ८ सतृणकाष्टजला सवृक्षमाला कुलदेव

१० दायवेर्ज्ज उदकपूर्वं भूमालिकामंडलमध्ये दत्तवान्

११ ईदानीं कालान्तर भूक्ति निश्चयकरणार्थ्येमस्य ग्रामस्य चतुद्रि

१२ शमाघाटा लख्येन्त ॥ उत्तर भागे सामापखेत्रे समुद्रः पूर्व भागे सवनगरुजा नालिका रोहरधारा समेना । दक्षिणभागे सबलाहतवारिवा रनदीयावत् पश्चिम भागे पर्वतस्यधारा समुद्रगामिनी ॥

( પતરું બીજું )

१३ एवं चतुर्भादा विशुद्धा तद्वेनिकागाम भूमिमीश्वर नामा ब्राह्मणो

१४ भनभाजं चा न केनापि परिलंघनीयः ॥ बहुभिवसुधा भुक्ता राजभिः

१५ सगरादिभि: । यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ मधि

१६ राज्ञि व्यतिक्रान्ते योन्योराजा भविष्यति तस्याह्वकर लग्नोस्मि शासनं

१७ नव्यतिक्रमेत ॥ लिखितमिदं शासनं महाक्षप टालिकेन नेनहरि [ना]

१८ म्ना प्रयेति । शिवमस्तु

१९ श्री मत्स्य

આ લેખની અગત્ય દ્વારકાના પ્રદેશના ઇતિહાસનું ચિત્ર દોરવામાં બહુ જણાય છે. તેમાં બતાવેલ ધીણકી ગામની ચતુઃસીમા પરના સ્થળો, નદી, પર્વત, વન, નાલિકા અને ગરુજા શબ્દ સારો પ્રકાશ આપે છે. ગરુજા એ જ દ્વારકા પ્રદેશનું જૂનામાં જૂનું ગામડું, ઘોરીંજા સમજાય છે. ત્યાંથી ઓખા નદી વહે છે. ધીણકી અને ઘોરીંજા વચ્ચે હાલ પણ ઘટ વન પથરાયેલું છે. સોઢરાલિ. ગામડું હાલ હયાત છે તેનો ઉલ્લેખ પણ અહીં થયો છે. પૂર્વ તરફ બનાવેલ સમુદ્ર તે હાલનું ચરકલાનું રણ સમજવાનું છે. તે છેક મઢી સ્ટેશન સુધી સમુદ્રનો

વિસ્તાર હતો અને પાછળથી ધરતીકંપના પ્રભાવથી તે સમુદ્ર રણ બની ગયો છે. उदक पूर्व શબ્દ સૂચવે છે કે ઉદક તળાવસહ ગામનું દાન આપ્યું છે. હાલ એ તળાવ મોજૂદ છે.

જાઈક રાજા ભૂમલિકા—ધુમલી—પ્રદેશના રાજા હતા એ વાત સિદ્ધ થયેલી છે.

ઈ.સ.ના આઠમાં સૈકામાં ઓખામંડલ પ્રદેશની સંસ્કૃતિસૂચક આ તામ્રશાસન ઓછું કીમતી નથી.

## ६

## ભૂવડ ચાવડાના તામ્રશાસનની હકીકત

દ્વારકામાં શ્રી શારદાપીઠ પર આદિ શંકરાચાર્ય પછી અનેક શંકરાચાર્ય મહારાજો પીઠાધીશ બન્યા હતા તેમાંના એકના સમયમાં ગુર્જરાધિપતિ ભુવડ ચાવડાએ શ્રી શારદાપીઠને દાન આપ્યાનુ તામ્રશાસન કોતરાવ્યું હતું. તે આજે ઉપલબ્ધ નથી પણ તે તામ્રપત્ર હોવાનો ઉલ્લેખ શ્રી રાજરાજેશ્વર સ્વામિ શ્રી શંકરાચાર્ય મહારાજે છપાવેલા પુસ્તક નામે विमर्शમાં નીચેના શબ્દોમા છાપવામાં આવ્યો છે.

विमर्श पान २३ :

तेभ्यएवतु गुर्जरमंडलाधीश सर्वजिद्वर्मणा समर्पितस्य हि ताम्रफलकस्य नवशतोत्तरैक चत्वारिंश ९४१ तम विक्रमाद्बीय वैशाख शुद्ध चतुर्थ्यां संजातस्य पीठे तस्मिन्नद्यावधि सम्प्रत्ययात्

આ ભુવડ તે કોણ ?

આગળ બતાવેલા અક્કડજી ચાવડાના બે પુત્ર વાઘમ અને ભુવડ પકીના આ ભુવડ હોઈ શકે ?

ઇતિહાસના અભ્યાસમાથી જણાયું છે કે ભુવડાદિત્યના પહેલા પુત્ર રાજસિંહ સંવત ૯૮૬માં દ્વારકાની યાત્રાએ આવ્યા હતા. ત્યાંથી તે

સુલતાન મીસરિયા (ઇજિપ્ત) વહાણુરસ્તે બેટ આવ્યા હશે. તેની સાથે થયેલા યુદ્ધનો ઉલ્લેખ જણાય છે. મીસરિયા સુલતાનના સમયના સોનાના સિક્કા દ્વારકાના અસલી ઘરના ખોદકામ થતાં મળ્યા છે. તે અમે મુમ્બાઈ મ્યુઝિયમના કયુરેટર સ્વ. શાની પાસે ઉકેલાવ્યો હતો.

૯

## ધ્રાસણવેલનો લેખ

આ લેખ દ્વારકાથી ૭ માઈલ દૂર આવેલા ધ્રાસણવેલના સીમાડામાં ખેતરને સેઢે શ્રી ગિરિજાશંકર ભટ્ટને મળ્યો હતો. તેમની નોંધ પરથી આ લેખ ઉતાર્યો છે. અમારી તપાસમાં આ લેખ સાંપડયો નથી.

१ सं......११०४......दि

२ ......दिने......

३ महाराणा श्री......विक्र

४ मसिंहा......

५ ......मासमा

६ ......पा......प

७ जा ४ प्रयाण......ना

८ ......राजदेव गौरा......

९ दिठ दीता। भद्रजा.

લેખનો અર્થ બરાબર ઉકલતો નથી. તેમાંથી માત્ર એટલું જ ફલિત થાય છે કે સં. ૧૧૦૪માં વિક્રમસિંહ રાજાનું રાજ ધ્રાસણવેલના પ્રદેશમાં હતું. આગળ છાપેલા સં. ૧૧૦૨ના ઉત્કીર્ણ લેખોમાં પણ વિક્રમસિંહ રાજાનું નામ આપવામાં આવ્યું છે. તેથી એ વાત દઢતર બને છે કે આ વિક્રમસિંહ નામ આગળ "મહારાણા" એવી પદવી લગાડી છે. તેથી

એ રાજાનું ગૌરવ વિશેષ હોવું જોઈએ, તે વિક્રમસિંહ રાજા ચાવડા વંશના જ હોવાનો પૂરો સંભવ છે. બેટમાં અને ઓખામંડલમાં અગીઆરમાં અને બારમા સૈકામાં ચાવડા રજપૂતોની આણ પ્રવર્તતી હતી. આ ચાવડા રજપૂતો અને પાછળથી ઓખામંડલમાં આવી ચડેલા હેરોલ રજપૂતો (પઢિયાર) વચ્ચે આ પ્રદેશમાં કલેશ કંકાસ થયા કરતા હતા. તે સમયે જોધપુર (રાજસ્થાન) તરફથી રાઠોડવંશના બે યુવાન કુમારો આશ્રય શોધતા ઓખામંડલ પ્રદેશમાં આવી ચડયા હતા. (૧) વેરાવલજી અને (૨) વેજલજી.

[બારોટની કથામાં રજૂ થયેલાં આ રાજાઓના નામ વાળા કોઈ પણ ઉત્કીર્ણ લેખ—ઓખામંડળમાં ઉપલબ્ધ થયા નથી—તેથી એમ ન કહેવાય કે તે નામવાળા રાજાઓ આ દેશમાં નથી થયા; છતાં જે વિક્રમસિંહ નામના રાજાના સમયના ઉત્કીર્ણ લેખ મલ્યા છે તે વિક્રમસિંહ રાજા ચાવડા રજપૂતોનો જ મહારાણો હતો અને એમની સત્તા બારમા શતક સુધી આ પ્રદેશ પર ચાલતી હતી. વાઘેર સરદારો એ રાજાની નીચે રહેતા હતા; અને રજપૂતો વાઘેર સાથે ઓતપ્રોત થતા રહેતા હતા.]

## પ્રકરણ આઠમું

### ઓખામંડળમાં રાઠોડવંશી રજપૂત રાજ્યની સ્થાપના

ઓખામંડલના કેટલાક ભાગમાં ચાવડા રજપૂતોની સત્તા ચાલતી હતી; અને દ્વારકાની આસપાસના ભાગ ઉપર હેરોલ રજપૂતો સત્તા જમાવી બેઠા હતા. આખા પ્રદેશના અસલી રહેનારાસી કાલા અને કાબા વાઘેરો હેરોલ રજપૂતોના પક્ષમાં રહી દરિયા કાંઠા પર ચાંચીઆગિરી કરતા હતા અને યાત્રાળુ પાસેથી કર-વેરો ઉઘરાવતા હતા. બેટ અરાંભડા, પાડલી વગેરે ગામોમાં ચાવડા રજપૂતોની સત્તા હતી. આ સ્થળોમાં પણ જે વાઘેરો વસ્તા હતા તે ચાવડાના પક્ષમાં રહી ચાંચીઆગિરીમાં તેમને મદદ કરતા હતા. વહાણો હંકારવાનું અને વહાણોનું લશ્કર ઊભુ કરવાનું કામ જેટલું ચાવડા રજપૂતને સાધ્ય હતું તેટલું હેરોલ રજપૂતોને નહોતું. સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારા પરના ઘણા ખરા સ્થળે ચાવડા રજપૂતો જ વહાણવટાનો ધંધો હાથ કરી બેઠા હતા. બેટ, દ્વારકા, મીયાણી, માંગરોલ, પ્રભાસપાટણ, કોડીનાર સુધીના બન્દરો પર ચાવડા રજપૂતોનો વાસ હતો. સરકારી ગેઝેટિયરમાં તો એમ લખવામાં આવ્યું છે કે દ્વારકાના રાજા અનંતદેવ ચાવડાને બે પુત્રો હતા (૧) હેરલસિંહ અને (૨) હરપાલજી. આ હરપાલજીનો કાફલો મીયાણી, પોરબન્દર, માંગરોલ તરફ વિસ્તર્યો હતો.

આવી પરિસ્થિતિ હતી તેવામાં એટલે આશરે ઈ. સ. ૧૩૫૦માં મારવાડ દેશમાંથી વીરાવલજી અને વિજલજી બે રાઠોડ રાજકુમારો યાત્રા માટે દ્વારકા તરફ આવ્યા હતા. કોઈ કહે છે કે પોતાના પિતાથી રીસાઈને આ રાજકુમારો પશ્ચિમ કેડા પરના અંધારિયા ભાગમાં

અજ્ઞાત રહેવા માટે નાશી આવ્યા હતા. તેમના કાકા જોધસિંગે એમને કોઈ વાંક માટે દેશવટે કાઢી મૂકયા હતા. મારવાડથી તે ઝાલાવાડ પ્રદેશમાં આવી વસ્યા હતા ત્યાંના રાજકુટુમ્બ સાથે તે બન્ને ભાઈઓ હળીમળી ગયા હતા. કોઈ કારણે ઝાલાવાડના રાજાના પાટવીકુંવર સાથે આ રાઠોડ ભાઈઓને ઝગડવું પડયું હતું. એ ઝગડામાં પાટવીકુંવર મરાયા હતા. તેથી આ બન્ને ભાઈઓ રાન લઈને ત્યાંથી પલાયન થઈ ગયા; અને પોતાની મંડલીને લઈ દ્વારકામાં આવી સલામત બન્યા.

આ બન્ને રાજકુમારો સાચા ક્ષત્રીય હતા. તેમની પાસે સારા સાગરીતો પણ હતા અને નાનું સરખું લડાયક યોદ્ધાનું અનુયાયી મંડલ પણ હતું.

ઓખામંડલ પ્રદેશમાં ચાવડા અને હેરોલ વચ્ચે કજીઆકંકાસ ચાલતા જ હતા. તેથી બન્ને પક્ષને એમ થયું કે આ રજપૂત વીરોની મદદ લઈ તે બીજા પક્ષનું કાસળ કાઢી શકશે. બન્ને પક્ષ તરફથી વીરાવલજીને અને વીજલજીને મદદ માટે વિનતિ કરવામા આવી હતી. રાઠોડ કુમારોએ આ પ્રસંગનો લાભ લઈ આ પ્રદેશમાં પોતાની સત્તા જમાવવાની પેરવી કરી.

એક સમયે રાઠોડ કુમારોએ હીરોલ સરદારને પોતાને ત્યા મીજબાની પર નોતર્યા હતા. તેની સાથે એમણે ચાવડા સરદારોને છુપી રીતે કહી મૂકયું હતું કે જ્યારે હીરોલ સરદારો જમવામાં ગુંથાય ત્યારે ચાવડા સરદારોએ ઓચિન્તો છાપો મારવો. આ મીજબાનીમાં મેમાનોને સત્કારવા માટે દારૂ-અફીણ વગેરે કેફી પીણાની રેલમછેલ કરવામાં આવી હતી. તેમાં ગાફલ હીરોલ સરદારો લટ્ટુ બન્યા હતા ત્યારે ચાવડા સરદાર મારફત તેમની કતલ કરાવી નાખવામાં આવી. અને પછીથી એવી જ યુક્તિથી—દગા ફટકાથી ચાવડા સરદારોનો પણ નાશ કરવામાં રાઠોડ રાજકુમાર સફળ બન્યા.

આ રીતે હેરોલ રજપૂત અને ચાવડા રજપૂતનું સોંથાણુ નીકળી ગયું; જે થોડા બચ્યા તે ગભરાઈને વાઘેર કુટુંબ સાથે ભળી ગયા—હેરલસિંગ ચાવડાનો પુત્ર સોઢલસિંગ નાશી છૂટયો અને પાડલી ગામે વાઘેરને આશરે આવી ગયો. સોઢલજીની બેન રાણબાનું લગ્ન પેથલ નામના કાળા વાઘેર સાથે કર્યું હતું; અને બીજી બેન કશલીબાનું લગ્ન ખાખણુ કાળા સાથે થયું હતું. આ વંશના જે વાઘેરા વિસ્તર્યા તે ચાવડાની કન્યાના વંશના હોવાથી ચામડિયા વાઘેર કહેવાતા હતા. હેરોલ રજપૂતમાંના ઘણાખરા કપાઈ ગયા હતા. તેની એક દીકરી બચી હતી. તે મલણુ કાળા (વાઘેર)ને ત્યાં રહી ઊછરી મોટી થઈ હતી. અને બીજા છૂટાછવાયા હેરોલ રજપૂત બચ્યા તે પણ વાઘેરના કુટુંબીઓ બની ગયા. આ હેરોલ રજપૂતમાંથી વાઘેરની શાખા વૃદ્ધિ પામી તેનું નામ ભઠ્ઠડ વાઘેર રાખવામાં આવ્યું હતું. રાઠોડ કુમાર વીરાવલજીએ આ રીતે ઓખામંડલ પ્રદેશમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. રાઠોડ કુમારોએ મેમાનોને દગાથી વાઢી નાખ્યા, મરાવી નાખ્યા. તેથી એ રાઠોડને બદલે વાઢેર, કે વાઢેલ ગણાયા.

વીરાવલજીએ પોતાની હકુમત ઓખામંડલ પ્રદેશની બહારની હદ-છેક વેદમતી નદી સુધી—રાણુ, હાબરડી, બાટીસા, સુધી—વધારી હતી. પહેલા તો તેમણે પોતાનું થાણું ચાવડાના વસઈ ગામમાં જ નાખ્યું હતું. પાછળથી તેમણે રાઠોડની સ્વતંત્ર રાજધાની અરાંભડા ગામે સ્થાપી હતી વીરાવલજીના ભાઈ વીજલજી ઓખામંડલમાં ન રહ્યા. તે પોતાના દરિયાઈ કાફલા સાથે પોરબંદર—માંગરોલ તરફ—નાઘેરના પ્રદેશમા જઈ વસ્યા અને ત્યાં એમના નામ ઉપરથી વાજા રજપૂતોનો સંઘ ફૂલ્યો ફાલ્યો.

આ રીતે ઓખામંડલમાં રાઠોડ રજપૂતોના રાજ્યની સ્થાપના ઈ. સ.ના તેરમા સૈકામાં વસઈ ગામે અને તે પછી અરાંભડામાં થઈ.

## અરાંભડાના વાઢેર (રાઠોડ) રાજાની નામાવલિ

(બારોટની વાર્તા પરથી)

૧. વીરાવલજી, ૨. મેહજી, ૩. વીકમશી, ૪. ગજસિંહજી, ૫. કાંધાજી, ૬. બલારજી, ૭. ભગધરીઆગરજી, ૮. શાંગજી, ૯. નાથજી, ૧૦. જશધમલજી, ૧૧. કુઆરજી, ૧૨. દુદોજી, ૧૩. શાંગણજી, ૧૪. ભીમજી, ૧૫. જશધમલજી (બીજા), ૧૬. સગરામજી, ૧૭. મોણમજી, ૧૮. રાયમલજી, ૧૯. સગરામજી, ૨૦. અખેરાજજી, ૨૧. ભીમજી, ૨૨. સંગરામજી, ૨૩. ભોજરાજજી.

# પ્રકરણ નવમું

## વૈષ્ણવી દ્વારકાની પ્રાથમિક લીલા

ઈ. સ.ના અગિયારમાં સૈકાથી ચૌદમા સૈકા સુધીના ત્રણસો ચારસો વરસોમાં દ્વારકાનું પૌરાણિક વૈષ્ણવી સ્વરૂપ ભારતમાં સર્વમાન્ય થઈ રહ્યું હતું. એ કાળમાં પુરાણોમાં રજૂ થયેલી કથાઓની સાક્ષી પૂરે એવાં ઘણાં સ્થાનો, દેવળો, મન્દિરો કુંડો, તળાવો અને જળાશયો આ દેશમાં રચાયાં હતાં. દેવીઓના મઠો અને પીઠો, શંકરના શિવાલયો અને સૂર્યનાં મન્દિરો તો આ પ્રદેશમાં જૂના કાળથી સ્થપાઈ ચૂક્યાં હતાં. ચાવડા રાજાઓના સમયમાં—સોલંકી રાજાઓનાં સમયમાં દ્વારકા અને તેની આસપાસના પ્રદેશે વૈષ્ણવી સ્વરૂપ ધારણ કરી લીધું હતું.

શ્રી શંકરાચાર્યની પહેલી પીઠ તે શારદાપીઠ દ્વારકામાં સ્થપાઈ ચૂકી હતી. પંચાયતન દેવોની પૂજા એમના સદ્‌બોધથી પ્રચલિત થઈ હતી. શ્રી સ્કંદપુરાણાન્તર્ગત પ્રભાસખંડમાં દ્વારકામહાત્મ્યમાં દ્વારકાનું જે સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે તેનું ઘડતર આ ચારસો વરસમાં થયું હતું.

શ્રી વિષ્ણુ ભગવાનની ત્રૈવિક્રમી મૂર્તિનું સ્થાપન, જગત તરીકે ત્રિવિક્રમરાયની પૂજા, બલિરાજાના પાતાલના વાસમાંથી પધારેલા શ્રી વામનજી—ત્રિવિક્રમજીને વિષ્ણુના અવતાર તરીકે દ્વારકામાં સ્થાપવાનો કાર્યક્રમ આ કાળમાં પ્રચલિત થયો હતો. શ્રીકૃષ્ણના સ્થાનમાં દ્વારકાનાથ રૂપે વિષ્ણુની પૂજા, રુક્મિણીહરણ, રુક્મિણી દુર્વાસાની કથા, ગોમતી ઘાટ, પંચનદ તીર્થનું પ્રત્યક્ષીકરણ, શ્રીકૃષ્ણની લીલાને યાદ કરતું નગરાજનું કૃક્લાસનું સ્વરૂપ અને તેના ઉદ્ધારની કથા, ગોપીઓનું દ્વારકામાં આગમન, મયાસુરે રચેલું તળાવ, ગોપીઓએ જળમાં સ્નાન કર્યું તે



બરડીઆ પાસે સાંબલક્ષ્મણાનાં મંદિરો પૈકી
લક્ષ્મણાનું મંદિર

તળાવ...સાખ્ખે પીંડારામાં ઋષિની કરેલી હક્કામશ્કરી, સાખ્ખે દુર્યોધનની પુત્રી **લક્ષ્મણાનું કરેલું** હરણ—આવા આવા અનેક પૌરાણિક બનાવોને સ્થૂળરૂપ આપવા તળાવો, કુંડો, મંદિરો આ કાળમાં ઓખામંડલના પ્રદેશમાં રચાયાં હતાં. વસઈમાં જૈનમન્દિરના ખંડેર છે, તેવાં જ હિન્દુસમાજનાં મન્દિર પણ છે. તે ખંડેરના ચોકના ભવ્ય થાંભલામાના એક ઉપર સંવત ૧૨૬૧નો અંક કોતરાયો છે. તે પરથી લક્ષમાં લેવા જેવી હકીકત એ પ્રકટ થાય છે કે વાઘેરનો દેશ સંસ્કારી જનમંડલથી વસેલો હતો. વાઘેરો પણ દેવળ લૂંટારા કે ચાંચિયા નહોતા. તેમનામાં ક્ષાત્રસંસ્કાર પણ હતા. આ ત્રણસો વરસના ગાળામાં દ્વારકાનો મહિમા વૈષ્ણવી તીર્થ તરીકે સારી રીતે ભારતમાં માન્ય થઈ ચૂકયો હતો. શ્રી શંકરાચાર્ય મહારાજે તો અહીં શારદાપીઠની સ્થાપના કરી હતી. પરન્તુ શ્રી રામાનુજાચાર્ય, શ્રી મધ્વાચાર્ય અને શ્રી જ્ઞાનદેવ જેવા ભકતજન આ કાળમાં દ્વારકાની યાત્રાએ આવેલા હતા. ગુર્જર કવિ શ્રી સોમેશ્વરે પોતાનું રચેલું નાટક **ઉલ્લાઘરાઘવ** દ્વારકામાં જગતમન્દિરના ચોકમાં ભજવી એ નાટક દ્વારકાધીશને અર્પણ કરવાનો વિધિ ઉજવ્યો હતો. જો લોકોમા માન્યતા ચાલે છે તે સાચી હોય તો એ જ સમયમાં બોડાણાએ દ્વારકાના મન્દિરમાં પૂજાતું સ્વરૂપ ડાકોરમાં પધરાવ્યું હતું (સંવત્ ૧૨૧૨). શ્રી નર્મદાશંકર ડી. મહેતાએ એક સ્થળે પુસ્તકમાં ઉલ્લેખ કર્યો છે કે રએને બોડાણો રજપૂત તે વિજયસિંહ —તે વીજલજી રાઠોડ જ હોય. ભાઈથી રીસાઈ તે દ્વારકાના મન્દિરની મૂર્તિ લઈ ગયો હોય એ કાલ્પનિક અનુમાનને આ રીતે લટકતી રાખવા ખીલીનો આધાર આપી શકાય છે. આ પ્રભા કયાથી પ્રકટી હશે? લોકોની ઉદારતા, દાનવૃત્તિ, ધર્મપ્રિયતા અને શરણાગતિનુ મહાત્મ્ય આ કાળમાં કયા બીજમાથી ઉદ્દભવ્યું હશે? સંસ્કૃતિના ઇતિહાસના પર્યેષકો જ આ કોયડો ઉકેલી શકે.

---

# પ્રકરણ દશમું

## વાઘેરના મ્હોવડી માણેક વંશની સ્થાપના

વીરાવલજી વાઢેરનાં પરાક્રમ રાઠોડ કુટુમ્બની નામના વધારે એવાં રૂપનાં હતાં. તેમની આબરૂ ઓખામંડલથી કચ્છ સુધી પહોંચી હતી. ઈસવી સનના બારમા અને તેરમા સકામાં જ્યારે કચ્છ અને સૌરાષ્ટ્રમાં કોઈ ક્ષાત્રતેજના ફુલદાયી પ્રસંગો ઊભા થતા હતા ત્યારે ઓખામંડલના વાઢેર રજપૂતોનો તે કાર્યમાં ઓછોવધતો હિસ્સો રહેતો જ હતો.

એ વખતે અલાઉદ્દીન ખીલજીના આક્રમણ સામે ટક્કર ઝીલનાર જામ અબડો કચ્છમાં સુમરી બાઈઓના રક્ષણ માટે બતાવેલી વીરતા માટે નામીચો બન્યો હતો. તેના પુત્ર જેહાજીએ પોતાની કન્યા વીરાવલના પુત્ર વિક્રમશીને આપી હતી. એ રીતે કચ્છ સાથે બેટ અરાંભડાના રાજાઓનો સમ્બન્ધ નીકટનો બન્યો હતો. કચ્છના જેહાજીના પુત્ર હમીરજી કચ્છમાં બાપના પ્રદેશમાં પોતાની જાનને સલામત ગણતો નહોતો. તેથી સલામતી ખાતર હમીરજી જામ કચ્છ છોડી પોતાના બનેવી વિક્રમશીને ગામ અરાંભડામાં આવી રહ્યો હતો. હમીરજી વાઢેર અને વાઘેર લોકો સાથે ખૂબ હળતો મળતો થયો હતો. એક વાર અરાંભડાથી ફરતાં ફરતાં પાડલી ગામે હમીરજી દોસ્તો સાથે ગયો હતો. ત્યાં સંધ્યા કાળે હમુસર ગામ તરફથી ઢોરનું ધણ આવી રહ્યું હતું. એક વાઘેર કન્યા તે વખતે માથે પાણીનું બેડું લઈ પોતાને ઘેર સંચરતી હતી. ગાયોના ધણમાં બેચાર મસ્ત ઢોર એવી રીતે દોડતાં આવી રહ્યાં હતાં કે તે સ્થાન પરના માણસોને જણાયું કે પાણીના બેડાંના ભારથી લચકી રહેલી ફૂટડી વાઘેર કન્યા એ મસ્ત ઢોરની હડફેટમાં આવી જશે અને નામક્ષણી

કન્યા કચ્છના રાજકુટુંબનો નબીરો પરણે એ તો માલાને મન "અહોભાગ્ય" કહેવાય.

હમીરજીનું સગપણ માલણ કાળાની કન્યા સાથે થયું. લગ્ન પણ થયાં. કેટલાક લોકો વીકમશી વાઘેર રાજાને કહેવા લાગ્યા કે વાઘેરની કન્યા કચ્છના દરબાર કુટુંબે સ્વીકારી એમાં થોડું નીચા જેવું થયું ગણાશે. વાઘેર સંઘમાં તો ઉત્સવના રંગરાગ જામ્યા.

ખરી વાત એ હતી કે એ માલણ કાળાની કન્યા તેની પોતાની સાચી દીકરી નહોતી. પણ ચાવડા અને હીરોલના વિનાશકારક પ્રસંગોમાંથી મુક્ત થનાર એક ચાવડા રજપૂતે પોતાની કન્યાને પાડવીના માલણને ત્યાં ઉછેરવા મૂકી હતી. આ રીતે હમીરજીનું લગ્ન વાઘેરની કન્યા સાથે થયા પછી હમીરજીથી કચ્છ જવાય તેમ નહોતું. એટલે હમીરજીના બનેવીએ તેમને ઓખામંડળમાં વરવાલા વગેરે ગામનો ગરાસ આપી ઓખામંડળમાં જ રાખ્યા.

વાઘેર સંઘે હમીરજીને પોતાનો મુખ્ય સરદાર બનાવ્યો અને બધા વાઘેરોના રાજા તરીકે હમીરજીએ માણેકવંશની સ્થાપના કરી.

આ રીતે ઓખામંડલના વાઘેરોની બધી જાતીઓએ મળીને હમીરજીને પોતાનો મુખ્ય સરદાર બનાવ્યો અને વસઈમાં વાઘેર રાજ્યની ગાદી સ્થાપવામાં આવી. હમીરજીનો વંશ માણેક નામથી ઓળખાય છે. તે વખતથી વાઘેરોમાં કાળા, કાબાનાં નામો ભુંસાઈ ગયા અને ચામડિયા, ભટ્ટડ, જગતિયા, દેર, વાઘા, બઢિયા, કુંભડિયા વગેરે વંશનાં નામ પ્રચલિત થયાં.

હમીરજીના પુત્રનું નામ માણેક રાખવામાં આવ્યું અને તે ઉપરથી એમના વંશના લોકો માણેક અટક રાખતા થયા. હમીરજીના પુત્ર માણેકનો વંશ નીચે બતાવેલી વંશાવલિ પ્રમાણે વધતો ગયો હતો:




હમીરના પૌત્ર ગડીઆએ દ્વારકામાં થાણુ નાખ્યું હતું. એ વિષે નીચેનો દુહો પ્રચલિત છે.

**ગડીઓ** ગઢ દ્વારકા બલવંકો ભૂપાલ
**રાયે** રાયકોટ રચીયો પીંડારે **રાજપાલ**

ઉપર જણાવેલા વેરસીનો પુત્ર હોદો થયો અને તેનો પુત્ર **મૂળવો** માણેક થયો. એને આપણે **મૂળુ માણેક પહેલો** કહીએ. એ મૂળુ પરાક્રમી હતો. તેણે છેક સોરઠના રા'દિયાસ સાથે યુદ્ધ કરવાની બાથ ભીડી હતી; અને ઓખામંડલના વાઘેર સરદારોનું નામ તેણે સૌરાષ્ટ્રના બીજા ભાગમાં નામીચું બનાવ્યું હતું.

## પ્રકરણ અગિયારમું

### વાઘેરોના નામીચા સરદારો

હમીરજી માણેક ઓખામાં વાસ રાખી રહ્યા અને પોતાના બાપુક કચ્છ ઉપરથી પોતાની નજર પાછી વાળી લીધી. તેમના પૌત્રોમાંથી ગડીઆ માણેકે દ્વારકામાં વસતી વસાવી અને બીજા પૌત્ર રાજપાલે હાલના પ્રેવાડની પૂર્વે સયોસરા ગામ વસાવ્યું. પાંચસોછસો વરસ પહેલાંનું એ સયોસરા આજે ખંડેર રૂપે નજરે પડે છે. ત્યાં અસલી એકાદ દેવાલય છે અને પાસેના ખરાબાવાળી જમીનમાં જૂના કાળમાં દેવળ પાને અચૂક મુકાતી પથ્થરની કુંડી (પથ્થરની ઘાણી) દટાયેલી પડેલી છે.

હમીરજીના ત્રીજા પૌત્ર રાયાએ રાયગઢ વસાવ્યું હતું. તેના ખંડેર ધીણકી ગામ પાસે મોજૂદ છે.

ત્યાર પછી એ વંશમાં મૂળવો માણેક નામીચો બન્યો હતો. તેણે પોતાના પ્રરાક્રમ છેક જૂનાગઢના ગાદિઆસના રાજા સુધી પહોંચાડ્યાં હતાં એને આપણે ઓખાના પહેલા મૂળુ માણેક તરીકે ઓળખીએ છીએ. તે પછીના સરદારોમાંથી સામળો માણેક ઇતિહાસમાં પોતાનું નામ મૂકી ગયો છે. તેની કથા જુદા પ્રકારણમાં વિસ્તારથી મૂકવામાં આવી છે.

સામલા માણેકના ચાર દીકરા થયા. તે બધુ કરમી દીકરા ગણાતા હતા. એક એકથી ચઢિયાતા હતા. તે ચારે જણ મહત્વાકાંક્ષી હતા. પહેલો પુત્ર નાંથો. તેના વડીલનું ગામ બોડખેનરી હતું, ત્યાં જઈ તે વસ્યો અને તે ગામને તેણે આબાદ કર્યું. બીજો પુત્ર જેશો માણેક હતો. તે

આપકરમી રહેવાની ઉમેદ ધરાવતો હતો. તેણે મૂળવાસર ગામ વસાવ્યું. ત્રીજો દીકરો રાણો માણક હતો. તેણે પોતાની બાપુકી ગાદી સાચવી અને દ્વારકા તથા વસઈ એ બે સ્થળોને તેણે આબાદ કર્યાં.

આ રાણા માણકના બે દીકરા હતા; એક પત્રામલ માણક અને બીજો **દેઆસ.** આ દેઆસે ટોબરનો ગઢ બંધાવ્યો અને મોજપ તથા મકનપુર ગામો પણ વસાવ્યાં હતાં.

---

# પ્રકરણ બારમું

## સાંગણ ધાડીઓ

અરાંભડાની અને બેટની ગાદી ઉપર વાઢેર રજપૂતોએ સારી રીતે રાજ ચલાવી દેશને વિકસાવ્યો. વહાણવટાનો ધંધો આ રાજાઓએ લગભગ આગવો કરી લીધો હતો. કચ્છના દરિયાઈ કિનારા પર અને સૌરાષ્ટ્રના કિનારા પર અરાંભડા બેટના વહાણોથી જ વેપારધંધો ચાલતો હતો. વહાણો બાંધવાનો કસબ બેટના સુતાર કારીગરોએ પોતાને હાથ રાખ્યો હતો. આરબ લોકોનાં વહાણો પણ દુરસ્તી માટે બેટના બાલાપુર બંદરે આવી આશ્રય લેતાં અને ત્યાંના સુથાર કારીગરોને હાથે આરબ લોકો પોતાના વહાણની દુરસ્તી કરાવતા હતા. વાઢેર વંશના ઘણા રજપૂતો વહાણ હંકારવાની વિદ્યામાં પણ આગળ વધ્યા હતા. અરાંભડાનો વાઢેર ખારવો રામસંગ વહાણોને લઈને છેક આફ્રિકાના કાંઠા સુધી સલામતીથી પહોંચાડતો હતો. કહેવાય છે કે જ્યારે વાસ્કોડીગામા નામનો પોર્ટુગીઝ વહાણવટી કેપ-ઑફ-ગુડહોપ વટાવી ભારતના કાંઠા તરફ આવવા માગતો હતો ત્યારે તેણે આ વાઢેર રજપૂત નાખુદા રામસિંગની દોરવણી લીધી હતી. એ રામસિંગ તો યુરોપના વલંદાના વહાણમાં યુરોપ જઈ આવ્યો હતો અને ત્યાંથી કાચનાં છાપરાં કેમ બનાવવાં તે કળા શીખી આવ્યો હતો. એ રામસિંગે કચ્છના ભુજ શહેરના રાજમહેલમાં આયના મહેલ રચવાની કારીગીરીમાં મોટો ફાળો આપ્યો હતો.

અરાંભડાના વાઢેર રજપૂત સરદારોમાં વિક્રમશી પછી દશમો રાજા સાંગણજી નામનો પરાક્રમી રાજા ગાદી પર આવ્યો. એનુ નામ બહાદુરી

મારે બહુ પંકાયું હતું. એ સાંગણજીના વંશના હોવામાં ઓખામંડલના ઘણા રજપૂતો માન સમજે છે અને પોતાના કુળને વાઢેર કુળ તરીકે કે રાઠોડ કુળ તરીકે ઓળખાવાને બદલે પોતાને **સાંગાણી** કહેવડાવવામાં મગરૂર રહે છે.

સાંગણજીનું રાજ ઓખામંડલની હદ બહાર છેક ખંભાલિયાની હદ સુધી અને બરડાના ડુંગરોની ઉત્તરે છાયા ગામ સુધી ફેલાયું હતું. સાંગણજી લશ્કર લઈ જ્યાં ત્યાં હુમલા કરતો હતો અને ધાડ પાડતો હતો. તેથી તે વખતના કાઠિયાવાડમાં એ રાજાનું નામ **સાંગણ ધાડીઓ** પાડવામાં આવ્યું હતું.

સાંગણના રાજમહેલમાં એકથી વધારે રાણીઓ પોતાના ધણીના પગક્રમોની મગરૂરી મ્હાણતી હતી. એક રાણી ડોકમાં હારની સાથે દેવીની પાદુકા ( પગલાં ) લટકાવી ગળાની શોભામાં વધારો કરતી હતી.

બીજી રાણીએ એ શોકની ઇર્ષ્યા કરી. તેણે સાંગણજીને સમજાવ્યું કે તમે એ રાણીના રૂપાળા ગળામાં ખાલી ખાલી મોહી રહ્યા છો. તમને કયાંથી ખબર હોય ? એના ગળાના હારમાં જે પગલાં છે તેમાં જાદુ મંત્રવાળી કામણ વિદ્યા વસી છે. તેથી તમે એ રાણી પાછળ ઘેલાતુર થઈ ગયા છો. આવા વીર બનીને એક સ્ત્રી જાતીના મોહમા શા માટે ફસાઈ રહ્યા છો ?

સાંગણજીને આ વાત મનમાં ઠસી ગઈ. પછી જ્યારે તે પેલી રૂપાળી રાણીને ત્યાં ગયા ત્યારે પહેલું કામ એ રાણીના ગળાનો હાર તોડી નાંખવાનું કર્યું—એમ થવાથી પેલાં પગલાં છૂટાં પડી ગયાં. રાણીજીએ હાં, હાં, કરી પતિને વાર્યા; પણ ભંભેરાયેલ કામવાળા વીરપુરૂષે કંઈ પણ કાને ધર્યું નહિ. આનું પરિણામ એ આવ્યું કે **માતાજી** દેવીનો કોપ સાંગણજી પર ઉતર્યો. તત્ક્ષણે સાંગણજીનું બધું પુરુષત્વ ઓસરી

ગયું. સાંગણજી-હીજડા જેવા-વેંઢલ બની ગયા. તરવાર અને બરછીના ખેલથી તે ભડકવા લાગ્યા અને તાળીઓના તડાકા મારતા હીજડા પેઠે જ્યાં ત્યાં ગરબા ગાનામાં રસ લેવા લાગ્યા અને શેરીએ શેરીએ બાયલા બનીને રખડતા થયા. એવી પણ દંતકથા પ્રચલિત છે કે આવી હીજડા જેવી સ્થિતિમાં અરાંભડાના રાજાને કોઈએ મશ્કરીઠઠ્ઠામાં દિલ્હીના દરબારમાં પણ પહોચતા કર્યા હતા.

સાંગણજીની રાણીને પોતાના પતિની આ દશાથી બહુ ખેદ થયો. તેણે પોતાના પતિને ફરીથી અસલી નૂર મળે તેના વાસ્તે માતાજીની આરાધના માંડી. કહેવાય છે કે દશ બાર વરસ સુધીની આકરી તપશ્ચર્યા પછી માતાજી રાણીજી ઉપર પ્રસન્ન થયાં. માતાજીએ રાણીને આજ્ઞા કરી. "લે આ ચુંદડી અને આ ચૂડો. તારા પતિને કહેજે કે આ ચુંદડી અને ચૂડો પહેરે અને માથા પર કેશ રાખે. એ વેશથી તારા પતિ ગઢ ભાંગવા જશે તે ગઢ ભાંગીને ભૂક્કો થઈ જશે. મારી ચુંદડી જ્યારે કોરે મૂકશે ત્યારે તેનુ વીર્ય મોળું પડી જશે."

રાણીજી ખૂબ રાજી થયાં અને પતિને મહેલમાં બોલાવી હાથમાં ચૂડો પહેરાવ્યો અને માથા પર જેવી ચુંદડી ઓઢાડી કે તરત જ તે સોળે કળામાં ખીલેલા નવરંગિયા કંદર્પ જેવા રસિયા રાજાજી રૂપે મહેલને શોભાવવા લાગ્યા. રાણીજીએ એમનાં ઓવારણાં લીધાં અને તેમની બાથમા રસપૂર્વક બાર બાર વરસની તૃષ્ણા છીપાવવા લપાઈ ગયાં.

આ વેશમાં સાંગણ ધાડીઆએ સોરઠમાં—હાલારમાં, નાઘેરમાં અનેક કિલ્લાઓ તોડ્યા અને પોતાની સત્તા જમાવી હતી. એ અરસામાં સાંગણજીના પિતા કે મોટા કાકા ગુજરી ગયા. પ્રભાવશાળી વીરપુરુષના વડીલ ગુજરી જાય ત્યારે એને ખરખરે નાનામોટા સૌ ગામેગામથી આવે એવો એ જમાનાનો રીવાજ હતો. સાંગણજીને ગામે કેટલાયે

સરદારો, શેઠશાહુકાર, અને સિપાઈ—સપાટા આ પ્રસંગે અરાંભડામાં આવવા લાગ્યા. સાંગણજીએ એવી રીત રાખી હતી કે જે પુરુષ એમના વડીલને ખરખરે ગામમાં આવે તેમણે પહેલાં ગામને દરવાજે બેસાડેલા વાળંદ પાસે મૂછો મુંડાવી નાખવી અને એ રીતે સાંગણજીના શોકના ભાગીદાર થવું. આ પ્રમાણે અનેક મહેમાનો આવતા ગયા અને ક્ષૌર કરાવી દરબારગઢમાં ખરખરો કરી કાવોકસુંબો લઈ ચાલતા ગયા. એવામાં દ્વારકાથી ચાલીસેક માઈલ પર આવેલા વીસાવાડાનો સરદાર સરવૈયો રજપૂત આવ્યો. તેને દરવાજા પર મૂછ મુંડાવવામાં નાનમ લાગી અને સરવૈયાનું લોહી ઉકળી ઊઠ્યું. તેથી તે અક્કડ રહ્યો અને મૂછ બોડાવ્યા વિના દરબારગઢમાં ખરખરો કરવા તે ગયો. સાંગણજીને એ વર્તનથી વીસાવાડાના સરદાર પર રીસ તો ચડી પણ કહ્યું કે—"તું મારો મહેમાન છે એટલે આજે તને મારો હાથ દેખાડું તે ઠીક નહિ. એકાદો દિ આવશે ત્યારે તારો કાંટો ભંગાશે." વીસાવાડાનો સરદાર અરાંભડા છોડી ઘેર પહોંચતાં પહેલાં રસ્તામાં હરસદ માતાને પગે પડ્યો અને માનું શરણું લીધું. પછી દરિયાની ખાડી ઊતરી વીસાવાડે દરબારગઢમાં તે દાખલ થયો ત્યાં ચાડીઆએ વાવડ આપ્યા કે ઓખામંડલનો સાંગણ ધાડીઓ મોટી ફોજ લઈને વીસાવાડાની વાટે ચાલતો થઈ ચૂક્યો છે.—એ સાંભળી સરવૈયો સરદાર ગભરાયો તો ખરો, પણ તેને સાંગણ ધાડીઆ ઉપર જે દેવીની કૃપા વરતે છે—તેના બેન બાળવી માતા વીસાવાડામાં બિરાજે છે—એ વાત યાદ આવી. તે તરત પોતાની તલવાર બાળવી માતાને મન્દિરે લઈ ગયો. તલવાર મન્દિરે મૂકી દીધી—અને "માવડી, મારી લાજ તારે હાથે છે—" એમ કહી તલવાર ઉપાડી ગામને ઝાંપે એ સરદાર આવ્યા. ત્યાં તો સાગણજીની ફોજ માર માર કરતી આવી પહોંચી. સાંગણજી પાંચ માણસથી વધારે પોતાની ફોજમા રાખતો નહીં, કારણ કે મોટે ભાગે તે પોતે જ રણમાં ઊતરતો અને સમોવડીઆની મુડસાઈ પોતાની તલવારના ઘાથી જ ભાંગી નાંખતો. વીસાવાડાને

પાદરે થોડાં માણસો જ સરદારે ઊભાં રાખ્યાં હતાં. સરદારને ખબર હતી કે સાંગણજીના માથા પરની ચુંદડીમાં અને હાથની ચુડીમાં પરાક્રમ બિરાજી રહ્યું હતું. તેથી તેણે સાગણજીને કહ્યું કે—" હું તમારી સાથે લડી લેવા અને મારો પ્રાણ જાય તો તે અર્પણ કરવા તૈયાર છું. પણ તમારા માથા પર ચૂંદડી છે અને હાથમાં ચુડલી છે તેથી તમે સ્ત્રીના રૂપમાં મારી સામે આવી ઊભા છો. મારા જેવો સાચો સરવૈયો ક્ષત્રિય સ્ત્રી જાતિ પર કદિ ઘા ન કરે. તેથી તમે એ વેશ ઉતારી નાખો અને પછી હું મારો હાથ તમને બતાવીશ."

સાંગણજીને એ મેણાની ચીમકી હૈયા સોંસરવી પહોંચી ગઈ અને મદની મસ્તીમાં મોહાંધ થઈ ગયા અને ચુંદડી તો માતાજીની પ્રસાદી છે તે ઉતારવી ન જોઈએ એ વાતનું ઓસાણ તેને રહ્યું નહિ.

તરત જ આવેશમાં ને આવેશમાં માથા પરની ચુંદડી અને હાથની ચૂડી-ફેંકી દેવામાં આવી.

પછી તો વીર પુરુષોની તલવારો હવામાં સબકારા કરવા લાગી. સાંગણજી ફરીથી ઢીલા બની ગયા અને સરવૈયાની તલવારના ભોગ બની ગયા.

આ રીતે સાંગણ ધાડીઆના પરાક્રમી જીવનનો છેડો વીસાવાડાને પાદરે આવી ગયો.

# પ્રકરણ તેરમું

## મહમદ બેગડાની બેટ દ્વારકા પર ચઢાઈ

ઓખામંડળમાં વાઢેર રજપૂતો વહાણોને લૂંટવાની કામગીરીમાં બહુ રસ લેવા લાગ્યા હતાં; વાઘેર સરદારો પણ તેમની સાથે આ કામમાં મદદભૂત રહેતા હતા. હમીરજી માણેકની આઠમી પેઢીના માણેક મૂળુ ( પહેલો ) અને તે પછીના સરદાર પત્રામલ માણેકની આગેવાની નીચે બેડખેતરી પાસેના દરિયાકાંઠે ચાંચિયાગીરીના થાણા નંખાયાં હતાં. વેપારીઓનાં વહાણોને તો એ લોકો તોબા તોબા પોકરાવી દેતા હતા. એ કાળમાં ગુજરાતના મુસલમાની સુબાની જાહોજલાલી ભરેલી કારકીર્દી ચાલી રહી હતી. તેથી ઇસ્લામ ધર્મના અનેક ઓલીઆ ગુજરાતના આબાદીવાળા શહેરોમાં ઇસ્લામ ધર્મનો બોધ આપી રહ્યા હતા. ગુજરાતમાં ખંભાત બન્દરેથી ભારતના ઇસ્લામીઓ મક્કાની પવિત્ર યાત્રા માટે વહાણમાં બેસી અરબસ્તાન જતા હતા. કચ્છના રાજાને તો દિલ્હીના પાદશાહે ખાસ હુકમો આપ્યા હતા કે એ રાજાએ ઇસ્લામ યાત્રાળુઓને મક્કા લઈ જવા માટે સગવડ કરી આપવી. એ જાતનાં વહાણો મક્કાની હજ કરવાની સફરે દ્વારકાના કાંઠા પાસેથી પસાર થતાં ત્યારે તેમને હરકતો ઊભી કરવાનાં તોફાનો વાઢેર રજપૂતો અને વાઘેર સરદારો મચાવી મૂકતા હતા.

એક વહાણમાં ઈસ્લામી સૈયદ મહમદ અને તેમના પત્ની તથા બાળકો મક્કાશરીફ તરફની સફર કરી રહ્યા હતા ત્યારે વાઢેર રજપૂત રાજા અને વાઘેરોએ એ વહાણને લુટયું હતું અને સૈયદના પત્નીને ત્રાસ આપ્યો હતો. એ ફરિયાદ ગુજરાતના સુબા મહમદ બેગડા સુધી પહોંચી.

તે વખતે મહમદ બેગડાની બોલબાલા ગુજરાતમાં બોલાતી હતી. ચાંપાનેરનો ગઢ જીતી તેમણે સોરઠમાં જૂનાગઢનો ગઢ જીત્યો હતો. જ્યારે ઓખામંડળના દરિયાકિનારે સૈયદ મહમદ મક્કા જતાં લૂંટાયા ત્યારે મહમદ બેગડો જૂનાગઢ હતો. તેણે એકદમ પોતાની નજર દ્વારકા તરફ ફેરવી અને અઢળક સાધનસામગ્રી સાથે મહમદ બેગડો દ્વારકા આવી ચડયો.

મહમદ બેગડાનાં મા સુધલી બેગમના માવતર સિન્ધ દેશનાં હતાં. તેથી મહમદ બેગડો ખંભાતથી અનેક વાર વહાણરસ્તે કરાંચી આવજા કરતો હતો. રસ્તામાં જગત ભૂશીર આગળ દ્વારકાનું ઊંચું દહેરું—જગત મન્દિર—તેના જોવામાં આવતું હતું. હિન્દુ લોકોનું આ ગગનચુમ્બી ઊંચું દહેરું મહમદ બેગડાની આંખમાં કણાની પેઠે ખટકતું હતું. તેથી જ્યારે એણે સૈય્યદ મહમદનું વહાણ લુંટાયું એ ખબર જાણ્યા ત્યારે તેનો જૂનો કોપ જાગ્રત થયો. તેથી એમના કોપનો ભોગ પહેલાં દ્વારકા બન્યું.

હીજરી સાલ ૮૭૮માં એટલે ઈ. સ. ૧૪૫૯માં મહમદે દ્વારકા પર છાપો માર્યો. દ્વારકાના વાઘેર રાજા પન્નામલ માણેકની સરદારી નીચે વાઘેરોએ સામનો કર્યો પણ છેવટે મહમદની સદ્ધર તૈયારીવાળા આક્રમણને વાઘેરો અને વાઢેરો વશ થઈ ગયા. એમ કહેવાય છે કે મહમદ બેગડા સાથે ઇસ્લામ ધર્મનાં ઓલીઆ આવ્યા હતા. તેમની સમજાવટથી કેટલાક વાઘેર ઇસ્લામ ધર્મના અનુયાયી પણ બન્યા હતા.

દ્વારકામાં મહમદ બેગડાએ દેવળો ઉપર જુલમી આક્રમણ કર્યું હતું. તેમની ફોજ પાસે મોટા હથોડા, લોખંડી ઘણ અને મોટી સાંગો હતી. તે હથિયારોનો ઉપયોગ દ્વારકાના દેવાલયો તોડવામાં, મૂર્તિઓ ખંડિત કરવામાં અને કેટલાંક દેવાલયોના પાયા હચમચાવી નાખવામાં તેઓએ કર્યો હતો.

તે વખતે મહમદ બેગડાની બોલબાલા ગુજરાતમાં બોલાતી હતી. ચાંપાનેરનો ગઢ જીતી તેમણે સોરઠમાં જૂનાગઢનો ગઢ જીત્યો હતો. જ્યારે ઓખામંડળના દરિયાકિનારે સૈયદ મહમદ મક્કા જતાં લૂંટાયા ત્યારે મહમદ બેગડો જૂનાગઢ હતો. તેણે એકદમ પોતાની નજર દ્વારકા તરફ ફેરવી અને અઢળક સાધનસામગ્રી સાથે મહમદ બેગડો દ્વારકા આવી ચડ્યો.

મહમદ બેગડાના મા મુઘલી બેગમના માવતર સિન્ધ દેશનાં હતાં. તેથી મહમદ બેગડો ખંભાતથી અનેક વાર વહાણરસ્તે કરાંચી આવજા કરતો હતો. રસ્તામાં જગત ભૂશીર આગળ દ્વારકાનું ઊંચું દહેરું—જગત મન્દિર—તેના જોવામાં આવતું હતું. હિન્દુ સોંકાનું આ ગગનચુમ્બી ઊંચું દહેરું મહમદ બેગડાની આંખમાં કણાની પેઠે ખટકતું હતું. તેથી જ્યારે એણે સૈયદ મહમદનું વહાણ લુંટાયું એ ખબર જાણ્યા ત્યારે તેનો જૂનો કોપ જાગ્રત થયો. તેથી એમના કોપનો ભોગ પહેલાં દ્વારકા બન્યું.

હીજરી સાલ ૮૭૮માં એટલે ઈ. સ. ૧૪૫૯માં મહમદે દ્વારકા પર છાપો માર્યો. દ્વારકાના વાઘેર રાજા પત્રામલ માણેકની સરદારી નીચે વાઘેરોએ સામનો કર્યો પણ છેવટે મહમદની સદ્ધર તૈયારીવાળા આક્રમણને વાઘેરો અને વાઢેરો વશ થઈ ગયા. એમ કહેવાય છે કે મહમદ બેગડા સાથે ઇસ્લામ ધર્મનાં ઓલીઆ આવ્યા હતા. તેમની સમજાવટથી કેટલાક વાઘેર ઇસ્લામ ધર્મના અનુયાયી પણ બન્યા હતા.

દ્વારકામાં મહમદ બેગડાએ દેવળો ઉપર જુલમી આક્રમણ કર્યું હતું. તેમની ફોજ પાસે મોટા હથોડા, લોખંડી ધણ અને મોટી સાંગો હતી. તે હથિયારોનો ઉપયોગ દ્વારકાના દેવાલયો તોડવામાં, મૂર્તિઓ ખંડિત કરવામાં અને કેટલાંક દેવાલયોના પાયા હચમચાવી નાખવામાં તેઓએ કર્યો હતો.

આ આક્રમણ વખતે વાઘેરોએ પણ જાનમાલની મોટી ખુવારી વહોરી લીધી હતી.

દ્વારકાના જગત મન્દિરનું દહેરું ૧૮૦ ફૂટ ઊંચું હતું તેના ઉપરના શિખરનો લગભગ ૪૦ ફૂટ જેટલો ભાગ તોડી નાંખવામાં આવ્યો હતો અને તેના પર ઇસ્લામી મસ્જિદ પર હોય છે તેવા નાના મિનારા મુકાવ્યા. હાલ જે સ્થળે ત્રિકમરાય બિરાજે છે તે દેવળનું શિખર પણ તોડી તેના પરના ફરતાં દેવદેવીઓની અને ભક્તોની લીલા દર્શાવતી અનેક મૂર્તિઓ ભીંતમાં હતી તેના અંગ અને ઉપાંગો ઘણુથી તોડી નાંખવામાં આવ્યા હતા. મુખ્ય મન્દિરમાંની મૂર્તિ તોડી તે મન્દિર મૂર્તિ વિનાનું બનાવ્યું હતું. એ મૂર્તિનો એક કકડો દ્વારકામાંથી સાંપડ્યો છે તે મન્દિરના ચોકમાં મુકાયો છે.

દ્વારકાના રુક્મિણીનાં દહેરાં પાસે એકથી વધારે દેવાલયો હતાં તે બધાં તોડી નાંખવામાં આવ્યાં. રુક્મિણીના દહેરાંનું શિખર તોડી તે દહેરાંની ભીત પરની અનેક મૂર્તિઓને ખંડિત કરવામાં આવી હતી.

દ્વારકાથી નાસીને વાઢેર રજપૂતો બેટમાં લપાઈ ગયા હતા. તેથી મહમદ બેગડો લશ્કર લઈ બેટ પહોંચ્યો. રસ્તામાં અરાંભડા ગામે વાઢેર સરદારનાં મન્દિરો મહમદે તોડાવ્યાં અને ત્યાં મસ્જિદો બંધાવી.

બેટમાં મહમદ બેગડાએ વાઢેર રાજા પર વેર વાળવા માટે તેને જીવતો પકડવા ખૂબ તદબીર કરી હતી. બેટના જૂનાં મન્દિરો તોડવામાં આવ્યાં. તે વખતનાં મન્દિરો હાલના પદ્મતીર્થના પાડોશમાં હતા. તે બધાં પાયામાથી તોડી નાખવામા આવ્યા. બેટમા જે વસ્તી હતી તેના મોટા ભાગને ઇસ્લામી ધર્મની દીક્ષા આપવામા આવી હતી. મહમદ બેગડા સાથે ઇસ્લામી ધર્મના ઓલીઆ સૈયદો હતા-તેમણે અનેક ચમત્કારો બતાવી ઇસ્લામ ધર્મની શ્રેષ્ઠતા બેટના લોકો પર ઠસાવી હતી. વાઢેર

રજપૂતોના મોટા ભાગના લોકો તે વખતે વહાણુ હંકારવાનો ધંધો કરતા હતા. તેમણે મક્કા સુધી પોતાનાં વહાણો સાથે પ્રવાસ કર્યો હતો અને હજ કરીને પાછા વળતા હાજીઓની રીતભાત એ વહાણુ હંકારનાર રજપૂત નાખુદા જોતા તેની ઊંડી છાપ તેમના ઉપર પડતી. તેથી બેટના વહાણુ હંકારનાર ઝટ ઇસ્લામ ઓલિયાના બોધને વશ થયા. બેટમાં તે દિવસે જે લોકોએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો તેમને **ભડેલા** કહેવાય છે. **ભડેલા**–શબ્દ **બાદીલા** = ઇશ્વરને વહાલા—ઉપરથી બન્યો હોય તેવું જણાય છે.

બેટમાં **ચીનકીશા** નામના ઓલિયાનો પ્રભાવ એવો પડ્યો હતો. કે, કચ્છના અખાત પરનાં બન્દરોમાં વહાણુ હંકારનાર ચાવડા, રાઠોડ (વાઢેર) રજપૂતો હતા. તે બધાએ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો અને **ભડેલા** કહેવાયા.

એમ કહેવાય છે કે મહમદ બેગડાનું આક્રમણ એટલું જુલમી ત્રાસથી ભરેલું હતું કે આરાંભડાના વાઢેર સરદાર **ભીમજી** વહાણમાં બેસી મહમદ બેગડાના ફન્દામાંથી બચી જવા નાશી છૂટ્યા હતા.

કોઈ ઇતિહાસની નોંધમા એવું જણાવવામાં આવ્યું છે કે મહમદ બેગડાએ અરાંભડાના રાજા ભીમજીને પકડી તેના શિરનો છેદ કરાવ્યો અને એ શિરના જુદા જુદા કકડા કરવામાં આવ્યા અને અમદાવાદના પ્રત્યેક દરવાજાના મધ્ય ભાગમાં હિન્દુના પવિત્ર મનાતા દ્વારકાના રાજાના શિરના કકડા લોકોની નજરે ચડે તે માટે લટકાવવામાં આવ્યા હતા.

આ બનાવની ઐતિહાસિક નોંધોમાં કેટલીક એવી પણ છે કે જે એમ જણાવવામાં આવ્યું છે કે મહમદ બેગડાના સકંજામાંથી નાસ છૂટેલા ભીમજી રાજા ફરીથી પોતાના રાજ્યમાં આવ્યા અને મહમ બેગડાએ બેસાડેલા ઇસ્લામી થાણાના થાણાદારોને હાંકી કાઢ્યા હતા ઐતિહાસિક એક નોંધમાં એવું લખાયું છે કે મહમદ બેગડાએ જે રાજા

સાથે યુદ્ધ ખેલ્યું તે વાઢેર રાજા ભીમજી નહોતો પણ તેનો બાપ સાંગણજી હતો; અને બાપના ઉપર જુલમ થતો દેખી દીકરો ભીમજી વહાણમાં બેસી નાસી ગયો તે પાછળથી આરાંભડા આવી બાપની ગાદી પર બેઠો.

આવા પ્રકારની સંદિગ્ધ વાતને સરકારી ગેઝેટિયરમાં એવી રીતે રજૂ કરવામાં આવી છે કે બેગડાએ સાંગણજી સાથે નહિ પણ તેના દીકરા ભીમજી સાથે યુદ્ધ ખેલ્યું હતું પણ દ્વારકના રાજા ભીમજીના કે સાંગણજીના શિરના ટુકડા અમદાવાદના દરવાજે લટકાવવામાં આવ્યા હતા તેને સરકારી ગેઝેટિયરનો ટેકો મળતો નથી.

અમદાવાદના ઇતિહાસની બીજી અનેક નોંધમાં દ્વારકાના રાજાના માથાના ટુકડા અમદાવાદને દરવાજે લટકાવ્યા હોવાની કથા રજૂ થયેલી છે.

---

## પ્રકરણ ચૌદમુ

### શામળા માણેકની સવાજી રાઠોડ (વાઢેર) સાથેની વફાદારી ભરેલી ભાઈબંધી; દિલ્હીમાં બતાવેલી ખાનદાની

માણેકવંશી વાઘેર રાજા અને વાઢેરવંશી રજપૂતો—ઓખામંડળ દેશના આગવા રાજા હતા. બેટ, અરાંભડા, પોશીત્રા, પાડલી ભીમરાણા અને સુરજકરાડી—એ ગામો પર વાઢેર રજપૂતોની સત્તા ચાલતી હતી અને ઓખામંડળના બીજાં ગામડાંઓમાં વાઘેર લોકોના આગેવાન માણેકવંશના ભાયાતો રાજ કરતા હતા.

ચારસો વરસ પહેલાં ઈસવી સનના સોળમા સૈકામાં મોગલ શાહેનશાહ અકબરના સમયની વાત ઉકેલવાથી જણાય છે કે તે સમયે ઓખાનો પ્રદેશ કાઠિયાવાડનો છેડો—(કોઈ તો તેને ધરતીનો છેડો ગણતા) ગણાતો; કચ્છની એ ઓશરી-પરસાળ ગણાય. સિન્ધનો એ પાડોશી ગણાય અને ગુજરાત મારવાડ અને મેવાડના રાજાઓનું એ સંતાઈ રહેવાનું અને નાશી છૂટવાનું સ્થાન ગણાય.

એ વખતે અરાંભડામાં સવાજી રાઠોડની અને વસઈમાં સામળા માણેકની આણ વરતાતી હતી.

ગુજરાતમા સોળમા સૈકામાં મુસલમાની સુબાઓ મોગલ પાદશાહની સત્તાધીશતાને અવગણી સ્વતંત્ર પાદશાહ બની ગયા હતા. એ સ્વતંત્રતાના શોખીન સુબાઓએ અમદાવાદ વસાવ્યું, મહેમદાવાદ વસાવ્યું, ઘણા સુંદર રોજાઓ એમણે બંધાવ્યા, ઘણી મસ્જિદો બંધાવી અને કેટલીક શિલ્પકળાના અદ્‌ભુત નમૂના જેવી વાવો પણ તેમણે

બંધાવી હતી. ગુજરાતમાં એ બાદશાહોએ સ્થાપત્યનો સુંદર વિકાસ સાધી આપ્યો હતો. એ બાદશાહના દહાડા આવી રહ્યા ત્યારે અમદાવાદની ગાદીએ મુઝફ્ફરશાહ ત્રીજો હતો. તેણે મોજશોખમાં જ પડ્યા રહેવાનું પસંદ કર્યું—તેના સલાહકાર અમીર ઈતેમદખાનની સત્તા વધી ગઈ; છેવટે તે અમીર ફૂટ્યો, અને શહેનશાહ અકબરને કહેણ મોકલ્યું કે ગુજરાત પર ચઢાઈ કરી મોગલાઈ સત્તા મજબૂત કરવાની તક આવી પહોંચી છે. ઈ. સ. ૧૫૭૩માં અકબરે ગુજરાત જીતી લીધું. મુઝફ્ફર હવે પાદશાહ મટી સૂબો બન્યો. પણ તેણે અકબર પાદશાહની આણમાં રહેવાનું કબૂલ ન રાખ્યું તેથી મુઝફ્ફર ત્રીજાને દિલ્હી લઈ જવામાં આવ્યો; ત્યાં તેને નજરકેદની શિક્ષા ભોગવવી પડતી હતી. દિલ્હીથી તે છૂપી રીતે નાશી છૂટ્યો. તે મુઝફ્ફરની પાછળ અકબરના માણસો શોધ કરવા નીકળી પડ્યા—મુઝફ્ફર—ધરતીને છેડે આવેલા ઓખામંડળ પ્રદેશમાં જઈ ત્યાં ભરાઈ બેઠો. ત્યાં અરાંભડાબેટના રાજા સવાજી વાઢેરનો તે મહેમાન બનીને રહેતો હતો.

આ વાતની ખબર પાટણમા અકબરના વાઈસરોય તરીકે રહેતા અજીઝ કોકાને મળી. તે વખતે એ પાટણમાં સુંદર જળાશય ( ખાન સરોવર ) બંધાવવામા રોકાયો હતો. તે અકબરનો ભાઈ હતો; મુઝફ્ફરને પકડવા તેણે ઘણા ફાંફાં માર્યા હતાં. તેથી આ વખતે સાચી બાતમી મળવાથી તેણે પોતાના લશ્કરી અમલદાર નવરંગખાનને જૂનાગઢથી સાથે લીધો. અકબર પાદશાહના ગુનેગાર મુઝફ્ફરને આશ્રય આપવા હિંમત બતાવનાર સવાજી વાઢેરને નશિયત આપવાનો નિર્ણય તેણે કરી લીધો. અરાભડાના રાણા સવાજીને કહેણ પહોચાડવામા આવ્યું, "મુઝફ્ફરને સોંપી દો." અસલી ક્ષત્રિય બચ્ચા આશરે આવેલાને રક્ષણ આપવામાં પોતાનો ધર્મ સમજતા હતા અને આશરે આવેલાને ડરના માર્યા બીજાને હવાલે કરવામાં ક્ષત્રિયોને નાનમ લાગતી. એ વાત ઇતિહાસમાં ઠેકાણે ઠેકાણે વેરાયેલી છે.

બાદશાહે મોકલેલી નવરંગખાનની ફોજ એક વાર તો ઓખામંડળમાંથી વીલે મોઢે પાછી ગઈ હતી. આ બીજી વાર અઝીઝ કોકો પોતે કુમક લઈને ઓખામાં આવ્યો હતો. સવાજી રાઠોડે મુઝફ્ફરને ન સોંપ્યો. એટલે અરાંભડા ગામને પાદરે યુદ્ધ જામ્યું. સવાજીની મદદે વાઘેર સરદારો પણ આવ્યા હતા.

બાદશાહી ફોજ મોટી છે એમ જાણી અરાંભડામાંથી સવાજીના મહેમાન મુઝફ્ફરને છૂપી રીતે દરિયારસ્તે કચ્છમાં રવાના કરવામાં આવ્યા. તેમ જ સવાજીના દીકરા સાંગણને પણ સિંધ તરફ દરિયારસ્તે મોકલી આપવામાં આવ્યા.

યુદ્ધ તો એવું જામ્યું કે તેની નોંધ બારોટને ચોપડે નીચલા દુહામાં અમર રહી ગઈ છે:

नव नार्यु निया झगडा टाणे जीतवा
जाण्युं अंके ठेर श्री सांगण के राणो सवा.

નવ નાર્યું નિયા—એટલે કે ન્યાય શું છે તે જોવા બેસાય નહિ. યુદ્ધ વખતે તો જીતવાની જ વાત હોય. આ મર્મ જો કોઈએ વર્તનમાં ઉતાર્યો હોય તો તે કાં તો સાંગણે અગર તો રાણા સવાજીએ. આ જંગમાં સવાજી રાણાએ પ્રાણ અર્પ્યાં. વાઘેરોના હાથ હેઠા પડયા. અરાંભડામાં મુસલમાન સત્તાની આણ વર્તાણી; દેવનાં દેવળો તૂટ્યાં.

મુઝફ્ફર કચ્છના રાવ ભારમલ પાસે પહોંચ્યો. ત્યાં અજીઝ કોકા પણ પહોંચ્યો. રાવ ભારમલે આશરે આવેલા મુઝફ્ફરને બાદશાહી સરદારને સોંપી આપ્યો. તેને લઈ બાદશાહી લશ્કર દિલ્હી તરફ જતું હતું ત્યાં રસ્તામાં ધ્રોળ ગામ પાસે મુઝફ્ફરે અપઘાત કરી પ્રાણ છોડ્યા.

ઓખામંડળમાં મુસલમાની સત્તા આવી. એ વાઘેર રાજા સામળા માણેકને ન ગમ્યું. તેણે પોતાના ભાઈ માલા માણેકને કહ્યું "આપણાથી

અરાંભડામાં મલેક સરદારો મોજું ઉડાવે છે તે જોયું નથી જતું. માલા ભા, આપણા ઓખા દેશમાં તો વાઘેર અને વાઢેર જ રાજ કરે હો ! બીજા કોઈ પારકાની આણ ઓખામાં ન હોય. પાદશાહનું રાજ આજે અરાંભડા બેટમાં થયું તો કાલે ઓખાના દ્વારકામાં પણ થાય. કંઈ ઉપાય કરવો જોઈએ."

**માલો માણેક** :—હા, બાપુ સાવ સાચી વાત છે. બાદશાહના મલેકો રોજ ધોળા દૂધ જેવા આભા પહેરી મલાળા તળાવ પર નમાજ પઢે છે. તે મારાથી નથી જોવાતું.

**સામળો માણેક** :—માલા ભા, તું અહીં ઓખામાં બહારવટું ચલાવ, બાદશાહના માણસોને થકવી નાંખ, અને હું સિન્ધમાં જઈ સવાજીના પાટવી કુંવર સાંગણજીને શોધી કાઢું. પછી તેને અરાંભડાની બાપની ગાદી સોંપું તો જ હું માણેકની ઓલાદનો ખરો. એમ ન કરું ત્યાં સુધી ઓખા પ્રદેશનું પાણી હરામ.

**માલો માણેક** :—ભલે, બાપુ ! હું તો નીકળી પડું છું કાલથી જ બહારવટે...જોઈ લેજો ભાયડાના ધબાકા !

સામળો માણેક બેટથી વહાણમાં બેસી શાહબંદરે સિન્ધમાં પહોંચ્યો. સિન્ધમાં સાંગણભાની શોધ ચલાવી. બીજી બાજુએ માલા માણેકે ઓખામાં કાળો કેર વર્તાવ્યો કંટાળાની ગરમાં સંતાઈને પાદશાહના માણસોને તે રંજાડતો—કોઈ વાર તેતરીઆના ખાડામાં તો કોઈ વાર મૂળવેલની ખાડુંમાં, કોઈ વાર પાંચધડાની સીમમાં તો કોઈ વાર પોશીતરાના ખડામાં, કોઈ વાર લુણાઈ માતાની ખાડીમાં તો કોઈ વાર ઘડેચી માતાજીને દહેરે એ માલો માણેક રાત ગાળતો અને દિવસે ઓખાના બધા વ્યવહારને જકડી મૂકતો. મુસલમાન થાણાના માણસોને પકડી પકડી તે જીવતા ને જીવતા બળતી ઝાળમાં નાખી દેતો.

માલા માણેકના બહારવટાના પરાક્રમની વાત દિલ્હી અને પાટણ પહોંચી પણ ત્યાંથી અરાંભડાની મુસલમાની વસતીની વહારે કોઈ ન આવ્યું.

સિન્ધમાં ગયેલો સામળો માણેક સાત વરસ સુધી સાંગણજીની શોધમાં ભટક્યો; છેવટે ભાળ લાગી. તેમને લઈ ને સામળો માણેક ઓખા તરફ વળ્યો. જે સાંગણજી અરાંભડાથી મહિપત( રાજા )નું માન ગુમાવી સિન્ધ જતા રહ્યા હતા તેની આણ સાત વરસે ઓખામાં ફેલાવવામાં સામળો માણેક સફળ થયો. એ સમયના પરાક્રમની કથા બારોટને ચોપડે ચડી હતી. તેમાંનો એક દુહો હજુ પણ લોકોની જીભેથી ખસ્યો નથી.

सांगण सिन्ध सधाविया महिपत छडी मान.
साते वरसे सामळे ओखे फेरवी आण.

સામળો માણેક સિન્ધથી સાંગણજીને તેડી વઢાણરસ્તે મેંદરડાને બન્દરે ઓખામાં ઊતર્યો. ત્યાં ભાઈ માલા સાથે મુલાકાત કરી અને સંકેત કર્યો કે બીજે દહાડે સાંજે અરાંભડાના માલાળા તળાવ આગળ તાસીરો જગાડવો. ઓખાના મજબૂત વાઘેર માટી ભેગા કર્યા. સાંજે રાણા સાંગણજીને અરાંભડાના માતાજીના દેવળમાં છૂપા રાખ્યા. સાંજ પડી. મલેક અમલદારો દબદમાથી—સત્તાના દોરથી ડોલતા ડોલતા તળાવને કાંઠે નમાજ પઢવા આવ્યા. તેની અંગરક્ષક નાનીશી ફોજ કાંઠે ઊભી રહી. સરદારો તળાવમાં હાથમોં ધોવા લાગ્યા ત્યાં સામળા માણેકે, માલા માણેકે અને સાથેના બીજા ધીંગા માટીએ ભેગા થઈ મલેક અમલદારોને પૂરા કરી નાખ્યા. એક ખેતરવા છેટે મુસલમાની ફોજ ઊભી હતી. તે ફોજે પોતાના સરદારની દશા જોઈ. એટલે ફોજમાં ભંગાણ પડયું. તેની પાછળ વાઢેર અને વાઘેર યોદ્ધાનું ટોળું દોડયું. તે મુસલમાની ફોજના માણસો ગઢ આગળ પહોંચે તેની પહેલાં તે પકડાઈ ગયા અને ગઢની રાંગ આગળ એ ફોજનો ભૂકો ઉડાડી દેવામાં આવ્યો. આજે તે મુસલમાની ફોજના લડવૈયાની કબરો અરાંભડાને

પાદરે મોજૂદ છે. આ વિજયનાં ગીતો બારોટે ગાયાં હતાં. તેમાંની એક કડી અહીં ઉતારવામાં આવી છે

> मालाळा उपर मलेक धडा उपर धड धर्यां
> सामळे राणा सवा तणो वेर वडेरो वाळीओ।

માલાળા તળાવને કાંઠે ધડ ઉપર ધડ ખડકી દીધાં. આ રીતે રાણા સવાજીના મોતનું વડેરું વેર સામળા માણેકે વાળ્યું.

આ રીતે અરાંભડા બેટની ગાદી ઉપર રાણા સાંગણજી બેઠા; વાઢેર દરબારનું રાજ્ય ફરીથી એ પ્રદેશમાં સ્થાપિત થયું. એક સાંજે સાંગણજી દરબાર અરાંભડામાં મહાદેવને દર્શને ગયા. હતા દર્શન કરીને બધો ડાયરો મન્દિરને ઓટે બેઠો હતો. સામળા માણેકે તે વખતે કહ્યું "માલાભાએ તમારી ખીજમત આ વખતે ખૂબ કરી છે. માલાભા માણેકનું ઓશીઆળું આખું અરાંભડું ગણાય." ઈશાક લડેલો રાણાજીની લાકડી અને તલવાર સાંચવી ઓટાના પગથિયા પર બેઠો હતો. તે બોલી ઊઠ્યો. "હા, બાપુ માલાભાનો ગણ ભૂલવો ન જોઈએ, એનો દાખડો ભારે હતો."

રાણા સાંગણજીએ તે દિવસે અરાભડા દરબારના તાબાના દરેક ગામડે માલાભાને ગરાસ બક્ષિસમાં આપ્યો. આજે પણ એ ગામડાંમાં— **"માલાણીનો બાંધો"** એ નામે કેટલાંક ખેતરો ઓળખાય છે.

રાણાજી સાગણજી બરાબર સમજ્યા હતા કે સામળા માણેકની મહેનત રાજ પાછું મેળવી આપવામાં ઓછી નહોતી, પણ સામળો માણેક તો વટનો ભૂખ્યો હતો: મિલકત કે ગરાસનો નહિ; છતાં રાણા સાંગણજીએ વસઈ ગામ સામળા માણેકને ભેટ આપ્યુ. ત્યાં સામળો માણેક સુખેથી રહેતો હતો.

---

# પ્રકરણ પંદરમું

## સામળા માણેકની વિશેષ હકીકત

અરાંભડાના રાણા સાંગણજીનાં લગ્ન કચ્છની રજપૂત રાજની કન્યા સાથે થયું હતું: એ કચ્છના જાડેજા રજપૂતની દીકરી બહુ ગુણવાન અને રૂપવાન હતી; પરન્તુ સાંગણજીના લગ્ન થયાં તે પહેલાં સાંગણજીનો સનો (સ્નેહ) બેટની નમણી ભડેલી બાઈ સાથે જામ્યો હતો. તે સનડો લગ્ન પછી પણ વછૂટે તેમ નહોતો. ભડેલી બાઈ પણ રંભાનું સ્થાન સાચવે તેવી હતી. પાતળી સોટા જેવી: રાણાજીથી પણ એકાદ મૂઠી ઊંચી: ઉજળે વાને અને ભરેલ શરીરે હોવાથી માથાના વાળની હોંસેલી પાટીથી તે બહુ ફુટડી દેખાતી. એના માથાની પાટીનો વાળ કદી પણ ખસેલો ન જણાતો. કપાળ સીધું અને ભમરો તો જાણે સજાયાની ધારથી હમણાં જ સમાર્યા હોય તેવા સાદા સીધા અણિયાળા અને કાળા ભોદ જેવા રહેતા: તેના હોઠ તો પાતળા: જાણે સંસ્કારી ગૃહિણીએ બનાવેલી રોટલીના પડ એવડ એવડ ન થતા હોય—તેવું ભડેલી બોલે ત્યારે લાગે. રાણાજીની એ માનીતી એટલે એના સામે કોઈ આંગળી ન ચીંધી શકે. એના માટે રાણાજીએ ખાસ મછવો (સઢવાળી હોડી) બનાવી રાખ્યો હતો. તેમાં બેસી તે રોજ બેટથી અરાંભડે આવે અને જાય.

કચ્છી જાડેજા રાણીને આ નહોતું ગમતું તેણે અનેક ઉપાય કરી જોયા, પણ સાંગણજીએ ભડેલીનો સંગ ન છોડ્યો. છેવટે કચ્છી જાડેજાએ રાણા સાંગણજીના ગોઠિયા સામળા માણેકને બોલાવ્યા. કોઈ રીતે રાણાજી ભડેલીનો સંગ છોડે એમ કરવાનું તેણે સૂચવ્યું.

સામળો માણેક પણ હતો તો એ ૮ વીસીનો ને ! ગુજરાત-કાઠિયાવાડના દરબારો કંઈ ઓછા શૃંગારી નહોતા. સિદ્ધરાજની, કરણ રાજાની વાતો આપણે કયાં નથી જાણતા ! એક, બે, કે પાંચેક બાઈઉં સાથે મીઠાશવાળો વ્યવહાર રાખવો એમાં તો એમની બહાદુરી ગણાતી. સાંગણજીએ ભટેલી સાથે મીઠાશ રાખી હતી, તો સામળા માણેકે પેગી આહીરાણી સાથે મીઠાશનો સંબંધ રાખ્યો હતો. સામળા માણેકના ગામ વસઈમાં આ પેગીનો ઉપાડો ઓછો નહોતો. સવા પહોરે દિ ચડે ત્યાં સુધી તો પેગી સામળા માણેક સાથે વસઈની મન્દિરની ધર્મશાળાના ઓરડામાં ખેલ ખેલતી. દેન નહોતી કોઈની કે પેગી વસઈના મન્દિરની ધર્મશાળામાંથી બહાર ન નીકળે ત્યાં સુધી મન્દિરમાં દર્શન કરવાને બહાને પણ કોઈ અવરજવર કરી શકે. આ પેગીની કુટડ કાઢવા વાઘેરાણીઓએ ઘણાય કારસા રચ્યા હતા પણ ઈ બન્દીએ સામળા માણેકનું પડખું સેવ્યું હતું એટલે સહેલાઈથી કોઈની ગાંજી ગંજાય તેમ નહોતી.

સામળા માણેકે એક વાર પોતાની અંગત મનાતી પેગી મારફત સાંગણજીની રખાત ભટેલીને જાસો મોકલાવ્યો કે હવે જો રાણાજીનો સગડ ભટેલી નહિ મૂકે તો એકાદ વાર બેટથી આવતાંજતાં ચાલતે મછવે તેને પૂરી કરવી પડશે અને હેડમૂરના ખડક ઉપર તેનું મડદું માછલાં અને મલારીઆ પીંખી ખાશે.

બીજી તરફથી તક સાધી સામળા માણેકે રાણાજીને પણ સમજાવ્યું કે કચ્છના જાડેજા કુળના સારા ઘરનો સંબંધ મીઠો કરી જાળવવો હોય તો ભટેલા જેવી કોમ સાથેનો મીઠાશવાળો સંબંધ તજી દેવો જોઈએ. આ વાત થઈ તેની પહેલાં પેગી આહીરાણીએ ભટેલી બાઈને આપેલા જાસાની (ધમકી) વાત રાણાજીને કાને પહોંચી ગઈ હતી. ભટેલીએ એ વાતમાં મોણુ નાખી સામળો માણેક કચ્છી રાણીનું ઉપરાણુ

# પ્રકરણ પંદરમું

## સામળા માણેકની વિશેષ હકીકત

અરાંભડાના રાણા સાંગણજીનાં લગ્ન કચ્છની રજપૂત રાજની કન્યા સાથે થયું હતું: એ કચ્છના જાડેજા રજપૂતની દીકરી બહુ ગુણવાન અને રૂપવાન હતી; પરન્તુ સાંગણજીના લગ્ન થયાં તે પહેલાં સાંગણજીનો સનો (સ્નેહ) એટની નમણી ભડેલી બાઈ સાથે જામ્યો હતો. તે સનડો લગ્ન પછી પણ વછૂટે તેમ નહોતો. ભડેલી બાઈ પણ રંભાનું સ્થાન સાચવે તેવી હતી. પાતળી સોટા જેવી: રાણાજીથી પણ એકાદ મૂઠી ઊંચી: ઉજળે વાને અને ભરેલ શરીરે હોવાથી માથાના વાળની હાંસેલી પાટીથી તે બહુ ફુટડી દેખાતી. એના માથાની પાટીનો વાળ કદી પણ ખસેલો ન જણાતો. કપાળ સીધું અને ભમરો તો જાણે સજાયાની ધારથી હમણાં જ સમાર્યા હોય તેવા સાદા સીધા અણિયાળા અને કાળા ભોદ જેવા રહેતા: તેના હોઠ તો પાતળા: જાણે સંસ્કારી ગૃહિણીએ બનાવેલી રોટલીના પડ એવડ એવડ ન થતા હોય—તેવું ભડેલી બોલે ત્યારે લાગે. રાણાજીની એ માનીતી એટલે એના સામે કોઈ આંગળી ન ચીંધી શકે. એના માટે રાણાજીએ ખાસ મછવો (સઢવાળી હોડી) બનાવી રાખ્યો હતો. તેમાં બેસી તે રોજ બેટથી અરાંભડે આવે અને જાય.

કચ્છી જાડેજા રાણીને આ નહોતું ગમતું તેણે અનેક ઉપાય કરી જોયા, પણ સાંગણજીએ ભડેલીનો સંગ ન છોડ્યો. છેવટ કચ્છી જાડેજાએ રાણા સાંગણજીના ગોઠિયા સામળા માણેકને બોલાવ્યા. કોઈ રીતે રાણાજી ભડેલીનો સંગ છોડે એમ કરવાનું તેણે સૂચવ્યું.

સામળો માણેક પણ હતો તો એ જ વીસીનો ને ! ગુજરાત-કાઠિયાવાડના દરબારો કંઈ ઓછા શૃંગારી નહોતા. સિદ્ધરાજની, કરણ રાજાની વાતો આપણે કયાં નથી જાણતા ! એક, બે, કે પાંચેક બાઈયું સાથે મીઠાશવાળો વ્યવહાર રાખવો એમાં તો એમની બહાદુરી ગણાતી. સાંગણજીએ ભટેલી સાથે મીઠાશ રાખી હતી, તો સામળા માણેકે પેગી આહીરાણી સાથે મીઠાશનો સંબંધ રાખ્યો હતો. સામળા માણેકના ગામ વસઈમાં આ પેગીનો ઉપાડો ઓછો નહોતો. સવા પહોરે દિ ચઢે ત્યાં સુધી તો પેગી સામળા માણેક સાથે વસઈની મન્દિરની ધર્મશાળાના ઓરડામાં ખેલ ખેલતી. દેન નહોતી કોઈની કે પેગી વસઈના મન્દિરની ધર્મશાળામાંથી બહાર ન નીકળે ત્યાં સુધી મન્દિરમાં દર્શન કરવાને બહાને પણ કોઈ અવરજવર કરી શકે. આ પેગીની કુટડ કાઢવા વાઘેરાણીઓએ ઘણુય કારસા રચ્યા હતા પણ ઈ બન્દીએ સામળા માણેકનું પડખું સેવ્યું હતું એટલે સહેલાઈથી કોઈની ગાંજી ગંજાય તેમ નહોતી.

સામળા માણેકે એક વાર પોતાની અંગત મનાતી પેગી મારફત સાંગણજીની રખાત ભટેલીને જાસો મોકલાવ્યો કે હવે જો રાણાજીનો સગડ ભટેલી નહિ મૂકે તો એકાદ વાર બેટથી આવતાંજતાં ચાલતે મછવે તેને પૂરી કરવી પડશે અને ઢેઢમૂરના ખડક ઉપર તેનું મડદું માછલાં અને મલારીઆ પીંખી ખાશે.

બીજી તરફથી તક સાધી સામળા માણેકે રાણાજીને પણ સમજાવ્યું કે કચ્છના જાડેજા કુળના સારા ઘરનો સંબંધ મીઠો કરી જાળવવો હોય તો ભટેલા જેવી કોમ સાથેનો મીઠાશવાળો સંબંધ તજી દેવો જોઈએ. આ વાત થઈ તેની પહેલાં પેગી આહીરાણીએ ભટેલી બાઈને આપેલા જાસાની (ધમકી) વાત રાણાજીને કાને પહોંચી ગઈ હતી. ભટેલીએ એ વાતમાં મોણુ નાખી સામળો માણેક કચ્છી રાણીનું ઉપરાણુ

જન્મની સફળતા માને છે. જે કાળે વાઘેર કેમના માણેકવંશની સ્થાપના થાય છે એ કાળમાં દ્વારકાનું મહાત્મ્ય વૈષ્ણવ જગતમાં પુરેપૂરું સમજાયું હતું; અને દ્વારકાના પ્રદેશમાં સંસ્કારપોષક લોકજીવન પ્રવર્તી રહ્યું હતું તે આ કવિના પદ પરથી સ્પષ્ટ થાય છે.

ઈ. સ. ૧૪૧૧ ભારતના મહાન ધર્માચાર્ય શ્રી રામાનન્દ સ્વામી પીપા ભક્ત સાથે દ્વારકાની યાત્રાએ પધાર્યા હતા. ઈ. સ. ૧૪૩૦ના અરસામા ગુજરાતના ભક્ત કવિ શ્રી નરસિંહ મહેતા દ્વારકા આવ્યા હતા. દ્વારકાના વાઘેર રાજાઓના સમયમાં જ દ્વારકામાં નરસિંહ મહેતાની હુંડી સ્વીકારનાર શેઠીઆઓ દ્વારકામાં સમૃદ્ધિસભર પેઢી વસાવી રહેતા હતા.

ઈ. સ. ૧૪૯૯માં—ગુજરાતમાં ધાર્મિક આચારોનો અને સમર્પણ ધર્મનો પ્રખર પ્રચાર કરવામાં સફળ નીવડેલા આચાર્ય શ્રી વલ્લભાચાર્ય મહારાજ દ્વારકામાં પધાર્યા હતા. દ્વારકામાં, ગોપી તળાવ પર, અને બેટમાં એઓશ્રીએ ધર્મ પ્રચારનું કાર્ય કર્યું હતું. એક વારના આગમનથી પોતાનું ધામિક કાર્ય પૂરું નથી થયું એમ સમજી એઓશ્રી બીજે વરસે જ ફરી દ્વારકામાં પધાર્યા હતા. તે પછી ઈ. સ. ૧૫૨૯માં લગભગ ત્રીસ વરસે પોતાના અનુયાયીઓને સન્માર્ગે દોરવા એ જ આચાર્યશ્રી દ્વારકામાં પધાર્યા હતા.

---

## પ્રકરણ સત્તરમું

### મધ્યકાલીન વૈષ્ણવી દ્વારકા યાને વાઘેરના રાજ્યમાં બેટ દ્વારકાનાં દેવમન્દિરો

હમીરજી માણુકના વંશજોએ વસઈમાં અને દ્વારકામાં રાજ્યની સત્તા ચલાવી હતી અને આરાંભડાના રાઠોડ રજપૂત રાજાઓ એ આરાંભડા, બેટ ઉપર રાજ કરતા હતા એ ઇતિહાસ આપણે જાણી લીધો છે.

દ્વારકાનું જગત મન્દિર કયારે બંધાયું અને કોણે બાંધ્યું તેનો નિર્ણય ઇતિહાસ-કોવિદ હજુ લાવી શક્યા નથી. પરન્તુ તે મન્દિરને દર્શને આવતા રાજા રાણાઓએ પે.રબંદર પાસેના કારેલા ગામે રેવતીકુંડના પશ્ચિમ કાંઠે રેવેશ્વર મહાદેવના મન્દિરમાં એક લેખ કોતરાવેલો છે. તે આ પ્રમાણે છે :

यथा विसल भूपालः सुराष्ट्राधिकृतं पधात्
सामन्तसिंह सचिव तथैनार्जुन भूपति ॥ ११

स जातु जलधेर्स्तीरे पथि द्वारवतीपतेः
शुश्राव रेवतीकुंडमिदं कालेन जर्जरं ॥ १२

× × ×

स नेत्रा नल शितांशु मिते
विक्रमसंवत्सरे ज्येष्ट
सित चतुर्थ्यांगे मेतत्प्रतिष्ठितम् ॥ १५

અંકાનાં વામતો ગતિઃ—એ નિયમાનુસાર શિતાંશુ (ચન્દ્ર)=૧ અનલ=૩ નેત્ર=૨ અને ખ=૦ એટલે સંવત ૧૩૨૦નો અંક આ રીતે પ્રાપ્ત થાય છે. [ જુઓ કાઠિયાવાડ ઇન્સ્ક્રિપ્શન્સ", ડીસકલકર ]

આ લેખ સંવત ૧૩૨૦માં એટલે વાઘેર વંશની સ્થાપના હમીરજી માણેકે કરી તે પહેલાં **દ્વારાવતિનો પથ** કાટેલા પાસે થઈને જતો હતો. એટલે કે દારકાની યાત્રાએ જનાર-આવનારનો માર્ગ સમુદ્રતટ પરના કાટેલા ગામેથી આગળ વધતો હતો.

આ રીતે દ્વારકાનું મન્દિર હમીરજી માણેક વાઘેરના સરદાર બન્યા તેની પહેલાંનું હતું. આ મન્દિર પર મહમદ બેગડાએ આક્રમણ ઈ. સ. ૧૪૫૯માં કર્યું તેની પહેલાં પણ કોઈ મ્લેચ્છના આક્રમણનું ભોગ તે બન્યું હતું. તે વખતે રાજાઓએ—વાઘેર રાજાઓએ—અને પૂજારીઓએ દેવનું સ્વરૂપ મ્લેચ્છના આક્રમણમાંથી બચાવવા મૂર્તિને દેવાલયમાંથી ખસેડી દ્વારકાની બાજુના લાડવા ગામના વાઘેર રાજાના નિવાસસ્થાનના વાડામાં ભૂમિગત કરી હતી.

ઈ. સ. ૧૪૯૯માં (સંવત ૧૫૫૫-૫૬) દ્વારકાની યાત્રાએ શ્રી વલ્લભાચાર્ય મહારાજ આવ્યા ત્યારે દ્વારકાનું દેવાલય શ્રીની મૂર્તિ-વિનાનું હતું, કારણ કે મહમદ બેગડાએ એ મન્દિરનો કેટલોક ભાગ તોડી નાખ્યો હતો અને મૂર્તિને પણ સ્થાનભ્રષ્ટ કરી હતી. લોકકથા ચાલુ છે કે શ્રી વલ્લભાચાર્યને ધ્યાનસ્થ સ્થિતિમાં ભાસ થયો કે દ્વારકા પાસેના લાડવા નામના ટેકરા ઉપરના વાઘેર સરદારના વાસ પાસે ડાડા તરીકે પૂજાતા પથ્થરના ટોપકાં નીચે શ્રી દ્વારકાનાથનું સ્વરૂપ પડી રહેલું છે. તે ઉપરથી એ સ્થળે તપાસ કરાવવામાં આવી અને ત્યાંથી સર્વાંગશુદ્ધ દેવની મૂર્તિ મળી આવી. તેની પ્રતિષ્ઠા શ્રી વલ્લભાચાર્ય મહારાજે દ્વારકાના ખાલી પડેલા જગત મન્દિરમાં શાસ્ત્રોકત રીતે બ્રાહ્મણો પાસે કરાવી હતી—આ હકીકત શ્રી પુષ્ટિમાર્ગના ગ્રન્થમાં પણ પ્રકટ થયેલી છે.

આ વખતે શ્રી વલ્લભાચાર્ય બેટ પધાર્યા ત્યારે બેટમાં માત્ર શ્રી શંખનારાયણનું જ મન્દિર હતું. શ્રીદ્વારકાધીશ આદિ દેવોનું મન્દિર તે વખતે બેટમાં નહોતું.

તે પછી અકબર પાદશાહના સમયમાં જૂનાગઢમાં રહેતા મુસલમાન સરદાર તરફથી મન્દિર ઉપર રખેને હલ્લો થાય એવી બીકથી અરાંભડાના રાઠોડ રાણાએ અને વાઘેર માણક સરદારોએ સલામતી ખાતર દ્વારકામાંના મન્દિરમાં બિરાજતા સ્વરૂપને **બેટ**માં ખસેડી જવાનું નક્કી કર્યું. બેટમાં આ સ્વરૂપ પાંચસાત વરસે શ્રી શંખનારાયણ મન્દિરના અલિન્દમાં રહ્યું અને સંવત ૧૬૧૬માં બેટમાં બંધાયેલા નવા મંન્દિરમાં એ દ્વારકાનાથની મૂર્તિને પધરાવવામાં આવી [ ફાગણ સુદિ ૭ ]. બેટમાં દ્વારકાથી ગયેલી મૂર્તિને સ્થાને દ્વારકામાં સાવિત્રી વાવમાંથી સાંપડેલી નવી મૂર્તિની સ્થાપના થઈ હતી.

તે અરસામાં જામનગર શહેર વસાવનાર જામ રાવળે પહેલાં **ખંભાલિયા** ગામે રાજધાની સ્થાપી. તે ગામ તે વખતે વાઘેર અને વાઢેરની સત્તા નીચેના દેશની કાંધી ઉપર આવ્યું હતું. એક જાણીતા બારોટના કાવ્યમાં ખંભાલિયા વસાવ્યાની હકીકત આ રીતે મૂકવામાં આવી છે.

वाढे वळइम बेड, वसे रावळ केतात्रस ॥
विध इक सहर वसाय, द्रढ थुथानक ओखीदसा

કેટલાંક વરસ બેડમાં રહી બાહુબળે દુશ્મનોના પરાજય કરી **ઓખા** સરહદે અવિચળ સ્થાનક જોઈ રાવળ જામે શહેર વસાવ્યું. આ રીતે સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં વાઘેર અને વાઢેર સરદારોનો ઓખામંડલ પ્રદેશ સ્વતંત્ર રાજ તરીકે પંદરમા સૈકા પહેલાંથી જાણીતો હતો. ખંભાલિયામાં પોતાની ગાદી સ્થાપનાર રાવળ જામે પછીથી સંવત ૧૫૯૬ ( ઈ. સ. ૧૫૪૦ )માં જામનગર શહેરનો પાયો નાખ્યો.

પછી તે રાજાના શુભ કાર્યથી એની પ્રતિષ્ઠા એટલી બધી વધી ગઈ કે લોકભાષાના કાવ્યમાં એમનું નામ દ્વારકા સાથે જોડાઈ ગયું હતું. લોકો પ્રેમથી બોલતા કે :

> हालो जइए द्वारिका जीहा वसे घनशाम
> जातां जोइए जदुपति वळतां रावळ जाम ॥

આ પ્રકારનો પ્રકાશ દ્વારકાને સોળમા સૈકામાં વરેલો હતો.

એ અરસામાં દ્વારકાની યાત્રાએ શ્રી વિઠ્ઠલનાથજી મહારાજ—એટલે કે શ્રી વલ્લભાચાર્યના પુત્ર—આવ્યા હતા. તે વખતે દ્વારકામાં વસતા અબોટી બ્રાહ્મણ અને ગુગલી બ્રાહ્મણ વચ્ચે દેવમન્દિરની સેવા-પૂજાના લાભાલાભ માટે ઝઘડા ચાલતા હતા. તે ઝઘડા દ્વારકાના રાજા વાઘેર સરદાર પતાવી નહોતા શક્યા. તેથી એ બન્ને બ્રાહ્મણ જાતિના આગેવાનોએ શ્રી વિઠ્ઠલનાથજી પાસેથી સમાધાનની આજ્ઞા માગી હતી. તે ઉપરથી જે આજ્ઞાપત્રક શ્રી વિઠ્ઠલનાથજીએ તામ્રશાસનરૂપે કોતરાવી આપ્યું હતું તેની નકલ ઇતિહાસના અભ્યાસીને ઉપયોગી હોવાથી અહીં અક્ષરશઃ ઉતારવામાં આવી છે. આ તામ્રશાસન અમને દ્વારકાના ગુગલી બ્રાહ્મણ શ્રી લક્ષ્મીદાસ તુલસીદાસ ઠાકર (બોધા) તરફથી અવલોકન માટે મળ્યું હતું. તેની પ્રતિકૃતિનું ચિત્ર "બુદ્ધિપ્રકાશ"ના. સને ૧૯૩૩ના અંક ત્રીજામાં અમારા લેખ સાથે પ્રકટ થયેલું છે.

[પુસ્તક ૮૦, અંક ત્રીજો]

## તામ્રપત્રના મજકુરની નકલ

॥ શ્રી દ્વારકાનાથજી વિજયતે ॥

॥ ગો. શ્રી વિઠ્ઠલનાથજી મહારાજ કે હસ્તાક્ષર ॥

॥ ગોસ્વામી શ્રી વિઠ્ઠલનાથજી મહારાજને અબોટી કું ઔર ગુગલીનકું લિખ દિનોં હે જો દ્વારકા ક્ષેત્ર મેં ગોમત્યાદિ તિર્થ કે ઠેકાણા

હે તાકે તુમ પુરોહિત હો. સો યાત્રા નિમિત્ત જો મનુષ્ય આવે હે તાકી પેદાસ બાટવે બાબત તુમકુ પરસ્પર કલેશ હો કે કોઈ સમે આદમી કો નુકસાન બને હેસો એસો ઉપદ્રવ દેખકે તુમકુ ઔર તુમ્હારો યજમાનકુ મન ભંગ હોય હે. તાકે લિહે કછુ મનોરથ બનત નહિં એસે સુનકે હમને તુમકુ કહી, જે સે તુમ્હારો નિર્વાહ ચલે ઔર યજમાન કી પ્રશ્નતા રહે એસો મારગ હમ તુમ કુ કર દે. તા સુનકે તુમને પ્રશ્ન હોકે હમને કહી. જો આપ આગ્યા કરો સો હમને દોનું કું પ્રમાણ હે. એસે સુન કે હમને દોનુ કું વિભાગ કો બંધોબસ્ત નિચે લિખે મુજબ કર દીનોં હે, તા પ્રમાન તુમ ચલોગે. ॥

૧ શ્રી ગોમતિજી કો ઘાટ ઓર માતાજીકી સેવા તાકી પેદાસ મેં દોનુ કો વિભાગ સમતુલ્ય હે.

૨ શ્રી કી સેવા ઓર મુલ ગોમતિ ગુગલીનકી હે.

૩ શ્રી જગદીશકા દેવાલયકી પેદાસ તથા ગોપિ તલાઇ કો ધામ અબોટી કો હે.

૪ શ્રી પીંડતારકકી પેદાસ હે તા મેં અબોટી કા દોનુ વિભાગ હે આર ગુગલી કો એક વિભાગ હે સો તિહાકે સ્થાઈ કોહી હે.

૫ ગુગલીકી ન્યાત મેં પૃથક ( ૨ ) કુટુંબકો પરિવાર દેખકે જાકુ જેસે ઘટેઃ તાકુ તેસે યજમાન કી જાતિકો વિભાગ પૃથક ( ૨ ) કર કે સબનકુ લિખ દિનોહે તાકી પેદાસ મેં સુ આધો વિભાગ અબોટી કો હે સો મનરાજા દોનુકું બરાબર કરકે બાટ દે.

૬ હરકોઇ આદમી યાત્રાર્થ આવે તાકી પેદાસ જો કછુ હોય તા મેં છઠો વિભાગ **મનરાજા** કો હે સો **મન** દોનુ નાત કે **ટેલવા હે.**

૭ પરદેશ મેં જા કે યજમાન કે બેટ કે સંગ દ્વારકાજી મેં આવે યામેં ઓર કો વિભાગ નાહી.

યા પ્રમાન બંદોબસ્ત કર ત્રાંબાપત્રે લેખ દેનુકુ કર દિનો હે તામેં ન્યુનાદિક કરેગો તાકો કુલાધર્મ જાયગો ઔર શ્રીજુ બહિર્મુખ હોયગો મિતિ કાર્તિક સુદી ૧૧ બુધે સંવત ૧૬૧૩ કે.

યાવત વિષ્ણુ ધરા પીઠે યાવત દ્વારકા પુરી ॥ તાવત્તિષ્ઠતિ વૈ લેખો યાવશ્ચન્દ્રો દિવાકરઃ ॥ ૧ ॥

આ તામ્રશાસનમાંની હકીકત પરથી જણાય છે કે સોળમા સૈકામાં ઓખામંડળમાં સમાજવ્યવસ્થા કોઈ સત્તાધીશના આદેશ નીચે ચાલતી હતી. વાઘેર રાજાઓ કેવળ ચાંચિયાગીરી જ કરતા હોત તો દ્વારકામાં મહાપુરુષોની આવજા કેવી રીતે થઈ શકી હોત ?

સંવત ૧૬૨૪માં દ્વારકાના જગત મન્દિરમાં જિર્ણોદ્ધારનું કામ થયાના શિલાલેખો આજ સુધી જોવા મળે છે એટલે કે તે કાળે દ્વારકાની સમાજની રહેણીકરણી સંસ્કારી પ્રજાની હોય તેવા પ્રકારની હતી.

સંવત ૧૬૧૬માં બેટના નવા બંધાયેલા મન્દિરમાં શ્રીદ્વારકાધીશ વગેરે સ્વરૂપોની સ્થાપના કરવામાં આવી ત્યારે એમ કહેવાય છે કે જામનગર ( નવાનગર ) અને ભૂજના રાજાઓના પ્રતિનિધિઓ, વૈષ્ણવ સંપ્રદાયના મહારાજના પ્રતિનિધિ અને ધર્મપ્રિય મહાજનવર્ગની હાજરીમા બહુ દબદબાભર્યા ઠાઠથી ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. બેટનાં મન્દિરોની પ્રતિષ્ઠા દિવસો દિવસ વધતી ચાલી અને દેશ-પરદેશથી અનેક યાત્રાળુઓ શ્રીને નિરખવા અને સામગ્રી વગેરે અર્પણ કરવા પૂર્ણ શ્રદ્ધાથી આવતા થયા. તે વખતે સંવત ૧૬૨૭ના વૈશાખ માસમાં શ્રી વિઠ્ઠલનાથજી ગોસ્વામિ મહારાજના ભાઈ શ્રી રઘુનાથજી મહારાજ દ્વારકા બેટની યાત્રાએ પધાર્યા હતા ત્યારે એમણે બેટમાં મન્દિરોમાં અર્પણ થતી ભેટસામગ્રીમાંથી યાત્રાળુના ગોરને હિસ્સો મળવા બાબત તામ્રશાસન કોતરી આપ્યું હતું તેની નકલ અહીં ઉતારવામાં આવે છે.



દ્વારકાનું તામ્રપત્ર ( પ્રથમ પત્ર )
( શ્રી ગોંસાઈજી વિઠ્ઠલનાથજીના હસ્તાક્ષર )

श्री द्वारकानाथजी विजयते ॥
गोसामी श्री रघुनाथजी के द० ॥

गोसामी श्री रघुनाथजी महाराज लिख दीनो गुगली ब्राह्मण ५०५ समस्तकु जो पेहेले सुही इहका श्रीकी सेवा तुम करो हो–सो श्री तुमारे ही है. सो तुमारो वंश वृद्धि होते पेदासी चाटवे वावत.

आपसमें विरोध तासु सेवासमाधानकी हु स्वल्पता देखके चित्तकुं आनंद भयो नहि. तासु तुमकु हमने कही जो श्रीको वैभव बढे और तुमारो निभाव चलो जाय. ता रीतसु श्रीके ईच्छासु नीचे लिखे मुजब बंदोबस्त कर दीनो हे-ता प्रमान सदा चलोगे ॥

१ ब्रह्मचारि तथा भंडारी यो गादी बेठावनो सो तुम तथा मदिरवारे मीलके बेठाओ. सो बेठे ता निमित दक्षणा सहित तुमारी नातकु जिमावे ॥

२ यात्रु आवे सो भेट धरे द्रव्य तथा वस्त्र तथा आभूषण तथा सामग्री तथा पूजा तथा महादान ईत्यादिक जो कछु मन्दिरमें आये तामेसु अर्ध विभाग तुमकु मिले जायगो.

३ देसावर सु गामगरास सामग्री वगेरे जो कछु भेटको आवे सो श्रीकु विनियोग होय ता पेटे तुमकु रक्षा बंधनकी दक्षणा मन्दिर हिकसु मुद्रा पाचसेके हिसाब सब मंदिर मु मिलेगी.

४ तुमारी ज्ञातमें छोटे वडे कारज आवे ता निमित्त मंदिर वाले सब मिलके साहता करे.

या प्रमाने हम प्रश्न होय के श्री सदा सानंदसु दर्शन देना ही के लीये लेख मदिरवारेनकुहु कर दीयो हे तासु यामें कोई घट विघो ताको कुलाधर्म जायगा और श्री सु वहीरमुख होयगो

मिति वैशाख शुद ५ गुरु संवत १६२७ के वरपेमें मंदिरवारेकी सही......द. भंडारी गोविन्दरामजी के—राणा श्री सवाजी की सही.

यावद्वसिष्टतनया यावद्रुक्मिणी प्रति
यावत्तिष्ठतु वै लेखों यावच्चद्रदिवाकरम. ॥

આ પ્રકરણમાં આપેલા બે તામ્રશાસનના ઉતારા પરથી જણાય છે કે સોળમી સદીમાં ઓખામંડળમાં દ્વારકા બેટની યાત્રાએ ધર્મના આચાર્યો અને ધર્મપ્રેમી યાત્રાળુઓની અવરજવર સારી રીતે ચાલુ થઈ ગઈ હતી. તે વખતે બેટ દ્વારકામાં વસતા બ્રાહ્મણોમાં દેવપૂજાના કાર્યમાં પોતપોતાના અધિકાર પરત્વે મતભેદ ઊભા થતા તો તેનું સમાધાન વાઘેર સરદારના કે વાઢેર રાણાના રાજહુકમથી થતું નહોતું; પરંતુ ધર્મના આચાર્યો પાસેથી એવા મતભેદનાં સમાધાન સાધવામાં આવતાં હતાં. એ સમાધાનને સ્થિરતા અને ગંભીરતા આપવા માટે સમાધાનની શરતો તામ્રપત્ર ઉપર કોતરવામાં આવતી હતી. જેમ ગુજરાતમાં રાજાઓ દાન આપતી વખતે બ્રાહ્મણોને ગામ ગરાસ આપ્યાનાં તામ્રશાસન લખી આપતા હતા, તેમ દ્વારકા બેટમાં ધાર્મિક મતભેદના સમાધાન માટે આચાર્યો તામ્રશાસન લખી આપતા હતા. એ કાળમાં રાજદસ્તાવેજોના કે કરારોના ખતપત્ર લખાતાં નહોતાં, કારણ કે કાગળો ઉપર લખેલા લેખ નાશ પામે અને તાંબાના પતરા પર લખેલા લેખ કાળાન્તર સુધી જળવાઈ રહે. આવા તામ્રશાસન પર આચાર્યના નામ અને હસ્તાક્ષર કોતરવામાં આવતા હતા એટલું જ નહિ પણ બેટના તામ્રશાસન પર અરાંભડા–બેટના રાણા સવાજીનું (ઉર્ફે સગરામજીનું નામ હોય) ભંડારી ગોવિન્દરામનું નામ પણ સહી કર્યા બદલ કોતરવામાં આવેલાં જણાય છે.

આ બન્ને તામ્રશાસન જે પ્રદેશમાં કોતરાયાં છે તે પ્રદેશમાં વસિષ્ઠ ઋષિની તનયા મનાતાં ગોમતી અને રુક્મિણીના પતિ શ્રીકૃષ્ણચન્દ્રની આણ યાવત્ ચન્દ્ર દિવાકરો સુધી ટકવાની ત્યાં સુધી આ શાસનનું પાલન પણ ટકવાનું છે એવા અંતિમ શબ્દો તામ્રશાસનમાં મુકાયા છે, એ અર્થસૂચક શબ્દો છે.

કરારના ભંગ કરનારનો કુલધર્મ નાશ પામશે અને તે દેવસેવામાંથી બહિર્મુખ થશે. એ ધાર્મિક શાસનમાં રાજસાસન કરતાં પણ વધારે બળ એ જમાનામાં લોકોએ માન્યું હતું.

## ઇસર બારોટનું દ્વારકામાં આગમન

ઇશ્વરદાસ બારોટ સૂરાજીના દીકરા તરીકે મારવાડમાં જન્મ્યા હતા. તે રાઠોડ રજપૂતના દસુંદીઆ-કુળબારોટ હતા.

सवत पन्नार पन्नरमें जन्म्यो ईशरचंद
चारण वरण चकोरमें उन दिन हुवो आणंद ॥

એવો જ બીજો પ્રચલિત દુહો છે.

सर भुव सर शशि बीज भ्रगु श्रावण सित पखसार
समय प्रात सुरा धरे ईशर भो अवतार.

सर = ५, भुव = पृथ्वी = १, सर = ५, शशि = १ अंकानाम् वामतो गति :

એ પ્રમાણે ૧૫૧૫ સંવતમાં શ્રાવણ શુદ બીજ ને ગુરુવારે ઇશ્વર બારોટનો જન્મ થયો એવું સમજાય છે.

આ ઈસર બારોટે જામનગરના રાવળ જામની કચેરીમાં રાવળ જામની પ્રશંસાનું કાવ્ય ગાયું હતું; અને તેને મોટું ઇનામ આપવાની ઇચ્છા જામ રાવળે બતાવી ત્યારે તે કચેરીમાં પીતામ્બર ભટ્ટ નામના પંડિતે રાવળજીને ઇનામ આપતાં અટકાવ્યા હતા. ઇશ્વર બારોટને પીતામ્બર ભટ્ટ ઉપર ક્રોધ ચડ્યો. તેણે તેનું કાસળ કાઢવા નિશ્ચય કર્યો. હાથમાં તલવાર લઈ તે પીતામ્બર ભટ્ટના ઘર આગળ છૂપાઈ રહ્યા. ત્યાં તો તેમણે પીતામ્બર ભટ્ટ અને તેમના પત્ની વચ્ચેની વાતો સાંભળી. પીતામ્બર ભટ્ટ કહે, "આજે દરબારમાં ઇશ્વરદાસ કવિ આવ્યા હતા.

## પ્રકરણ અઢારમું

### પત્રામલ અને તેના વંશજો

પત્રામલ માણેક દ્વારકાની અને વસઈની ગાદી સાચવી રહ્યા હતા. આ પત્રામલ માણેકને સાત દીકરા હતા. એ સાતે જણાએ માણેક વંશની નામના વધારી હતી અને ઓખામાં અશંભડાના વાઢેર રજપૂત રાજા ગણાતા તેમ આ સાત સપુતે વાઘેરોને પણ ઓખાના રાજા તરીકે જાણીતા કર્યા હતા. તે સમયના કાઠિયાવાડમાં જ્યારે કોઈ રાજાને પોતાના હિત જાળવવા લડાઈ કરવા લશ્કરની જરૂર પડતી હતી ત્યારે ઓખામંડલના વાઘેર સરદારોની મદદ માગવામાં આવતી હતી. પત્રામલ માણેકનું અને તેના શરીર સાત દીકરાનું નામ કાઠિયાવાડના ઐતિહાસિક ભાટચારણના કાવ્યોમાં ઘણે ઠેકાણે મુકાયેલ છે.

પત્રામલનો પહેલો દીકરો **થારીઓ માણેક** દ્વારકા અને વસઈ સંભાળતો હતો. તેણે જામનગરના રાયસિંઘજી જામના પુત્ર તમાચી અને ફૂલજીને—ઇસ્લામી સૈન્યના જામનગર પરના ઘાતકી આક્રમણ વખતે—વસઈમાં આશ્રય આપ્યો હતો અને રાજપુત્રને છાજે તેવી ખાસ મેડી તમાચીને રહેવા માટે વસઈમાં કાઢી આપી હતી. આજ સુધી વસઈ ગામમાં **તમાચી જામની મેડીના** નામથી એ સ્થળ જર્જરિત દશામાં મોજૂદ છે.

પત્રામલ માણેકના બીજા પુત્ર સોમ માણેક હતા. તેણે ગોરીંજુ ગામ પોતાનું આગવું કરી લીધું અને તેને આબાદ કર્યું. એ બહુ પરાક્રમી વાઘેર સરદાર હતો. તેથી તેના વંશજો એ પરાક્રમી પુરુષના નામ પરથી પોતાને **સોમાણી** નામથી ઓળખાવે છે.

ત્રીજો પુત્ર રાણો માણેક હતો. તેણે વસઈ અને ધ્રેચી વચ્ચે તેતરીઉં ગામ વસાવ્યું. ચોથા પુત્ર લાખા માણેકે વાછુ ગામ વસાવ્યું. પાંચમા પુત્ર કાના માણેકે વાછુ પાસે જ મેરાણું ગામ આબાદ કર્યું હતું; તેનાં ખંડેર આજે પણ મોજૂદ છે.

છઠ્ઠા પુત્ર જીવણ માણેક અને સાતમા વેરસી માણેક વિષે કોઈ સદ્ધર બાતમી ઇતિહાસમાં નોંધવા જેવી ઉપલબ્ધ થઈ નથી.

## જામ તમાચીજીની મદદે વાઘેર સેના

જામ રણમલ પછી સંવત ૧૭૧૭માં તેના ભાઈ રાયસિંહજી નગરની ગાદીએ આવ્યા પણ તેના ભાઈ રણમલ જામને વર્ણસંકર કુંવર જન્મ્યો હતો. તે **સતાજી**નું નામ ધારણ કરી બનાવટી જામ બની અમદાવાદના ઇસ્લામ સૂબા કુતબુદ્દીન પાસે ફરિયાદ લઈ ગયો કે જામ રાયસિંહજીએ અન્યાય કરી તેની ગાદી પચાવી પાડી છે. તે પરથી તે સૂબો પોતે મોટા લશ્કર સાથે નવાનગર પર ચઢી આવ્યો. ત્યારે જાડેજા કુટુમ્બના બધા રજપૂત લડવૈયા જામનગરની મદદે આવી ચઢ્યા. લગભગ ૨૦,૦૦૦ માણસો એ યુદ્ધમાં ખતમ થયા હતા. જામ રાયસિંહજી પોતે શેખપાટને પાદરે આ યુદ્ધમાં ખપી ગયા. મુસલમાન સૂબાએ જામનગર કબજે કર્યું. તેના પુત્ર તમાચી અને ફલજી નાસીને ઓખામંડલના વાઘેર રાજાને ત્યાં વસઈ જઈ રહ્યા. જામનગરમાં કાજીની સત્તા ચાલુ થઈ અને નવાનગરનું નામ **ઇસ્લામનગર** રાખવામાં આવ્યું. આવું ઇસ્લામી સત્તાવાળું રાજ નવાનગરમાં લગભગ આઠ વરસ ચાલ્યું. નવાનગરમાં દરબારી કામ ઉર્દૂ ભાષામાં ચાલવા લાગ્યું. લેખપત્રો પણ ઉર્દૂ ભાષામાં લખાવા લાગ્યા. આ મુદ્દત દરમ્યાન ક્ષત્રિય વીર તમાચી અને ફલજીના ચિત્તમા બારોટનો દુહો રમ્યા કરતો હતો :

जातें बापुकी जमी, करे न प्राक्रम कोय ।
ए कळलजाण उपन्यो जीवन धक ता जोय ॥

કોઈ કોઈ વાર વસઈ ગામે વાઘેર રાજાને ત્યાં ડાયરામાં તે બન્ને ભાઈઓ કવિઓની વાતુમાં સાંભળતા હતા કે—

> जमीअंस आप जावंत जोय । करहे न जोर रजपुत कोय ॥
> ता जन्म धिक्ख कावंत जाय, यों वृथा मात जोवन गमाय ॥

આવી રીતે પોતાનું બાપુકું રાજ ગુમાવ્યાની પીડા એ બન્ને ભાઈઓને ખૂબ ડંખતી હતી.

તેમણે ઓખાના લડવૈયા, વાઘેર, વાઢેર અને આહેરનું સૈન્ય એકઠું કરી જામનગર પર ચઢાઈ કરી અને શહેર કબજે કર્યું. તે વખતના બારોટે એ લડાઈ વિષે કવિતા લખી છે તે અહીં મૂકી છે:

### छंद पद्धरी

मनधार करण मोडी समेळ, वाघेर ओर मळीआ वढेर
आहीर, मेर, कोळी अपार, जाडेजा साथ केता हजार ॥

धूंघणं धमण सूमर सवेल । ततमले थाट चारण त्रंवेल
चकचाळ बन्ध हलियास चाय इणरीत नगर उपरी जाय ॥

× × ×

यह समय सतो नाठोस आप तमराज तणो लागो गताप
वहवाट लीध अहमदावाद, फरियाद जाय कीनी ईराद ॥

सुण कही वात सुबे सताम । तव भाग लग्यो नहिं नगर ताम
अव रखु यही तुव प्रास आर दे नगर अनुज सो दहुं अदाय ॥

रहियोस सतो गुजरात जाय महमास चार गामह मिलाय
यत राज तरान तमराज ओर यदुवंश तिलक प्रतपेश जोर ॥

આ રીતે વાઘેર અને વાઢેર રાજાઓની સહાયથી જામ તમાચી નવાનગરની ગાદીએ આવ્યા. પોતાના ભાઈ ફલજીને એમણે ભાણવડની જાહાગીર આપી—સંવત ૧૭૨૯(ઈ. સ. ૧૬૭૩).

વસઈના વાઘેર માણેક થાર્યાએ જામ તમાચીને આશ્રય આપ્યો એટલું જ નહિ પણ તેમનો માન-મરતબો જાળવી ઓખાના પ્રદેશમાંથી વાઘેર, વાઢેર, તુંબેલ ચારણ, આહેર, બરડાના મેર અને ખંભાલિયાની આસપાસના જાડેજા રજપૂતોનું મોટું સૈન્ય રચી આપવામાં કોઈ પણ રાજાને છાજે તેવી રીતે તમાચી જામને સધીઆરો આપ્યો. આવા કામ લૂંટારા કે ચાંચિયાગીરી કરનારાને કદી સૂઝતું નથી. સાચા રાજાઓનાં જ એ લક્ષણો હોય છે. કવિએ થાર્યા માણેકનાં વખાણ કર્યા છે તે ખરેખર સાર્થક છે. થાર્યા માણેકનો જશ ચોતરફ ફેલાયો હતો. રાજા તરીકે અનેક કવિઓ તેના દાયરામાં આવતા અને એના પરાક્રમનાં ગુણગાન ગાઈ જતા. પન્નામલ માણેકનો જશ જેવો ભભકતો તેવો જ જશ વાઘેર રાજા થાર્યા માણેકે દેશદેશાવરમાં ફેલાવ્યો હતો. પન્નામલ માણેકના રાજાના દિવસથી વાઘેર રાજના ઉજળા દિવસો બેઠા હતા. પછી તો એક પછી એક કરમી વાઘેર રાજા ગાદીએ આવતા ગયા અને કચ્છ, હાલાર, બરડા અને નાઘેરના પ્રદેશ સુધી વાઘેર રાજાઓની નામના ફેલાઈ હતી.

થારીઆ માણેકનો જશ છેક જામનગરના દરવાજા સુધી પહોંચી ગયો હતો. તેના વંશજો પણ કુળદીપક જાગ્યા હતા. થારીઆ માણેકના દીકરા શરા માણેક અને તેના દીકરા ખીરા માણેક, શાર્દુલ માણેક અને મહાપ માણેક શૂરવીર અને દાના ગણાતા હતા. તેમનાં ધીંગાણાં જ્યાં ત્યાં વાઘેર રાજાની આબરૂ વધારનાર બન્યાં હતાં. બારાડી પ્રદેશના કલ્યાણપુર મહાલના ગઢકા ગામે એવા પરાક્રમની નોંધ શિલાલેખમાં કોતરાઈને અમર રહી ગઈ છે.

## લેખ

संवत १७४० वर्षे कार्तिक सु
दि ११ रवे सुतार पर्वत गटका मू
मधे वाघेरो साथे मामलो थाते जाडेजा
श्री कुंभेरजी पासे देवातन पामा छे
साप श्री सूरजनी देवातन पा

માણેક રાજાઓના ઉજ્જ્વળા યુગની કથા કહેતા આવા અનેક પાળીઆ પીંડારા, હાબરડી, અને પરેલકા નામના બારાડીના ગામડામાં ઊભા છે.

બારોટને ચોપડેથી મળેલું—થાર્યા માણેકની
### પ્રશંસાનું ગીત

ઓખાધણી આદ્રત સદા ઉપજે તેગ કોટે સમણી નકે તારો,
**થારીયે** સરણ હાલારરો હાકરો જામ ભલ રાખીયો પ્રથ જાણે.
નવડ ગડીયા તણા ધણી નગરેસરો આજ તો ઉગરે થકી ઓખે,
રાવો પીપળો કીયો પચ્છમધર રાજિયો ખાળવાધરાતું વેધ ખોળે.
પોતરો પતરામલરો માણકો પેખીએ અડા વસૈ ધણી વસે ઓખે,
થહુ વાત અમર લુગ **થારીઆ** રાજવી રાણ ઘર શરણ રાખે.

## નોંધ

થારીઆ માણકને શરણે હાલારનો હાકરો એટલે જામ આવ્યો તેને સંભાળયો. નવડ ગડીઆ તણા ધણી = નવા ગઢવાળું શહેર નવાનગરનો હાકેમ. પચ્છમધર = પશ્ચિમનો ધણી જામ.

પોતરો પતરામલરો = થારીઓ માણેક **પતરામલનો** દીકરો.

અડર વસૈ ધણી = હીંમતવાન વસઈ ગામના રાજા માણેક થારીઓ.

## થારીઆ માણેકનું ગીત બીજું

કળા વાટ રાખે બેયો અળડા કહી જેત્ર હથ આફત જાયો,
છત્ર હાલા તણો જંગલે છપતો આજ તો થારીઆ શરણુ આયો.

જામ ઓખે રાવ વડો વેણુ જીત્યો પરેવંશ જાદવા ચડે પાણી,
શરણુ આવે તો ઢેડનો સામળો જગતસે વાત અખીયાત જાણી.

દેગ ગડીઆ તણા તેગ પણુ દેખીઓ તારે ઉબરે કીધ સાકો,
જાડેજા **તમાચી** ભોમિયે જમારરો મહિપતિ મીપળો કરે મૂકયો.

## નોંધ

જામનગરના **તમાચી** જામ અને ફુલજી જામ ઈ. સ. ૧૬૬૪માં એટલે સંવત ૧૭૨૦માં જામનગર ઇસલામી સત્તાના મામલામાં ફસાયું હતું ત્યારે છૂપા વેશે ઓખામંડલના **વસઈ** ગામે માણેક થારીઆને આશ્રયે વસઈમાં આવી રહ્યા હતા, તેને લગતી નોંધ બારોટને ચોપડે છે.

કુંવર રાયસિંગ જામરા ઓખે વસિયા આય,
વડો તમાચી વીરવડ છોટો ફુલજી તાય.

વસઈ ગામ નિવાસ કર રહિયા દોનુ ભ્રાત,
વેળા ગુજરી કરવહા ચિત્ત ધર લેયણુ ચાત.

## સામળા માણેકથી આપ માણેક સુધી વંશાવલિ



## પ્રકરણ ઓગણીસમું

### સરદારોએ ગઢ અને કિલ્લા બંધાવ્યા

ઇસ્વી સનની સોળમી, સત્તરમી અને અઢારમી સદીમાં વાઘેર સરદારો અને વાઢેર રાજાઓએ પોતાની પ્રતિષ્ઠા વધે એવાં રચનાત્મક કામો પોતપોતાની સત્તા તળેના સ્થળોએ કરવાનું માથે લીધું હતું.

સાંગણજી, ભીમજી પછી અરાંભડામાં સગરામજી આવ્યા હતા. એમણે બેટમાં નાનો સરખો ગઢ બાંધ્યો હતો. એ સગરામજી વાઢેર રાણાના બે પુત્રો હતા: (૧) અખેરાજજી અને (૨) ભોજ રાજજી —આ અખેરાજજીએ બેટનો વિકાસ ઠીક ઠીક સાધ્યો હતો. એમના સમયમાં માતાજી **મંમાઈ**નું મન્દિર બેટમાં બંધાયું હતું. બેટનો દરિયો દક્ષિણ દિશા તરફ જમીનની અન્દરના ભાગમાં લંબાયો હતો—અને તે સ્થળે નાનું સરખું બન્દર બન્યું હતું. આજે ત્યાં રેતી ભરાઈ ગઈ છે તેથી તેને ધીંગેસરનું રણ કહેવામાં આવે છે; પરન્તુ સત્તરમી સદીમાં એ બન્દરે વહાણો નાંગરતાં હતા. એ બન્દરના મુખ ઉપર હિન્દુનું દેવાલય હતું. તેથી આરબ અને મુસલમાન વહાણ હંકારનારાઓએ બન્દરનું નામ **'બુદ્દા બન્દર'** રાખ્યું હતું. આજે પણ એ સ્થળને કેટલાક લોકો એ નામથી ઓળખે છે. અખેરાજજી રાણાએ એ બન્દરની દક્ષિણ તરફની ઊંચી ભેખડ ઉપર **અભયા** માતાજીનું મન્દિર સ્થાપ્યું હતું અને બન્દરને પૂર્વ છેડે જે ટેકરી આવી છે ત્યાં "ખોડીઆર" દેવીની સ્થાપના કરવામાં આવી હતી. આ અખેરાજજી રાણા પ્રજાના રક્ષણ માટે સં. ૧૭૨૦–ઈ. સ. ૧૬૬૪માં લડતાં લડતાં બેટના કિનારે મરાયા હતા. તેમનો પાળિઓ બેટમાં શંખનારાયણ મન્દિરની સામેના

વાડામાં ઊભો છે. તેના પર સંવત ૧૭૨૦નો અંક કોતરાયેલો છે. તેમના દીકરા રાણા ભીમજી સં. ૧૭૩૮માં બેટમાં સરાયા. તેનો પાળિયો સુમાઈ માતાની શેરીમાં લક્ષ્મીજીની વખારના વાડામાં ઊભો છે.

અખેરાજજી રાણા પછી ત્રીજી પેઢીએ અરાંભડામાં ભોજરાજજી રાણા થયા. તેમણે અરાંભડાનો નવો કિલ્લો બંધાવ્યો હતો અને ત્યાંની વસ્તીને નિર્ભય બનાવી હતી. અરાંભડાના મુખ્ય કિલ્લામાં અંદરના ભાગમાં દરબારગઢનો કિલ્લો અલગ રચવામાં આવ્યો હતો. આવા પ્રકારની કારકિર્દીથી અરાંભડાના રાણાઓની આબરૂ કચ્છ, જામનગર, અને પોરબન્દરના રાજ્કર્તાઓના કુટુમ્બમાં ઊંચી બની હતી. એ રાઠોડવંશી રાજાઓને ત્યાં બીજા રજપૂતો પોતાની કન્યા આપવાનું મન કરતા અને રાઠોડ રજપૂતની કન્યા પોતાને ત્યાં લાવવામાં તો જાડેજા રજપૂતો એક પ્રકારનો પોરસ માનતા હતા.

એ કાળમાં વસઈનો ગઢ, ભીમરાણાનો ગઢ અને વરવાળાનો ગઢ તે તે સ્થળના સરદારોએ બન્ધાવી પોતાનો મોભો વધાર્યો હતો. ઓખામાં વાઘેરોએ એ સમયમાં જુદે જુદે સ્થળે ગઢો રચ્યા હતાઃ ટોબર, ધીણકી, પ્રેવાડ, લાડવા, ભાવડા, કોરાડા, કલ્યાણપુર, ગઢેચી અને દ્વારકા. વાઘેર સરદારોએ ઓખામંડળમાં પોતપોતાના મોભા પ્રમાણે અનેક ગામો વસાવ્યાં હતાં. એ ગામોનાં નામ અહીં જણાવવાથી વાઘેર સરદારોની નિષ્ઠા અને આત્મગૌરવનો ખ્યાલ આપી શકાશે.

બેટ, આરાંભડા, સૂરજકરાડી, મોજપ, ભીમરાણા, મકનપુર, વરવાલા, મેવાસા, વસઇ, બાટીસા, ટોબર, કોરાસણવેલ, કલ્યાણપુર, ગઢેચી, ગોરીઆલી, હમુસર, પાડલી, રાજપુરા, મેન્દરડા, શામળસર, મૂળવેલ, પોશીતરા, ખચુંબા, અણીઆલી, મૂળવાસર, ભાવડા, કોરાડા, મૂળગોમતા, ટુંપણી, ચરકલા, ધીણકી, મેરીપર, લોઢવાડી, વાછું, પ્રેવાડ, ઘોરીંજા, બરડીઆ, મટી, કુરંગા, લાડવા અને દ્વારકા—આ ગામો આજ

સુધી આબાદ રહ્યાં છે. તે ઉપરાંત તે વખતનાં વસેલાં ગામો આજે ખંડેર રૂપે ઇતિહાસના પર્યેષકોને જોવા મળે છે. પર્યેષકોને તેના નામો પણ અત્રે આપવાથી વાઘેર પ્રજાની સંસ્કૃતિનું ચિત્ર દોરવામાં ન્યાય થયો છે એમ જણાશે.

ઓખામંડલના ખંડેર ગામોનાં નામો ઈ. સ. ૧૮૬૯માં સરકાર તરફથી ઓખામંડલ તાલુકાનો **સરવે-મેપ** ( મોજણીનો નકશો ), છપાયો હતો, તે પરથી લેવામાં આવ્યાં છે. ૧ ચરકલા જૂનું, ૨ અમરાપર ( દ્વારકા પાસે ), ૩ ચાંક ( મોટા ભાવડા પાસે ), ૪ ચીચર ( નાના ભાવડા પાસે ), ૫ પીપરીઉ ( કલ્યાણપુર અને મૂળવાસર વચ્ચે ), ૬ મોરાણું—( બરડીઆ પાસે ), ૭ ચોબારી ( પત્થરની ખાણ ) ૮ બીજપુર ( ચન્દ્રભાગઃ અને સામ્બ લક્ષ્મણાના દેહરાં પાસે ), ૯ બોડ ખેતરી ( વરવાલા-કચ્છીગઢ વચ્ચે ), ૧૦ **હૈથલ** ( કચ્છીગઢની દક્ષિણે ), ૧૧ ખેડસરી ( મૂળનામ **ખેરસ્થલી** વસઈ બાટીસા વચ્ચે ), ૧૨ તેતરીઉ ( મોજપ વસઈ વચ્ચે ), ૧૩ રાયગઢ ( જૂના ધીણકી પાસે ), ૧૪ પાડલી ( જૂનું ), ૧૫ ચન્દ્રોઈ ( હમુસર પાસે ), ૧૬ અરાંભડા ( જૂનું ), ૧૭ આજીપુર ( સૂરજ કરાડી પાસે માતાજીના મન્દિરના ખંડેર આગળ ), ૧૮ કરાંજા ( ગઢેચી અને રાજપરા વચ્ચે ), ૧૯ ભાણુ પાદર ( કલ્યાણપુર અને ધઢેચી વચ્ચે ), ૨૦ ડાબલા ( પોશીતરા પાસે ), ૨૧ વાટવા કે દીવેટીઉ ( વસઈ અને વરવાલા વચ્ચે ), ૨૨ ધીણકી ( જૂનુ ) ૨૩ ચાવડા પાદર ( મૂળવાસર પાસે ), ૨૪ ઊંટીઆ ( વસઈ ) અને બોડખેતરી વચ્ચે ), ૨૫ મોરાણું ( વાછુ-બરડીઆ પાસે ), ૨૬ સણુસરા ( ક્રેવાડ અને લોહરાલી વચ્ચે ), ૨૭ કોટડા ( મેરીપર અને લોહરાલી વચ્ચે ), ૨૮ વણાકીઆ ( મેરીપર અને પ્રેવાડ વચ્ચે ), ૨૯ નંદગામ ( ચોટીલાની ટેકરી પાસે વાવ છે ત્યાં ).

---

# પ્રકરણ વીસમું

## અરાંભડાના રાણાની શાખા પોરીતરામાં

અરાંભડાના રાઠોડ રાણાએ ઓખામંડળના ચાવડા રજપૂતો પાસેથી કેવી રીતે ઓખામંડળનું રાજ મેળવ્યું તે કથા આપણે જાણી લીધી છે. ચાવડા અને હેરોલ રજપૂતના સંઘ વચ્ચેના ઝઘડાનો લાભ જોધપુરથી ઓખામાં આવી ચડેલા રાઠોડ ભાઈ વેરાવલજી અને વીજલજીએ કેવી રીતે લીધો અને કાવતરાપૂર્વક ચાલતી મીજબાનીમાં દગો કરી બન્ને પક્ષના માણસોને વાઢી નાખ્યા અને પોતે સત્તાધીશ થઈ બેઠા. તે ઉપરથી રાઠોડને બદલે એ રાઠોડ સંઘના વંશમાં જન્મેલાને **વાઢેર** વાઢેલ એ ઉપનામ મળ્યું હતું તે પણ આપણે સમજી લીધું છે. અરાંભડાના એ વાઢેર વંશના રજપૂત રાજાને ઘેર કચ્છના જામ જાડેજાના કુમાર હમીરજી આવ્યા હતા; અને તેમણે ઓખામાંથી જ પોતાની પત્ની પસન્દ કરી હતી અને ઓખામંડળના વાઘેર સંઘના નેતા તે બન્યા હતા; અને માણેક ઉપનામથી વાઘેર રાજાઓનો વંશ તેમણે ચાલુ કર્યો હતો તે પણ આપણે જોઈ ગયા છીએ.

અરાભડા બેટની ગાદી ઉપર જે જે રાઠોડ રાણા આવી ગયા તેનાં નામોની યાદી બારોટને ચોપડેથી મળી છે તે આ પ્રમાણે છે :

૧ વેરાવળજી

૨ મેહજી

૩ વિક્રમશી—[ એમના વખતમાં માણેક વંશના વાઘેરોના કુળની સ્થાપના થઈ ]

૪ ગજસિંહજી

૫ કાંધાજી
૬ બલારજી
૭ ભગધરીઆગરજી
૮ શાંગજી
૯ નાથજી
૧૦ જશ ધમલજી
૧૧ કુઆરજી
૧૨ દુદોજી
૧૩ શાંગણજી
૧૪ ભીમજી
૧૫ જશધમલજી
૧૬ શગરામજી
૧૭ મોણમજી
૧૮ રાયમલજી
૧૯ સગરામજી—સવરામજી
૨૦ અખેરાજજી
૨૧ ભીમજી
૨૨ શગરામજી
૨૩ ભોજરાજજી.

આ વંશાવલિમાં જણાવેલા ભોજરાજજીએ અરાંભડાનો બેવડો ગઢ બંધાવ્યો હતો તેના કુંવર વજેરાજજી સ્વતંત્ર વિચારના હોવાથી તેના પિતાશ્રીએ તેને **પોશીતરા** ગામનો ગરાસ આપી નોખા કર્યા હતા; અને બીજા કુંવર ભીમજી રાણાનો વેલો અરાંભડામાં ગરાસ ભોગવતો થયો હતો.

## દેવાજી વાઢેરનો વંશવેલો



બીજી લોકકથા એવી છે કે વસઈના સૌદા માણેક અરાંભડાની મદદે આવ્યા હતા; અને કચ્છી માણસો સાથે થીંગાણું બેટમાં થયું હતું. ત્યાં કચ્છના લશ્કરમાં અનેક મુસલમાન મહેક સેનાપતિ હતા. એમને સૌદા માણેકે યુક્તિપૂર્વક મહોત્સવમાં લઈ મારી નાખ્યા હતા. એ વાત જ્યારે કચ્છ પહોંચી ત્યારે ત્યાંના રાવ દેશળજીને ખૂબ ક્રોધ ચડયો. તે વેળા ભોજરાજજીએ પોતાના તીલાટ તરીકેનો હક કાઢી નાખી તેને પુત્રને પોસીતરામાં રવાના કરી દીધો હતો તેથી ઉશ્કેરાયેલો વજેસિંગ રાણો કચ્છના રાવ પાસેથી લશ્કરની મદદ મેળવી અરાંભડા પર હલ્લો લાવ્યો. તે ચડાઈ બહુ મોટી હતી. ભોંજસર તળાવ પર કચ્છી લશ્કરે પડાવ નાખ્યો હતો. ૭ વરસ સુધી લશ્કરનો પડાવ ભોજસર કાંઠે રહ્યો હતો, પણ અરાંભડું પડયું નહોતું. ભીચા માણેકની મદદ અરાંભડાને બહુ સારી હતી અને વજેરાજજીની અણછાજતી વર્તણૂકને કારણે રાણાના બધા ભાયાતો ભીમજી રાણાના પક્ષમાં હતા. ભીમજી રાણાને ચામડીનું દર્દ થવાથી ગુજરી ગયા. વજેરાજજી પોશીતરે ચાલતા થયા, પણ કચ્છી લશ્કરના માણસોએ પોતાને થયેલું લશ્કરી ખર્ચ અરાંભડા પાસેથી મેળવવા જોરથી અરાંભડાના ગઢ ઉપર છેલ્લો હલ્લો કર્યો હતો. વળી રાણીએ બીજી વાર ભીચા માણેકને કુમકે બોલાવ્યો હતો.

વસઈથી વાઘેર લશ્કર મહાપ માણેકના દીકરા ભીચાભાની સરદારી નીચે અરાંભડા આવી પહોંચ્યું. ગઢના દરવાજા કચ્છી લોકોએ બંધ કરી મૂકયા હતા; પણ ભીમજી રાણાના ભાઈ બાપજીએ ભીચા માટે દરવાજો ખુલ્લો કરી દીધો. વાઘેર લશ્કર ગઢમાં દાખલ થયું અને તેણે કચ્છી માણસોનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. થોડા કચ્છી માણસો જીવ લઈ નાઠી ગયા. આ વખતે ભીચા માણેકની આણ ઓખામાં જોરશોરથી વર્તાઈ રહી. ભીચાભાએ ધીણુકીનો નવો કિલ્લો બાંધ્યો હતો.

મહાપ માણેકના દીકરા ભીચા માણેકના પરાક્રમથી જમીન ઉપર

તેમ જ બેટ, પોશીતરા, જામનગર અને કચ્છના દરિયા ઉપર પણ ભીયાભાની ધાક ફેલાઈ રહી હતી.

પ્રવાસીઓ ભીયાભાના **વળાવાના** રક્ષણ નીચે જ સલામતી ભરેલો પ્રવાસ કરી શકતા. વેપારીઓ અને સોદાગરો ભીયાભાના વળાવાની નીચે જ પોતાનાં વહાણો દરિયાની સફરે મોકલી શકતા હતા. ખુદ નવાનગરના જામસાહેબ પણ પોતાના રાજ્યનાં વહાણોની સલામતી ભીયા માણેકની સહાયથી રાખી શક્યા હતા. ભીયાભાની કારકિર્દી ઓખાના વાઘેર રાજાઓમાંના ચુનન્દા રાજાની કારકિર્દી જેવી ઇતિહાસમાં જાણીતી થયેલી છે. ભીયાભાનાં યશોગાન કવિઓએ ગાયાં છે. તેમાંથી બે ગીત સાંપડ્યાં છે, તે અહીં ટાંકવામાં આવે છે.

## ભીયા માણેકનાં પરાક્રમો

બારોટને મુખેથી ઝડપાઈ ગયેલાં ગીતો

बळ दाखे नको कोइनो वीहावे,
कोइ न बाळो वेण कहे
चोर साहुकार अेकठा चाले
वारो भीया तणो वळे
राजा राज धणी रघ झाझी
घर घर छे वेपार घणा
परजा आज घणु सख पामी
तुज तणे तप महाप[1] तणा
थाहरो अचल जस दुसरा थारया[2]
अेहडी भ्र आपे आशिस
माणक अछे ओखे मंडल
चहहथ जीवे करोड वरसां.

---

૧ ભીયાના પિતા, ૨ થારયો માણેક—ભીયાનો દાદો.

## ગીત બીજું

मत मानो रीत गाथ के, ते मन
वध रुण पेमे तेहो घट्टे ॥
घट हाथ भींया तणा धोळावा
वहाणा राम्भो जामारा[1] घटे ॥
बरछा जुंग नचीना घेडा
चोराशी घन्दरे चडे
महाराकुन नरे हेद मागले
पतगा लो न को पीछे
रीणो हूंरे वच गाच रागीओ
पने महातम तेम राजग पणो
कुरा हणे कोल्मेर[2] गाचो
मीओ भीओ कंमार जाणे ॥

## ગીત પહેલું

## ગીત બીજાનો મર્મ

રીસે ન ભરાસો. કવિજન જેવું દેખે તેવું સાચું કહે છે. ભીયાના હાથા બહુ મોટા તેથી તે છેક સમુદ્રમાં ગયેલા જામ રાજાનાં વહાણોનું વળાવું (રક્ષણ) કરે છે. દરિયામાં એની ધાક એટલી બધી છે. **બરછા** (અનેક સઢવાળા વહાણ) જુંગ અને બેડા નિશ્ચિત સફરો કરતા કરતા ચોરાશી બન્દરે અવરજવર કરે છે. મહાપ માણેકના સુત (પુત્ર) ભીયાંની હાક દિલ્હીના પાદશાહ સુધી ગઈ છે. ભીયાનું સાચવચન જબરું છે, તેનું મહાત્તમ મોટું છે અને સુયશ વિશાળ છે. શૌર્યની કદર કરનારા જાણે છે કે આખા સંસારમાં **ભીઓ, ભીઓ** એમ બોલાઈ રહ્યું છે.

* * *

વાઘેર રાજાઓ અને વાઢેર રાણાની દરિયા ઉપરની જે આણ વરતી રહી હતી, તે કચ્છના રાજ્યમાં અને જામનગરના રાજ્યમાં આંખે ચડી હતી. પોશીતરાના રાણા વજેરાજજી અને તેના ભાયાતો વહાણોની લૂંટ ચલાવવાની પ્રવૃત્તિ આદરી બેઠા હતા. પોશીતરા બન્દર કચ્છના અખાતમાં આવેલા બેટના પાછલા દક્ષિણ ભાગની ખાડી ઉપર ખૂણામાં આવ્યું હતું; પણ જામનગરના સલાયા બન્દરના વેપારીનાં વહાણો પોશીતરા પાસેથી અને પીંડારા પાસેથી જેવાં પસાર થતાં કે પોશીતરાથી હથિયારબંધ માણસો નાના મછવામાં બેસી વેપારીના વહાણ પર પહોંચી જતા અને વેપારની ચીજોથી ભરેલાં વહાણોને લૂંટી લેતા અગર ધાકધમકીથી કેટલોક માલ પડાવી લેતા અને ઝટ પોશીતરા બન્દરમાં પેસી જતા હતા. આ જુલમ સૌરાષ્ટ્રના રાજાઓથી સાંખી ન શકાયો.

નવાનગર, પોરબંદર, ગોંડલ, વગેરે રાજ્યનાં ગામડાંઓમાં ઓખાના વાઘેરની અને વાઢેરની ધાકધમકીનો ભય પણ પ્રવર્તી રહ્યો હતો. તેથી વિક્રમ સંવત ૧૮૩૨ (ઈ. સ. ૧૭૭૫–૭૬)માં જામનગરના કારભારી

મેરૂ ખવાસે ઓખામંડલ પ્રદેશ સર કરવા બળવાન લશ્કર તૈયાર કર્યું. પોશીતરાના લોકો લૂંટફાટ કરતા હતા તેમનો કિલ્લો હાથ કરવા તેણે ચઢાઈ કરી. પોતાની સહાયમાં જૂનાગઢના દીવાન અમરજીને લશ્કર સાથે તેડાવવામાં આવ્યા. બંને લશ્કર પોશીતરામાં ભેગા મળ્યાં અને પોશીતરાનો ભૂક્કો ઉડાડી દેવામાં આવ્યો. આ કિલ્લાને દારૂથી ભરેલી સુરંગોથી તોડવામાં આવ્યો હતો. તલવારોના યુદ્ધની પણ રમઝટ જામી હતી. કિલ્લેદાર વજેરાજજી હાર્યો અને કિલ્લામાંથી અરબસ્તાન, સિન્ધ, કચ્છ અને મલબારનાં વહાણોમાંથી લૂંટી લાવેલો ખજાનો નીકળી પડયો. મેરૂ ખવાસે તે માલ કબજે કરી જામનગર ભેગો કર્યો.

ઓખાના પ્રદેશમાં અર્વાચીન કાળમાં પોશીતરાના પાદરમાં રણક્ષેત્ર જામ્યું હતું તેના નિશાન તરીકે ઘણા વીર પુરુષોના પાવળિયા એ ગામને પાદરે ઊભા છે. પોશીતરાનો કિલ્લો તે પછીના રાજાઓએ સમરાવ્યો નથી.

---

# પ્રકરણ એકવીસમું

## ઓખામંડળમાં આવેલો કચ્છી ગઢ

ઓખામંડળના વાઘેર સરદારો અને બેટ અરાંભડાના વાઢેર રજપૂતો દરિયાકાંઠા પર એવી સત્તા જમાવી બેઠા હતા કે બેટ દ્વારકાના દરિયા પરથી પસાર થતાં વહાણોને ગેરકાયદેસર તે રોકી મૂકતા અને ઘણીવાર વહાણમાંનો માલ પણ લૂંટી લેતા હતા. આવી જાતની કનડગત કચ્છનાં વહાણોને વધારે સહન કરવી પડતી હતી. કચ્છના વેપારને પણ મોટો ધક્કો પહોંચતો હતો. તેથી જ્યારે અરાંભડાના રાજાની કન્યા કચ્છનાં રાણી બન્યાં હતાં ત્યારે એમના રીસામણાના કાળમાં જે જે વહાણો અરાંભડા બેટના બન્દરમાં કચ્છથી આવતાં તેમને રોકી મૂકવામા આવતાં એટલું જ નહિ પણ કચ્છથી સૌરાષ્ટ્રના બીજા બન્દરે, અથવા મુંબઈ, સુરત કે મલબારકાંઠાના બન્દરે જતાં કચ્છી વહાણોને દ્વારકા પાસેના ખડકવાળા દરિયા કાંઠા પર વાઘેરો તરફથી લૂંટી લેવામાં આવતાં હતાં. તેથી કચ્છના રાજા દેશળજીના કારભારી દેવકરણ શેઠે ઓખામંડળમાં દરિયાકાંઠા પર કચ્છી લશ્કરનું થાણું વસાવવા વિચાર કર્યો કે જેથી એ થાણાના અમલદાર અને સિપાઈ કચ્છી વહાણની અવરજવર સલામત રહે તે ઉપર નજર રાખી શકે અગર તો ખડક પર ચઢી ગયેલા કચ્છી વહાણમાના માણસને અને માલને પોતાના થાણામાં રક્ષણ આપી શકે.

તેથી જ્યારે ભોજરાજજી રાણાના દીકરા વજેરાજજીએ અરાંભડા પર કચ્છી લશ્કરની મદદથી ઘેરો નાખ્યો હતો અને વસઈના વાઘેર સરદાર ભીયા માણેકે અરાંભડાના ઘેરાને તોડી નાખી કચ્છી લશ્કરને

ભગાડી મૂક્યું હતું તે વખતે દરિયાકાંઠા પર ધૂળના નવ ટીંબા કચ્છના માણસોએ મોરચા માટે બનાવ્યા હતા તે સ્થળે દેવકરણ કારભારીએ પાકો ગઢ બાંધવાનો નિર્ણય કરી ત્યાં કચ્છી થાણું બેસાડવાનું દુરસ્ત ધાર્યું હતું.

સંવત ૧૭૭૫માં (ઈ. સ. ૧૭૨૦-૨૧) મહારાવ શ્રી દેશળજીની સત્તા નીચે ઓખામંડળના દરિયાકાંઠા પર વરવાલા ગામથી ઉત્તરે દોઢ માઈલને અંતરે પથ્થરનો મજબૂત કિલ્લો બાંધવામાં આવ્યો. તે ૧૫૦ ફૂટ લાંબો અને ૧૫૦ ફૂટ પહોળો અને ૫૦ ફૂટ ઊંચો રાખવામાં આવ્યો હતો. તેના દરવાજા આગળ ગઢની ભીંતને દોઢે ચણી હતી કે જેથી દરવાજા ઉપર હુમલો કરનાર સીધો મારો દરવાજા પર લાવી ન શકે. કચ્છ ભુજના અને કચ્છના બીજા ગઢના દરવાજા બધા આવી રીતે દોઢી ભીંતિથી રક્ષાયેલા હોય છે. ગઢના દરવાજાને દોઢી નામ અપાયું છે તે આવા પ્રકારની દોઢી ભીંતની રચના પરથી જ અપાયું છે.

આ ગઢમાં થાણદારને બધા પ્રકારનું રક્ષણ મળે તેવી યોજના કચ્છના ઇતિહાસમાં મશહૂર બનેલા ફતેહખાં જમાદાર તરફથી કરવામાં આવી હતી. ફતેહખાં જમાદારનું વ્યક્તિત્વ અતિ પ્રભાવશાળી હતું. તેની મુરાદો બહુ ઊંચી હતી. તે અનેક વાર ઓખાના વાઘેરોને કબજે કરવા ઓખામંડળ દેશ ઉપર નાનાંમોટાં કટક લઈ આવતો હતો; અને તેથી તેણે ઓખાના ચરવીર વાઘેર ઉપર તો શું પણ જામનગરના સમૃદ્ધ અને સજ્જ રાજ્ય ઉપર પણ પોતાની ધાક બેસાડી હતી. તેના વિશે નીચેનો ફકરો લોક ભાષામાં પ્રચલિત છે :

> फत्तीया थारी फोजरी भय हंको भारी
> सूती धड्के सेजमां नगररी नारी ॥
> ओरगो तुंबी टपडके वरडो तुंबी थाए
> गढ कै जे धोराजी रो नोतियार नगर लीए ॥

हाला झाला ने जेठवा तें हटाड्या हमीर
वळ उतारी मूंउना कीधा पांसरा तीर ॥

આ ફતેહખાં જમાદારે કચ્છી ગઢના અંદરના ભાગમાં ઠોઠારનો પુરવઠો રાખવાની, હથિયારોને છૂપાં રાખવાની અને માણસોને રહેવાની સગવડોવાળા ઓરડા બંધાવ્યા હતા. કહેવાય છે કે ગઢમાંથી ભોંયરા દ્વારા બહાર સલામતીથી નાશી જવાય એવા માર્ગ પણ બનાવ્યા હતા.

એ કચ્છીગઢ કચ્છરાજના કબજામાં રહેતો હતો. વાઘેર સરદારો પાસેથી અંગ્રેજ કંપનીએ ઓખામંડળ જીતીને વડોદરાના ગાયકવાડને સોંપ્યું ત્યારે પણ કચ્છીગઢ તો કચ્છના રાજ્યના ભાગ તરીકે રહ્યો હતો. એ કચ્છી ગઢ કચ્છ રાજ્યને પાછળથી તો માત્ર પ્રતિષ્ઠા જાળવી રાખવા સંભાળવો પડતો. વડોદરાની સત્તા ઓખામંડળ ઉપર પ્રવર્તતી હતી ત્યારે પણ એ ૫૦ વાર ઓરસ સોરસ ગઢ સાચવવા કચ્છનો મુલકી અમલદાર અને તેની મદદમાં બેત્રણ કચ્છી સિપાઈ ગઢમાં રહેતા હતા. ગઢની બહારની બધી જમીન ઉપર વડોદરા રાજ્યની સત્તા હોવાથી ગઢમાં રહેનારને ખેતી કરી ગુજારો કરવો હોય તો તેણે ગાયકવાડ રાજના ખેડૂત બનવું પડતું. ગઢમાં થોડી વસતી વસાવવા માટે કચ્છ રાજ્યે એવો પ્રબંધ કર્યો હતો કે જે વાઘેર કુટુમ્બ કચ્છી ગઢમાં ઘર રાખી રહે તેને કચ્છ રાજ્ય તરફથી અમુક રકમ જીવાઈ માટે અપાતી.

વડોદરાની સત્તા નીચેના પ્રદેશમાં કોઈ ગુન્હો કરી ગુન્હેગાર કચ્છી ગઢમાં પેશી જતો તો તેને વડોદરાની પોલીસ સત્તાથી સીધી રીતે પકડી શકાય નહિ. તેના માટે બન્ને રાજ્યો વચ્ચે લખાપડી કરવી પડતી હતી. આવા પ્રકારે કચ્છી ગઢની વસાહત ઈ. સ. ૧૯૨૦–૨૧ સુધી રહી. ઈ. સ. ૧૯૨૦માં વાઘેરોને બન્દોબસ્તથી સુવ્યવસ્થિત રાખવા દ્વારકામાં અંગ્રેજ અમલદાર આસિસ્ટંટ રેસિડન્ટ રહેતા—તે રેસિડન્સી ઉઠાની લેવામાં આવી, અને દ્વારકામાં વડોદરાના અમલદારને ઓખામંડળ

કમિશનરના હોદ્દાથી રાખવામાં આવ્યા. તે કમિશનર દ્વારકામાં રહેતા ૫૦૦ સિપાઈઓના લશ્કરના ઉપરી તરીકે કમાન્ડિંગ ઓફિસરનો હોદ્દો ભોગવતા હતા.

આ હોદ્દા ઉપર પહેલા કમિશનર તરીકે કર્નલ શિવરાજસિંહ નિમાયા હતા. તેમણે કચ્છી ગઢમાં રહેતા વાઘેર કુટુમ્બને વડોદરા રાજ્યની જમીન ખેડવાની પરવાનગી ખેંચી લીધી. તેથી ગઢમાં રહેનાર વાઘેર કુટુમ્બના મ્હોયડી ગઢમાંથી બહાર આવી વસવાને કબૂલ થયા. તેમના વાસ માટે કચ્છી ગઢની નજીક બે ફર્લાંગ દૂર નવું ગામ બંધાવી આપવામાં આવ્યું. એ ગામનું નામ શિવરાજપુર રાખવામાં આવ્યું. વડોદરાના દીવાન મિ. સી. એન. સીડને એ ગામનું પહેલું તોરણ બાંધ્યું હતું.

તે પછી કચ્છી ગઢને કચ્છના રાજ્યનાં તાળાં વસાયાં અને તાળાંની કુંચી સાચવનાર કચ્છના પ્રતિનિધિને દ્વારકામાં ઘર માંડી રહેવું પડતું.

જ્યારે ભારતમાં સ્વરાજ સ્થપાયું ત્યારે ન તો રહી વડોદરાની સત્તા કે ન તો રહી કચ્છ રાજ્યની સત્તા. એટલે કચ્છી ગઢ આપોઆપ ભારતમાં ભળી ગયેલ છે. આજે તે ઇતિહાસના સૂચક ચિહ્ન તરીકે અરબી સમુદ્રના કાંઠા પર તાળાં વાસેલા ગઢ તરીકે એક ખૂણે આવેલું સ્થળ બની ગયું છે.

## કચ્છી ગઢના પ્રદેશની પુરાતનતા

કચ્છી ગઢ પાસે દરિયાકાંઠે પ્રાચીન શિવાલય છે તેની સમજ તો આપી શકાય છે કે દરિયાકિનારા પર જ્યાં જ્યાંથી વહાણ જતાં અને આવતાં ત્યાં ત્યાં આ પ્રદેશ શિવલિંગની સ્થાપના નજરે પડે છે. તેવા શિવલિંગ પૈકીના કચ્છી ગઢના શિવનું મન્દિર છે.

પરંતુ ત્યાં બહુ નમૂનેદાર કારીગીરીવાળી પથ્થરની ભવ્ય મૂર્તિઓ પડેલી છે; જેમાંની એક તો મેં વડોદરાના સંગ્રહસ્થાનમાં મોકલાવી આપી છે. એ મૂર્તિઓ કોઈ મોટા મન્દિરમાં વિરાજતી હશે. આસપાસ કોઈ મોટાં દેવળના મંદિર ત્યાં નજરે પડતાં નથી. કદાચ દ્વારકાના દેવળમાંથી, કે વસઈના દેવળમાંથી ઇસ્લામી આક્રમણ વખતે મૂર્તિને સલામત રાખવા કોઈ રાજા વેરાન દરિયાકાંઠા પર તેને ખસેડી લાવ્યા હોય!!

આ પ્રકરણમાં વર્ણવેલા ધીંગાણામાં કામે લાગેલા શૂરવીર રાણાનો પાળિયો સાંપડયો છે તે પાળિયા ઉપરનો લેખ આ પ્રમાણે ઉકેલી શકાય છે:

/अउम १७७९ न वीर्ये
आसाड सु १२ न—
——वार——रांझो
प्राण जहु—स्तु

આ પાળિયો દ્વારકા સાર્વજનિક પુસ્તકાલયમાં લાવી મૂકવામાં આવ્યો છે.

---

# પ્રકરણ બાવીસમું

## દ્વારકાના વાઘેર રાજા મહાપ માણેકની ધર્મપ્રિયતા

સુરા માણેકનો દીકરો મહાપ આ દ્વારકાની રાજધાની સાચવતો હતો. તેનો ભાઈ શાર્દુલ વસઈમાં રાજ કરતો હતો. તે વખતે દ્વારકાના જગત-મન્દિરનો જીર્ણોદ્ધાર શ્રી શંકરાચાર્ય પ્રકાશાનન્દજીની દેખરેખ નીચે થયો હતો. અને એ જીર્ણોદ્ધારની વાસ્તુવિધિ વખતે મોટો યજ્ઞ દ્વારકામાં થયો હતો. તે વખતે દ્વારકાના રાજા તરીકે મહાપ માણેકે યજ્ઞની દક્ષિણા રાજાને શોભે તેવી રીતે આપી હતી. તે હકીકતનો ઉલ્લેખ નીચે ઉતારેલા સંસ્કૃત લેખમાં થયો છે:

> श्री द्वारकेशो जयति तराम् सदास्तु
> श्री गणेशाय नमः । श्री कृष्णाय नमः ।
> यो भूमिभारोद्धरणाय चक्री चक्रेऽवतारं वसुदेवगेहे ।
> गोपीजनानन्दकरो मुकुन्दः पायान् स वो यादवराजसिंहः ॥ १

અમદાવાદના જાણીતા સાક્ષર શ્રી. નગીનદાસ પુ. સંઘવીએ આ લેખનું ભાષાન્તર કરેલું છે તે જ અહીં ઉતારવામાં આવ્યું છે.

" ભૂમિનો ભાર ઉતારવા માટે સુદર્શન ચક્રને ધારણ કરનાર જે ભગવાને વસુદેવને ઘેર અવતાર લીધો તે યાદવરાજસિંહ ગોપીજનોને આનંદ આપનાર મુકુન્દ ભગવાન તમારું રક્ષણ કરો (૧) "

> श्रीमद्द्वारावती नाथो भगवान् भक्तवत्सलः ।
> प्रकाशानन्दरूपेण प्रादुर्भूतो महामुनिः ॥ २

શ્રી દ્વારાવતીના નાથ ભક્તવત્સલ ભગવાન પોતે મહામુનિશ્રી પ્રકાશાનન્દને રૂપે પ્રાદુર્ભાવ પામ્યા. (૨)

स्वस्वरूपस्य कृष्णस्य भक्तिकार्ये सदापरः ।
तेनैव मन्दिरं स्वीयं जीर्णोद्धारं कृतं नवम् ॥ ३

"તેઓશ્રી પોતાના સ્વરૂપ શ્રીકૃષ્ણની ભક્તિના કાર્યમાં હમેશ રમણ કરતા હતા. તેમણે પોતાના મન્દિરનો જીર્ણોદ્ધાર કરી તે નવીન બનાવ્યું. (૩)

त्रैलोक्यसुन्दरं नाम सौवर्णकलशान्वितम् ।
स्फुरन्मणिसमायुक्तं बहुस्तंभविराजितम् ॥ ४

તે * ત્રૈલોક્યસુન્દર નામે મન્દિર સુવર્ણ કલશવાળું ચળકતા મણિ-જડેલું અને ઘણા સ્તંભો વડે વિરાજિત હતું. (૪)

द्वारावत्यां हि लाखाख्यो विप्रेन्द्रो भगवन्मनः ।
प्रकाशनन्दचित्तज्ञो धर्मकार्यार्थमुद्यतः ॥ ५

" દ્વારકામાં લાખા ઠાકર નામે બ્રાહ્મણનો ઇન્દ્ર તે ભગવાનના મનરૂપ પ્રકાશાનન્દનું ચિત્ત જાણનાર તથા ધર્મકાર્યને અર્થે તત્પર હતો. (૫)"

श्रीमद्गुरगुलिवंशविप्रतिलकः
कल्याणजित्पुत्रकः
श्री लाखाभिधठाकरो गुणवरो
मान्योऽखिलैः भूमिपैः ॥

---

* ત્રૈલોક્યસુન્દર—એ મન્દિરોના પ્રકારોની એક જાત છે જે પ્રકારને સભા મંદિરના ગર્ભગૃહને બે બાજુએ સ્તંભોથી રચાયેલી ત્રણ ત્રણ અલિન્દો હોય અને સામે તથા પાછળ બબ્બે અલિન્દો (ઓશરીઓ) હોય તે પ્રકારને ત્રૈલોક્યસુન્દર કહેવામાં આવે છે. દ્વારકાનું જગતમન્દિર એ પ્રકારની અલિન્દોથી શોભતું અને વિશાળ બનેલું છે. આ જીર્ણોધાર કરતી વેળા એમ જણાય છે કે ગર્ભગૃહના ચોકના મૂળ જે સ્તંભો હતા તેને નવા સ્તંભો તેની સાથે લેટી વિસ્તૃત કરવા પડ્યા હશે. હાલના મન્દિરમાં જઈને સ્થાપત્ય તપાસનારને એ વાત ઝટ ગળે ઊતરી જાય છે.

धर्माथैंकपरायणो
हरिपदांभोजार्चनावप्तधीः—
औदार्यैकनिधिः सदा विजयते
गांभीर्यरत्नाकरः ॥ ( ६ )

"તે ગુગુલી જ્ઞાતિના બ્રાહ્મણોના તિલકરૂપ કલ્યાણજિતનો પુત્ર શ્રી લાખાઠાકર ગુણોમાં ઉત્તમ સર્વ રાજાઓ વડે માન્ય, કેવળ ધર્મપરાયણ શ્રી હરિચરણકમળની પૂજામાં રહેનારી બુદ્ધિવાળો, ઉદારતાનો અદ્વિતીય સમુદ્ર ( ભંડાર ) અને ગંભીરતાનો રત્નાકર સદા વિજયને પામે છે. ( ૬ )"

तेन माणिकयवंशोऽपि धर्मकार्ये नियोजितः
नियोज्य वैष्णवे मार्गे तद्वंशो विमलीकृतः ॥ ७

તેણે વાઘેરના માણેક વંશને પણ ધર્મકાર્યમાં યોજ્યો. તે વંશને વૈષ્ણવ માર્ગમાં જોડીને તેણે ( તેને ) નિર્મળ બનાવ્યો ( ૭ )

तस्मिन्वंशे हि सुराख्यो तत्सुतोमापसंज्ञिकः ॥
प्रसादात्द्वारकेशस्य मान्योनृपजनैः सदा ॥ ८

તે વંશમાં સુરા નામના માણસનો દીકરો માપ નામે શ્રી દ્વારકેશના પ્રસાદથી રાજાઓ વડે સદા માનનીય નર થયો. ( ૮ )

शौर्योदार्यगुणैर्युक्तो धीरो वीरः सुलक्षणः
तस्यात्मजास्तु संजातास्त्रयः पावक तेजसः ॥ ९

તે શૌર્ય અને ઔદાર્યના ગુણ વડે યુક્ત ધીર, વીર અને સુલક્ષણો હતો. તેને અગ્નિના જેવા તેજસ્વી ત્રણ પુત્રો થયા. ( ૯ )

ज्येष्ठ मियामिधः श्रेष्ठो हुदाख्यो भक्तितत्परः ।
मेघामिधो हि मतिमान् श्रेष्टाः सर्वे गुणैरपि ॥ १०

તેમાં સૌથી મોટો ભીમો નામે, બીજો ભક્તિપરાયણ શ્રેષ્ઠ હુદો નામે હતો, અને ત્રીજો પેથા નામે બુદ્ધિમાન હતો. આ સર્વે સદ્ગુણો વડે શ્રેષ્ઠ હતા. ". (૧૦)

पुत्रादिभिर्मिलित्वा हि पित्रा कार्यं च यत्कृतम् ।
नृपाणामपि सर्वेषां दुष्कृतं सुकृतं हि तत् ॥ ११

"તે પિતાએ પુત્રો વગેરે સાથે મળીને એવું સુકૃત્ય કર્યું કે જે સર્વ રાજાઓને પણ કરવું મુશ્કેલ થઈ પડે. (૧૧)

प्रसादात् देवकीसुनोर्जिता म्लेच्छाः पलायिताः
तदा द्वारावती रम्या संजाता भक्तासंकुलाः १२

"તેઓએ શ્રી દેવકીનન્દન ભગવાનની કૃપાથી મ્લેચ્છોને હરાવી દીધા, અને મ્લેચ્છોને ભગાડી દીધા. ત્યારે દ્વારકામાં ભક્તોની વસ્તી ખીચોખીચ ભરાઈ ગઈ. " (૧૨)

स्थितमासुरचिह्नं च त्रैलोक्यसुन्दरोपरि ।
पातितं तैश्च सुबलैः प्रकाशानन्दवाक्यतः १३

"તે મ્લેચ્છોએ કરેલાં કરેલાં કેટલાંક આસુરી ચિહ્નો ત્રૈલોક્યસુન્દર મન્દિર પર હતાં તે પ્રકાશાનન્દની આજ્ઞાથી તે બળવાન વાઘેરોના સૈન્યે કાઢીને પાડી નાખ્યાં. (૧૩)

प्रकाशानन्दोऽपि मुनिः कृतवान् मन्दिरं नवम् ।
शिखरं प्रोन्नतं रम्यं सुवर्णकलशान्वितम् ॥ १४

શ્રી પ્રકાશાનન્દ મુનિએ પણ તે મન્દિર નવું કરાવ્યું અને સોનાના કળશવાળું ઉચ્ચ રમણીય નવું શિખર બનાવ્યું. (૧૪)

विष्णुयागः समारब्धो समाप्तश्च द्विजोत्तमाः ।
वेदवेदांगपारज्ञाः सर्वशास्त्रार्थवेदिनः ॥ १५

"તે સમયે વિષ્ણુયાગ આરંભાયો અને પૂરો કરાયો. તેમાં વેદ-વેદાંગમાં તૈયાર અને સર્વશાસ્ત્રોના અર્થને જાણનાર ઉત્તમ બ્રાહ્મણો હતા !" (૧૫)

यत्रयागे महोत्साहो बहुसंभारसंभृतः ।
चतुर्वेदाश्च निर्घोषो मंत्रऋत्विक्समाकुलः ॥ १६

"તે યજ્ઞમાં મહાન ઉત્સાહ ઘણી સામગ્રીનો સંભાર ચાર વેદોનો ઘોષ, મંત્ર તથા ઋત્વિકની ભીડ થઈ હતી." (૧૬)

बभूव द्वारिकायां च हर्षनिर्भरमानसः ।
वेदाशीति द्विजातीना ब्राह्मणानां समुच्चयः ॥ १७

"દ્વારકામાં હર્ષથી ભરેલા મનવાળા ચોરાશી (अशीति = ૮૦ અને વેદ = ૪ એટલે ૮૪) બ્રાહ્મણોનો સમુદાય એકઠો થયો હતો. (૧૭)"

हविष्यान्नेन भोज्येन भोजयित्वा सुतोषितः ।
दक्षिणाभिश्च संतोष्य यज्ञमेवं समापयत् ॥ १८

"તે બ્રાહ્મણોના સમુદાયને હવિષ્યાન્ન જમાડીને સન્તોષ્યા તથા દક્ષિણાથી સન્તોષીને એ યજ્ઞની સમાપ્તિ કરી. (૧૮)"

अब्दे षड्वसु भूधरेन्दुगणिते मासे शुभे माधवे
शुक्लेपूर्वदले गुरोः सुवासरे वारे तृतीयातिथौ ।
भावार्थैद्विजवर्ग्यैर्मुनिवरस्याज्ञां समादाय वै
यागे वैष्णवके धरामरकरस्यार्थं तदा मोचितम् ॥ १९

[ अंकानां वामतो गतिः—એ નિયમ પ્રમાણે પહેલી પંક્તિમાં મુકાયેલા શબ્દોના અંક આ રીતે મૂકી શકાય.

ઈન્દુ = ૧, ભૂધર = સર્પ = ૭; વસુ = ૮; પછી છ ષડ્ = ૬ એટલે સંવત ૧૭૮૬નો આંકડો સિદ્ધ થયો. ]

એટલે સંવત ૧૭૮૬ના વૈશાખ માસમાં શુક્લ પક્ષમાં ત્રીજ ને સુખકર ગુરુવારે ફરીને જેઓને બ્રાહ્મણો પ્રિય છે—

(ગોબ્રાહ્મણપ્રતિપાળરાજાનું બિરુદ ગણાય છે. એટલે બ્રાહ્મણ દ્વિજવલ્લભ—એટલે બ્રાહ્મણના પ્રતિપાલ-રાજા) એ વાઘેરોએ મુનિવરની આજ્ઞા મેળવીને વિષ્ણુયાગમાં બ્રાહ્મણોના **ધરાભર** કરનો અર્ધો ભાગ માફ કર્યો. (૧૯)

स्वस्ति श्रीर्जयो मंगलाभ्युदयश्च । श्रीमन्नृपतिविक्रमार्क समयातीत संवत् १७८६ वर्षे तस्मिन् श्रीशालिवाहनकृतशाके १६५१ प्रवर्तमाने उत्तरायणेऽर्के वसंतऋतौ महामांगल्यप्रद वैशाखमासे शुक्लपक्षे गुरुवासरे श्रीमन्महाराजाधिराजद्वारकेशस्य जीर्णमन्दिरोद्धारपरिपूर्णनिमित्ते विष्णुयाग-महोत्सवे परिव्राजकाचार्य श्रीप्रकाशानंदेन सर्वेषां ब्राह्मणानां दक्षिणां दत्वा तत्समये भगवन्मनोरुपठाकरलाखाद्वारया प्रेरिताः ते माणिक्यवंशोद्भवा मापादयः सर्वे मिलित्वा ब्राह्मणानां करार्धमूचुः ॥ तैः कर संपूट विधाय इतः परमस्माभिः अस्मदवंशोद्भवैश्चापि ब्राह्मणेभ्यः कदापि करस्यार्धं न ग्राह्यमेवेति स्वाम्यग्रे निवेदितम् ॥ भो स्वामिन् भवत्कृतेऽस्मिन् विष्णु यागमहोत्सवे इदमेवास्मदिया दक्षिणा ॥

સ્વસ્તિ શ્રીજયમંગલ અને અભ્યુદય હજો! શ્રીમાન રાજા વિક્રમાર્કના સમયના સંવત્ત ૧૭૮૬ના વર્ષમાં તેમાં શ્રી શાલિવાહન શકના ૧૬૫૧ વર્ષની વસન્ત ઋતુમાં મહામાંગલ્યપ્રદ વૈશાખ માસે શુક્લ પક્ષે ત્રીજને ગુરુવારે શ્રી મહારાજાધિરાજ શ્રીદ્વારકેશના મંદિરના જીર્ણોદ્ધારની પરિપૂર્ણતા નિમિત્તે વિષ્ણુયાગ મહોત્સવમાં શ્રી પરિવ્રાજકાચાર્ય શ્રીપ્રકાશાનન્દે બધા બ્રાહ્મણોને દક્ષિણા આપી તે વખત શ્રીભગવાનના મનરૂપ લાખા ઠાકરદ્વારા પ્રેરાયેલા માણેક વાઘેરવંશીય માપ વગેરેએ મળીને બ્રાહ્મણોનો અડધો કર છોડી દીધો. તેઓએ કરસંપુટ કરીને એમ નિવેદન કર્યું કે હવે પછી અમે અને અમારા

વંશજોને બ્રાહ્મણોના કરમાંથી છોડી દીધેલો (જતો કરેલો) અડધો વેરો કદિ પણ લેશું નહિ. હે, સ્વામિન્, તમે કરેલા વિષ્ણુયાગમહોત્સવમાં આ જ અમારી દક્ષિણા માની લેજો.

આ ઐતિહાસિક લેખ વડોદરાની વરિષ્ઠન્યાયાધીશીને દફતરે (મુકદમા નંબર ૬૬૦/૧૮૮૧–૮૬) અને અમદાવાદ સબજજની કચેરીમાં (મુકદમા નંબર ૬૪૦/૧૯૦૪)ના કાગળો સાથે સંકળાયેલો છે, ત્યાંથી એ લેખની નકલ શ્રી શારદાપીઠના મુખત્યાર શ્રી કેશવલાલ મગનલાલ ત્રિવેદી પાસે આવેલા અસલ પ્રત દ્વારકામાં કાન્હાભા ઠાકરને ત્યાં છે. તે આંધળા થયા હતા. એ લાખા ઠાકરના સગા હોવાથી એમને ત્યાં એ લેખ છે. એમના વૃદ્ધ પત્ની પાસેથી એ લેખની નકલ મને દ્વારકાના ગુગલી બ્રાહ્મણ જ્ઞાતિના પ્રમુખ શ્રીકૃષ્ણલાલ ભગવાનજી મનરાજા તરફથી મળી છે.

× × ×

માપ માણેકનુ બારોટને ચોપડેથી મળેલું પ્રશંસાનું ગીત

सोडे मोढ्वाडे सामटा सुर मळे संचाळा
सुमणिया आरवाड संघ माणक मछराळा
वळभरियल ओखे वदाडा केसर संघा काळा
भायावे भागड भड हाथळ हकाळा
सुर जगतिया मळिया सबळ मक्ळ भालाळा
लोलां बाना ऐलजे वाघा वहे राळा
गाद् चमडिया गीगला थवर् वल्जाळा
दाज सधारण काजरा आवे आमळा
कटेचा मोहरे वहेर कनळ कायाळा
संघाद आवे खेडे वेटक वेहराळा
दापरो वेर कज मापडो चक्यो ले धाडो

मोढवाडे मेहरा तणा भतड धसे भूजाळा
वेर सवेसा वाळीया मापड मुछाळा
सूरा वरवा सोंढीया रथ रंभावाळा
सुराणी सरगे गया केसरी हर काळा

આ કાવ્યમાં માપ માણેકે બરડાના પ્રદેશમાં વસતા મહેર લોકો સામે ધીંગાણું. મોઢવાડા ગામ પાસે રચ્યું હતું તેમાં બતાવેલા શૌર્યનાં વખાણ કરવામાં આવ્યાં છે. વળી માપ માણેકે પોતાના વડિલોનું સવાયું વેર મેર સાથે ધીંગાણું કરીને વાળ્યું હતું. તેથી ફલિત થાય છે કે માપના વડીલ—સૂરાજીને મહેર લોકો તરફથી પરાજય અપાયો હશે— **સુરાણી** શબ્દનો અર્થ **સૂરા માણેકના વંશના** એવો **થાય છે** માપમાણેક—સૂરા માણેકનો દીકરો હતો.

---

# પ્રકરણ ત્રેવીસમું

## વાઘેર સરદાર ઉપર મેરૂ ખવાસની ચઢાઈ

વિક્રમ સંવત ૧૮૩૨માં જામનગરના મેરૂ ખવાસે પોરબંદર અને જુનાગઢનાં લશ્કરોની મદદથી ઓખાના પોશીતરા ગામ પર હલ્લો કરી ગામના ગઢનો ભૂકો કરી નાંખ્યો હતો. તે વાત અગાઉના પાના પર રજૂ થઈ ગઈ છે એ વખતે મેરૂ ખવાસ જામનગર રાજ્યનો દીવાન હતો; પણ તેનું વ્યક્તિત્વ કાઠિયાવાડ આખામાં સૌની નજરે ચડયું હતું. એમના કાળમાં સમસ્ત કાઠિયાવાડમાં પાંચ વીર પુરુષોની હાક પ્રવર્તી રહી હતી: (૧) જુનાગઢના દીવાન અમરજી, (૨) ભાવનગરના ઠાકોર વખતસિંહજી, (૩) નવાનગર (જામનગર)ના મેરામણ ખવાસ, (૪) ગોંડલના ઠાકોર શ્રી કુંભાજી અને (૫) કચ્છના જમાદાર ફત્તેહખાન.

મેરૂને અને જુનાગઢના દીવાન અમરજીને સત્તાની અદેખાઈને કારણે મનદુઃખ ચાલતું હતું. કહેવાય છે કે અમરજી દીવાનનું કાસળ કાઢવા મેરૂ ખવાસે અનેક પેતરાં રચ્યાં હતા. આવી દુશ્મનાવટ મેરૂ અને અમરજી દીવાન વચ્ચે હતી છતાં મેરૂ અમરજીની ખાનદાની ઉપર અને હીકમત ઉપર આફરીન હતો. જ્યારે જુનાગઢમાં અમરજી દીવાનને મારી નાંખવામાં આવ્યા અને તેમના કુટુમ્બને ધોરાજીમાં ઠાકોર શ્રી દાજીભાઈ પાસે રહેવાનું થયું ત્યારે મેરામણ ખવાસે એ ખાનદાન કુટુમ્બની કદર કરી—જામનગર રાજ્યના મહેતા અદાભાઈને ધોરાજી મોકલ્યા અને માનપાનથી દીવાનકુટુમ્બને નવાનગરમાં સંવત ૧૮૫૦ (ઈ. સ. ૧૭૯૪)માં જાહેર સામૈયાંપૂર્વક બોલાવી રાખ્યું. અમરજીના વંશજો દીવાન રઘુનાથજી, દીવાન રણછોડજી અને દલપતરામ ત્રણે ભાઈઓ

નગરના નિવાસી બન્યા હતા. તેમને જાગીરમાં કેટલાંક ગામો પણ ભેટ તરીકે આપવામાં આવ્યાં હતાં.

પોશીતરા ગામે હલ્લો કરવા મેરૂ ખવાસ ઓખામાં ગયા હતા ત્યારે વાઘેરોનો કેટલોક મુલક સર કરી લેવા તેમની દાઢ સળવળી હતી. સંવત ૧૮૫૧ (ઈ. સ. ૧૭૯૫)માં માપ માણેકના દીકરાના રાજકાળમાં વાઘેરોની સત્તા એકલા ઓખામંડળ ઉપર ચાલતી નહોતી, પણ દ્વારકાથી ચાલીસ માઈલ પૂર્વે આવેલા બધા દેશ પર (બારાડી) ચાલતી હતી. ખંભાલીઆના દરવાજા સુધી વાઘેરની હકૂમત તે વખતે ચાલતી હતી.

મેરૂ ખવાસે સંવત ૧૮૫૧માં આરબ જમાદાર શેખ જુમાઈદી, અને મહમદ અબુગકરના નિશાનવાળાં લશ્કરને લઈને ઓખાના વાઘેર રાજાઓ ઉપર ચડાઈ કરી. વાઘેરનું શૌર્ય હતું, પણ તેમની પાસે મોટાં સૈન્યો નહોતાં તેથી વાઘેરોને નવાનગરના સૈન્યે લડાઈના ક્ષેત્ર પરથી તગડી કાઢ્યા, અને તેનો પીછો પકડી છેક ગુરગઢના રણ સુધી વાઘેર સરદારને હાંકી કાઢ્યા. આ રીતે ગુ-ગઢના રણથી પૂર્વ તરફનો પ્રદેશ વાઘેરની સત્તામાથી મુક્ત થયો અને તે નવાનગર રાજ્યનો ગણાયો.

આ વખતે માપ માણેકના વંશના રાજાને પડખે બીજા શૂરવીર યુવાનો આવી ન પહોંચ્યા તેથી વાઘેર રાજાઓની ધાક કાઠિયાવાડના પશ્ચિમ પ્રદેશ પર હતી તે ઝાંખી પડી. ઓખામાં મેરૂ ખવાસે પોતાના આરબ જમાદારોની ફોજ મારફત એટલો બધો કેર વરતાવ્યો હતો કે ઓખાની પ્રજા તોબા તોબા પોકારતી હતી. એ વખતે લોકોમાં ગીતો ગવાતાં તેનું એક ચરણ આ હતું :

"મેરૂ મારકણો થાશે; ઓખામાં કેમ રહેવાશે."

વાઘેરોની આવી ઝાંખપ ટાળવા રહ્યાસહ્યા વાઘેર જુવાનો ઉશ્કેરાયા

અને ચારે તરફ લાગ ફાવે ત્યાં લૂંટફાટ, ધિંગાણા, ચાંચિયાગીરી અને બહારવટાંને નાદે ચડી ગયા.

એ સમયે ધીણકીમાં ભીમા માણેક જેવા વાઘા માણેક બહાદુરી માટે પંકાતા હતા. તેનાથી મેરૂ ખવાસની રંજાડ સહન ન થઈ શકી. તેનું લોહી તપ્યું અને કહેવાય છે કે ગાગા ગામ પાસે વાઘા માણેકે મેરૂના રંજાડનું વેર લેવા મોટું ધિંગાણુ મચાવ્યું હતું તેનાં ઝાંખાં સ્મરણો બારોટની કવિતાની ટૂંકામાં રહી ગયાં છે.

### ગીત

मळे थाट मरदां तणा अजाणी मेरले गामडा पालटे लीयो गागो
माणवाराओ केड्युं न मूकी विजले धोखला करे वाघो

### दुहो

माथे टहुक्ती मरद गागा तणी गरजोर
वाळीयुं तें वाघेर वेर सवेकु वाघडा

હે વાઘા તેં મેરૂ પાસેથી ગાગા ગામ પડાવી સવાયું વેર વાળ્યું.

---

# પ્રકરણ ચોવીસમું

## અઢારમી સદીનું વાઘેર રાજ્ય

(માપ માણેકનું પરાક્રમી કુટુમ્બવૃક્ષ)

માપ માણેક સં. ૧૭૫૦ પછી



માપ માણેકના વંશજોએ બેટ દ્વારકાની યાત્રા તરફનું લોકોનું આકર્ષણ વધવા પામે તેવી રીતે ઓખામંડલ પ્રદેશમાં રાજકારભાર ચલાવ્યો હતો. એ કાળમાં સૌરાષ્ટ્રમાં-ગાયકવાડના ઘોડા શ્રી દામાજી રાવની હાક બેસાડતાં બેસાડતાં ચોમેર ફરી વળ્યાં હતાં; પરન્તુ લાકડાની તલવારથી સત્તા જમાવી રહેલા દામાજીરાવે ઓખામંડલમાં પોતાના શિવરામ ગાર્દીને લશ્કર સહિત મોકલ્યા નહોતા; કારણ કે દ્વારકા અને બેટને તે દેવભૂમિ માનતા હતા. તે પ્રદેશમાં રાજાને છાજે તેવાં ધર્મ-કૃત્ય કરવામાં તે પોતાનું કર્તવ્ય સમજતા હતા. શ્રી દામાજીરાવ અમરેલીનો પ્રદેશ મેળવી લાઠીના ગોહેલ રાજાની કુંવરી સાથે લગ્નના સમ્બન્ધથી જોડાયા હતા. તેથી તે પોતે કાઠિયાવાડમાં જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં દેવાલયોની સ્થાપના કરતા હતા. વલ્લભીપુરના અસલી ખંડેરોનો અભ્યાસ કરવાના મારા પ્રવાસમાં મેં **લોલીઆણા** નામનું ગામ અને તેના ખંડેર જોયાં ત્યારે ત્યાં એક શિવાલયની ભીંત ઉપર મારી નજરે નીચેનો લેખ નજરે ચડ્યો હતો.

## લેખ

१ श्री शीवचर

२ णी तप्तर ॥ दामाजी

३ गायकवाड नीरंतर

४ संवत १७९४ जेष्ट

५ सुद बीज —

આ પરથી સ્પષ્ટ થાય છે કે દામાજીરાવને જે યશ મળ્યો હતો તે એમની ધર્મપ્રિયતાને આધારે મળ્યો હતો એવું તે માનતા હતા. દામાજીરાવ સંવત ૧૮૨૬માં ગુજરાતની અસલી રાજધાની પાટણમાં કૈલાસવાસી થયા હતા. તેમના સ્મારક રૂપે પાટણમાં ભવ્ય ઇમારત.

એમની છત્રી તરીકે બંધાવવામાં આવી હતી. તેમજ બેટ શંખેદ્ધારમાં યાત્રાળુઓને ન્હાવા ધોવાના પાણીની હરકત દૂર કરવા સુન્દર તળાવ નામે **દામાજીસર** વડોદરા રાજ્ય તરફથી બાંધવામાં આવ્યું હતું. આ તળાવ સંવત ૧૮૨૬માં ગાયકવાડ સરકારના અમરેલીમાં રહેતાં કારભારી જીવાજી શામરાવની દેખરેખ તળે મોટાં ખર્ચે બાધવામાં આવ્યું હતું. આ તળાવની બાંધણી બહુ નમૂનેદાર છે એટલુંજ નહિ પણ તેનુ સ્થળ પસંદ કરવામાં અને તેના ઘાટની રચનામાં અને પાણીની આવ યોજવામાં મોટી ઇજનેરી હીકમત ચલાવવાંમાં આવી હતી એમ કહ્યા વગર ચાલે તેમ નથી. લગભગ અઢીફર્લાગ લાંબુ અને એકફર્લાંગ પહોંળુ અને ૨૦.થી ૨૫ ફૂટ ઉંડું તળાવ એ કાળમાં બાંધવું એ મોટા દાનવીરનું જ કામ હોઈ શકે. આજસુધી એ તળાવ બેટની વસ્તીની અણમોલ સેવા ઉઠાવી રહ્યું છે. શ્રી દામાજી-રાવના કાળમાં સૌરાષ્ટ્રના અન્ય ભાગ પર ગાયકવાડી સત્તા પ્રસરી હતી પણ ઓખામંડલ પ્રદેશ તો વાઢેર રજપૂતોની અને વાઘેર સરદારોની સત્તા તળે હતો તોપણ દામાજીરાવની ધાર્મિક વૃત્તિને સંતોષવા અને એમની નામના તીર્થના સ્થળે રાખવા આ તળાવ બંધાયું હતું. તેનું કામ પૂરું થયા પછી જે શિલાલેખ-રામવાડીના ઓવારે ચોડવામાં આવ્યો હતો તે ત્યાંથી ચલિત થઈ આજે બેટ સાર્વજનિક પુસ્તકાલયના વાડામાં આવી પડયો છે.

## લેખ

१ श्री गणेशाय नमः ॥ श्री रणछोडसर ॥

२ श्री भगवंत दादा वि...कुलकर्णी मौजे ॥

३ जाव (गांव) जलगांव प्रात वाई देश— ॥

४ श्रीमत पीलाजी सुत दामाजी गायकवाड ॥

५ ह सुमेदार समशेर बहादर

६ याणी तलाव कराविला...... ॥

७ जीवाजी पट्ट...... ॥

८ श्री राणा श्री......तजाला ॥

९ कडिया......ही......राज संवत ॥

१० १८२६ माघ सुद ५...... ॥

આ લેખ મૂકાયા પછી લગભગ પચાસ વરસ સુધી વાઘેર રાજાઓ અને વાઢેર રજપૂતો બેટ દ્વારકામાં રાજ કરી રહ્યા હતા.

પાછળથી આ તળાવને વધારે સુન્દર બનાવવા અને પગથિયાવાળો ઓવારો બનાવવાની જરૂર જણાયાથી સંવત ૧૮૬૧માં ગાયકવાડ રાજ્ય તરફથી નવું કામ આ તળાવને અંગે થયું હતું. તે કામ થયાનો શિલાલેખ આજે તળાવની ભીંતમાં પગથિયાવાળા ઓવારે શંકરની દેરી આગળ જડેલો નજરે પડે છે.

## લેખ

श्री.

१ श्रीद्वारकानाथजी स त छे.

२ श्री बेट शंखोद्वार तळाव दामा

३ सर पडी गयो हतो तेने फरीवा

४ तलाव बांधो राजश्री बाबा

५ जी आपाजी कार्लेकर सुत सा

६ तारा कायावर कारकुन मलार

७ लक्ष्मण यास पालसेतकर आजे

८ लखेता तोदरमल कडिया बे

९ सुत श्रींबकजी कडिया द्वाराजी

१० संवत १८६१ के श्री सिधि ॥

ઇતિહાસ એવો છે કે શ્રી ગોવિંદરાવ ગાયકવાડના માતુશ્રી ધનાબાઈ ગાયકવાડને યાત્રા કરાવવા શ્રી બાબાજી આપાજી કાઠીઆવાડ દીવાન બેટ આવ્યા હતા ત્યારે આ કામ થયું હતું. આ બાબાજીને વાઘેર રાજા મૂળુ સમૈયાએ ફંદામાં ફસાવ્યા હતા. તેને અમરેલીના નાગર મજમુદાર રંગીલદાસ ભાઈએ પોતાની વગ વાઘેર મૂળુ માણેક પર વાપરી ફંદામાંથી મુક્ત કરાવ્યા હતા.

બેટના આ તળાવનું કામ કરાવવા ગાયકવાડ સરકારને દફતરે થયેલા હુકમના કાગળની નકલ અહીં મૂકવાથી ઇતિહાસને વિશેષ પ્રકાશ મળ્યો ગણાશે.

४ पत्र

यादी राजश्री विठलराव देवाजी सूभा प्रांत काठेवाड याचे नावें पत्र कीं श्री द्वारकेस बेट शंखोध्यार तीर्थी तीर्थस्वरूप कैलासवासी योणी तलाव बांधीला आहे त्याची पाल शंभर गज पडली. ती नवी जाली पाहीजे. म्हणोन तुम्ही पत्र ली. ॥ त्यास :--किले अमरेलीचे इमारत सर्च्या पैकीं सदरहु तलावाचे कामास दोन हजार रु. पावे तो खर्च करुन तैयार करवणे—सु ॥ अर्बा अहार भया तेन व आल्फ छ माहे आखर.

[ Historical selections from Baroda State Records-Vol V, p. p. 46-47 ]

બેટ દ્વારકાના પ્રદેશ ઉપર ગાયકવાડનું રાજ્ય આવ્યાનું જાણે નિર્માણ થયું ન હોય તેમ વડોદરાના દામાજીરાવ ગાયકવાડ, તેના કાઠીઆવાડ દીવાન બાબાજી અને વિઠ્ઠલરાવનું મમત્વ—તીર્થના સ્થળ

તરીકે અગાઉથી આ પ્રદેશ તરફ થવા લાગ્યું હતું—એમાં ઈશ્વરી સંકેત હોય તેમ આ કાર્યો ઉપરથી સૂચિત થાય છે. અંગ્રેજી ભાષામાં કહેવત છે કે Comming Events cast their shadows before hand. એ ન્યાયે આ બાંધકામનાં કાર્યો વાઘેર રાજાઓના અમલ દરમ્યાન બન્યાં હતાં.

સંવત ૧૮૬૧માં સમૈયા માણેકના દીકરા મૂળુ માણેક રાજાને છાજે તેવી મુત્સદ્દીગીરી બતાવી રહ્યો હતો. સારા માણસો-ગરાસિયા, મહેતાઓ, શેઠશાહુકારો સાથે મૂળુ માણેક ભાઈચારાનો સમ્બન્ધ રાખતો હતો અને ઘણાના કામ કરી આપી તેના પર ઓશીંગણ ચડાવતો હતો. આ અરસામાં અમરેલીમાં ગાયકવાડી વહીવટમાં મદદ કરનારા મજમુદાર રંગીલદાસની નામના કાઠીઆવાડમાં સારી જામી હતી. તેમનું કુટુમ્બ ચુસ્ત વૈષ્ણવ ધર્મ પાળતા હોવાથી બેટ-દ્વારકાના મન્દિરો પ્રત્યે એ કુટુમ્બને અનન્ય ભાવના રહેતી હતી.-જૂના કાગળો શ્રી રંગીલદાસ મજમુદારના વંશજોએ છપાવ્યા છે. તેમાં મૂળુ માણેકનો એક કરાર નીચે પ્રમાણે સહીસાખવાળો પ્રકટ થયો છે. તે અહીં ઉતારવામાં આવે છે. કાઠિયાવાડ સાર્વભૌમ સત્તા અને ગાયકવાડ મજમુદાર" નામના પુસ્તકમાંથી (પ્રકાશક—મજમુદાર વિનોદરાય જયસુખરાય, અમરેલી.)

### પત્ર

स्वसतं माणक मुलु समैयाणी जोग जत मेता श्रीकमलाल भगवानदासउं पेटमा श्री गोमतीजी जात्राअे आवे ते कर हासल माफ करी आपो छे-ते अमारे पाळवुं. हस्ते रंगीलदास श्रीकमदासनी मारफत लखी आपुं छे. सं १८६१ना फागण सुद २ माणक समैया शार्दुलाणी वंश-ते मेता श्रीकमदासनो वंश आवे ते पाळे. तेनुं वातमां तफावत पडशे नहीं. ते श्री रणछोडजीनो बोल छे.

ˈ कटारीनुं चिह्न. सही मेता मुरारजी वी. अचलजी १ सारा जेसाणी चीरानी

વાઘેર રાજાઓને ત્યાં મહેતા મુત્સદ્દી રાખવામાં આવતા હતા અને કોલકરાર ઉપર રાજ્યનું કટારીનું ચિહ્‌ન મોરછાપ તરીકે મુકાતું હતું એ કાગળના ઉતારા પરથી ફલિત થાય છે.

આ અરસામાં કાઠિયાવાડમાં તાલુકદારો પાસેથી ગાયકવાડ સરકાર ચોથ અને સીબંધી ઉઘરાવતા હતા અને જૂનાગઢ નવાબ જોરતલબી ઉઘરાવતા હતા. તેને અંગે વખતોવખત ગાયકવાડનાં લશ્કરોને કાઠિયાવાડમાં ઠેકાણે ઠેકાણે ફરવું પડતું હતું અને અનેક દરબારને ગામે ધામા નાખી પડાવ રાખવો પડતો હતો. ગાયકવાડનાં ઘોડાં સૌરાષ્ટ્રના ગામેગામ ઘૂમતાં હતા.

---

# પ્રકરણ પચ્ચીસમું

## વાઘેર સત્તાધીશોનો ઉન્માદ

વાઘેરોનું શૂરવીરપણુ અને ક્ષાત્રતેજ જામનગર, પોરબન્દર, જુનાગઢ અને ગોંડલના ઝાંપા સુધી જાણીતું થયું હતું; એટલું જ નહિ પણ દરિયાપરની મુસાફરી કરનાર સફરી વહાણો પરની એ લોકોની હાક કચ્છ અને કરાંચી સુધી પહોંચી ગઈ હતી. શાર્દુલના દીકરા સમૈયાનું બહોળું કુટુમ્બ મુળુ, સાંગો, પાંચો અને વેરસી માણેકના મદ કયાંય સમાતા નહોતા. એ સરદારો સામે કોઈ ઉંચી આંખે જોઈ શકતું નહિ-ગાયકવાડના ઘોડાઓ ઘણી વાર ઓખાની સીમ સુધી આવીને વાઘેરોની ધાકથી પાછા વળી જતા હતા. કચ્છના વહાણવટીઓ પોતાની સલામતી વાસ્તે ઓખામાં કચ્છી ગઢમાં રહેતા કારભારી મારફત વાઘેર સરદારોને રાજી રાખતા. તેથી તેમના વેપારી વહાણો વાઘેર સરદારના આક્રમણમાંથી બચી જવા પામતા હતા.

એવામાં ઈ. સ. ૧૮૦૪માં ઇસ્ટ ઇંડિયા કંપની સરકારનું એક વહાણ મુમ્બઈથી નીકળી કરાંચી તરફ જતાં દ્વારકાના દરિયામાં વાઘેરોના જાસૂસી વહાણમાંના માણસોની નજરે ચડયું. વાઘેર સરદારની દાનત બગડી. એ વહાણ પર ચુનંદા હથિયારબંધ જુવાનોને મોકલવામાં આવ્યા અને વહાણને દ્વારકાભેગું કરવાની આજ્ઞા તેમને આપવામાં આવી. પવનના ઘોડા જેવા વાઘેરના જાસૂસી વહાણે કંપની સરકારના અંગ્રેજી વહાણ ઉપર તોપનો મારો ચલાવ્યો. માલથી ભરેલું વહાણ અટકી પડયું. જુવાન હથિયારબંધ વાઘેરો પરદેશી વહાણ પર ચડી ગયા. વહાણનો કબજો કર્યો અને પરદેશી વહાણમાં જે માણસો હતા—

ઉતારૂ તેમજ ખલાસી—તેમને ફીંગડી ઝાલી ઝાલીને વહાણની બહાર ફેંકી દીધા. કહેવાય છે કે આ હુમલાનો ભોગ બનનારા માણસોમાં એક અંગ્રેજ ગૃહસ્થ અને તેની ધર્મપત્ની પણ હતાં. આ ઉન્માદભર્યા હલ્લાના ખબર મુમ્બાઈ પહોંચ્યા ત્યારે ત્યાંથી સરકારી નૌકાસૈન્યમાંથી એક લશ્કરી વહાણ સામગ્રીથી સજ્જ કરી બહાદુર માણસો સાથે દ્વારકાના વાઘેરોની સાન ઠેકાણે લાવવા મોકલવામાં આવ્યું, પરન્તુ દ્વારકાના દરિયાની તાસીરથી અજાણ્યા નૌકાસૈન્યના લડવૈયાનું જોર ચાલ્યું નહિ અને હતાશ થઈ તે લડવૈયા પાછા મુમ્બાઈ પહોંચ્યા. આ પ્રસંગથી સમૈયાણી માણક કુટુમ્બમાં ઉન્માદ વધી ગયો અને પોતાને દરિયાના રાજા તરીકે તે માનવા લાગ્યા. કંપની સરકારે વાઘેર સરદારોને લખ્યું કે આટલું મોટું તોફાન તેમણે જગાડયું છે તેથી તેની નુકસાની વાઘેરોએ ભરી આપવી પડશે; પણ ઉન્માદને ચાળે ચડેલા વાઘેર યુવાનોએ કંપની સરકારને દાદ દીધી નહિ. છેવટે કંપની સરકારના હૂકમથી વડોદરાના રેસીડન્ટ **કર્નલ વૉકર,** તેમની સાથે કાઠીઆવાડ દીવાનજી વિઠ્ઠલરાવ—વડોદરા રાજ્યના મોટા લશ્કર સાથે દ્વારકા આવ્યા. દ્વારકામા વાઘેરોના સરદારોને બોલાવ્યા અને દરબાર ભરી તેમની સાથે વાટાઘાટો ચલાવી. અંગ્રેજ સરકારના પ્રજાજનને વાઘેરોએ નુકસાન પહોંચાડી મોટું અપકૃત્વ કર્યું છે અને એ બદલામાં વાઘેરોએ સહન કરવું પડશે. માટે કરેલાં અપકૃત્યના બદલામાં મોટો દંડ તેઓએ ભરવો પડશે એવી વાત શ્રી વિઠ્ઠલરાવે વહેતી કરી. વાઘેરના યુવાન સરદાર મૂળુ સમૈયાએ જોયું કે મોટું લશ્કર દ્વારકા આવી પહોંચ્યું છે. તેની સામે થવામાં તે ફાવશે નહિ એટલે એ બેઠકમાં જે કરાર કરવામાં આવે તે વાઘેરો માન્ય કરશે એમ તેમણે જાહેર કર્યું. રેસિડન્ટ અને વિઠ્ઠલરાવ દીવાનજીએ વાઘેર સરદારો ઉપર આ ભયંકર અપકૃત્ય માટે એક લાખ અને દશ હજાર રૂપિયાનો દંડ ભરી આપવાની ફરજ નાંખી. વાઘેર સરદારોએ એ ઠરાવ કબૂલ રાખ્યો અને વિઠ્ઠલરાવ, તેનું લશ્કર અને રેસિડન્ટ કર્નલ વૉકર વડોદરા તરફ સિધાવ્યા.

૧ આવડો મોટો દંડ વાઘેર સરદારો આપી શકયા નહિ અને કર્નલ વૉકરે એ વાત પર ચુપકી પકડી.

આ પછી કર્નલ વૉકર વડોદરામાંથી કાઠીઆવાડ એજંટ તરીકે રાજકોટ આવ્યા; અને ઈ. સ. ૧૮૦૭માં તેમના ઉપર મુંબઈથી હુકમ આવ્યો કે ઓખાના તાલુકદારો સાથે દરિયાઈ લૂંટ બન્ધ પાડવાના હેતુથી કોલકરાર કરવા વિષ્ટિ ચલાવવી. તે કરાર એકલા અંગ્રેજના વહાણોની સલામતી માટેના જ નહિ પણ દેશી વહાણો માટે પણ થવા જોઈએ. તે પ્રમાણે બેટ, અરાંભડા, દ્વારકા, ધીણકી અને પોશીતરાના તાલુકદારો સાથે કોલકરાર થયા.

આ કરારોની નકલ—Mr. Atkinson's Collection of Treaties etc. relating to India and neighbouring Countries" translated into Gujarati by Bhagvandas Sampatram નામની ચોપડીમાંથી—અહીં ઇતિહાસ પર પ્રકાશ પાડવાની દષ્ટિએ ઉતારવામાં આવી છે.

ઓખામંડલ નંબર ૧૪મો (પન્નુ. નં. ૯૨) આરાંભડાના રાણા શ્રી સગરામજી અને બેટના કુંવર બાબજીએ આજથી દરિયાઈ લૂંટ અને ભાગેલા વહાણ સમ્બન્ધી સઘળા હક છોડી દેવા બાબત અધિકારી સદાગમ મારફત કરેલ દસ્તાવેજ—હું આરંભડાનો રાણો સગરામજી, બેટ અને અરાંભડા મારે દસ્તાવેજ કરી આપી કબુલ કરું છું કે નીચેના લખાણ પ્રમાણે મારે ચાલવું છે :

બેટના કુંવર બાબજીની મહોર

સહી રાણા સગરામજી—ચહી

સરવ લોકોને ખબર આપુ છું કે હું બેટનો કુંવર બાબજી ઑનરેબલ કંપનીની દોસ્તી અને માનની પૂરેપૂરી તસલ્લી કરવા ખાતર

મારે અહીં મારા વંશવારસો માટે મારી તરફથી અધિકારી સદારામ અને ઑનરેબ્લ કંપની તરફથી મેજર ઍલેકઝાન્ડર વૉકર વચ્ચે થયેલ ઠરાવની નીચે લખી કલમો પ્રમાણે ચાલવા દસ્તાવેજ કરી આપુ છું.

**કલમ ૧લી**—ખુશ્કી રસ્તે મુસાફરી અગર વ્યાપાર કરનારાઓનું રક્ષણ કરવાની અને તરીને રસ્તે મુસાફરી અને વ્યાપાર કરનારનું રક્ષણ કરવા એક સરખી ફરજથી હું મારે અને મારા વંશવારસો માટે દસ્તાવેજ કરી આપુ છું કે મારા તાબામાં રહેનારો અગર મારી હુકમત તળેનું કોઈ માણસ દરિયાઈ લૂંટનું કામ કરશે તો તેહને ઉત્તેજન કે તે બાબતમાં આંખ આડા કાન કરવામાં આવશે નહિ. તેમ જ દરિયાઈ લૂંટનો ધંધો કરનારને મારા બંદરમાં આશ્રય કે મદદ મળશે નહિ. વળી હું એ પણ કબુલ કરું છું કે નુકશાન લાગેલ વહાણોને દરેક જાતની બનતી મદદ આપી તેમાંના કમનશીબ માણસોના દુઃખમાં વધારો કરવાની ચાલ મારે છોડી દેવી છે. વહાણનો માલીક માલુમ પડે તે પોતાનો હક સાબીત કરશે તો એ ભાંગેલ વહાણ ઉપરના તમામ દાવા છોડી દઈશ.

**કલમ ૨જી**—મારા બંદરમાં ઑનરેબલ કંપનીના વહાણ અને રઈયતને છૂટથી વ્યાપાર ધંધો કરવા સારૂ આવવા પરવાનગી છે તે એજ પ્રમાણે ઑનરેબલ કંપનીના દેશ અને બંદરોમાં જઈ વ્યાપાર કરવા મારા તાબાના વ્યાપારીઓને રજા મળવી જોઈએ.

**કલમ ૩જી**—એટનું બંદર પરમેશ્વરના પૂજન અને ભક્તિ માટે પ્રતિષ્ઠિત કરેલું છે તેને ઑનરેબલ કંપનીએ ઉપર કહ્યા ધર્મના કારણ સારૂ દરેક જાતનું રક્ષણ અને કુમક આપવા ચાહેના રાખવી.

**કલમ ૪થી**—વળી હું કબુલ કરું છું કે આયંદે કંઈ તકરાર ન આવે માટે ઑનરેબલ કંપનીએ સુન્દર સવજી અગર તેના સગાંમાંથી

એક જણને બેટમાં રાખવા ઠરાવ કરી વખતો વખત એ બંદરમાં કંપની સરકારનું એક વહાણ મોકલી ઘટતી તપાસ કરાવશે કે આ કલમ બંદી બરાબર પાળવામાં આવે છે. માગશર શુદ ૧૫ સંવત ૧૮૬૪— તા. ૧૪ ડિસેમ્બર સં. ૧૮૦૭ તરજુમાની નકલ.

સહી આર્ચબિલ્ડ રોબાર્ટસન

## નં. ૧૪—રાયદનજીની મોહર

બેટ અને દુવારકાના તાલુકદાર માટે કચ્છના રાવ શ્રી રાયદાનજી તરફથી દીવાન હંસરાજ શાહે કરી આપેલ જામીન ખતની નકલ ઓનરેબલ કંપની તરફથી મેજર એલેકઝાન્ડર વોકર ખત્રી સુન્દરજી સવજી મારફત બેટના કુંવર મામનજી સાથે તેના વકીલ સદારામ અને દ્વારકાના મુલુ માણક મારફત દોસ્તી કરી-કોલ કરાર કર્યો તે બાબત હું મહારાવ શ્રી રાયદન મારા વકીલ દીવાન હંસરાજ શાહ સામદાસ મારફત એ કોલકરાર પળાવવા જામીન થાઉ છું.—તે લખી આપું છું કે તેઓ તરફથી કંઈ પણ પહેલવહેલી હરકત અગર ચોરી થશે તો તે વખતનો હું ઓનરેબલ કંપનીને ત્યાં જવાબદાર છું. ઉપર લખ્યું તે સહી. આ દસ્તાવેજ મેં રાજીખુશીથી અને અકકલ હુશીઆરીથી લખી આપ્યો છે તે પ્રમાણે બરાબર પાળવું છે. સંવત ૧૮૬૪ના પોષ શુદ ૪ ને શુક્ર. આ દસ્તાવેજ મારે રૂબરૂ થયું છે.

સહી આરચીબાલ્ડ રોબર્ટસન.

[ એ જ પ્રમાણે દ્વારકાના મુલુ માણેક સમીઆણી પાસેથી દસ્તાવેજ કરાવ્યું છે. તેમાં ઉપરની પેઠે કચ્છનો દીવાન જામીન છે. એજ પ્રમાણે ત્રીજી અને ચોથી કલમ તથા જામીનખત વગર પોસીત્રાના વાઘામાણેક પાસેથી દસ્તાવેજ કરાવ્યું છે.

વળી ત્રીજી કલમ વગર ઉપર મુજબ પોશીતરાના કુંવર મેઘરાજજી પાસેથી દસ્તાવેજ લઈ બેટ અને દ્વારકાના જમીદારોને જમાન લીધા છે તે નીચે પ્રમાણે. ]

## બાબજીના દીકરા માંમજીની મહોર

હું કુંવર શ્રી બાબજી-વકીલ સદારામ અધિકારી મારફત અને હું મુલુ માણક સમીઆણી બન્ને જણ પોશીતરાવાળાનુ ઑનરેબલ કંપની સાથ બેટ અને દ્વારકાની પેઠે કોલકરાર થયાથી, એ કોલકરાર બરાબર રીતે પળાવવા આ દસ્તાવેજથી જમાન થઈએ છીએ. જો પોશીતરાનો જમીદાર કોઈ પર પહેલવહેલો દંગો અગર ચોરી કરે તો તે બાબતના અમો જવાબદાર છીએ. પોશીતરાવાળા કંઈ ફેલ ફતુર કરે તેનો બધો જવાબ અમારે શીર છે. સં. ૧૮૬૪ના પોષ શુદ ૨.

બેવડી સહી ______________

ઓનરેબલ કંપની સરકારનો બેટની **બાઈ કતીઆણી અને અધિકારી સદારામજી તથા અરાંભડાના રાણા શગરામજી ઉપર પરવાનો.**

તા. ૨૧ નવેમ્બર સન ૧૮૦૯ ( મુબઈ ગવર્નમેન્ટ રેકોર્ડ Selection નં. ૩૭ પાન ૫૧૧ ).

હમણા સુધી બેટ અને અરાંભડાની સંસ્થા દરિયાઈ લૂંટના ધંધાને કુમ્મક આપતા હતા પણ સંવત ૧૮૬૩ ઈ. સ. ૧૮૦૭માં કરનલ વૉકર સાથે દસ્તાવેજ કરી આ ગેરઆબરૂ ભરેલો ચાલ છોડી દીધો ને પોશીતરા મુકામે લેફ્ટનન્ટ કર્નલ મોશુફ સાથે હાલમાં તાજેતર બન્દોબસ્ત કરી પોતાની અગાઉની ચાલ માટે ઑનરેબલ કંપનીનું મન મનાવનાં મુમ્બઈની ઑનરેબલ ગવર્નર ઈન કાઉન્સિલ હરેક ઉપાયથી

દરિયાઈ લૂટનો ધંધો બંધ પાડવાના કામમાં ઉત્તેજન આપવાની અને પાછી સારી ચાલચલણ સંપાદન કરે એવી ઈચ્છાથી તમોને તમારી આગળની કરેલ દરિયાઈ લૂટ અને ફેલફીતુરો બાબત કંઈ પણ સંકોચ રાખ્યા વગર પૂરેપૂરી માફી બક્ષી, આ પરવાનાથી નિર્દોષ કરે છે. હવેથી આ કંપની સરકારનો એ બાબત તમારા ઉપર કંઈ પણ દાવો નથી, તમને એ બાબત કંઈ પણ હરકત થશે નહિ.

માટે દરેક બનતી મદદ અને રક્ષણ મળવા ખાતર જમે રાખી તમારા વ્યાપારીઓનાં વહાણો દરિયામાં ગોસ કરે તેહને કંઈ પણ હરકત કે ઝપ્ત થવા ડર ન રાખવો. વળી બેટ અને અરાંભડાના મન્દિરો હિન્દુ ધર્મના ભક્તિના પૂજનિક સ્થાનો છે તેથી ઓનરેબલ કંપની સરકાર તેને દરેક જાતની બનતી મદદ આપી રક્ષણ કરશે.

સહી એ. વોકર રેસીડન્ટ

(ઓનરેબલ ગવર્નર ઇન કાઉનસીલ—તા ૧૬ ડિસેમ્બર ૧૮૦૯ને રોજ મંજૂર કર્યું).

* * *

## કરારો નેવે મુકાયા

ઈ. સ. ૧૮૧૦માં જુવાનીના જોરથી મદે ચડેલા મૂળુ માણેકે એવી હવા ઊભી કરી કે વોકર સાહેબ સાથે કરેલા કરારોને નેવે મૂકી લૂંટફાટના અસલી ચાળા પર અરાંભડા, પોશીતરા અને દ્વારકાના તાલુકદારો ચડી ગયા. તે વખતે કૅપ્ટન કાર્નાક વડોદરાના રેસીડન્ટની જગ્યા પર હતા— તેણે ગાયકવાડી ઘોડેસ્વારની એક પાગા દ્વારકા મોકલી અને ઓખામાં બગડેલા મામલાને સુધારવાનું કામ તે પાગાના અમલદારને સોંપવામાં આવ્યું. એ ઘોડેસ્વારની ફોજથી જરા શાન્તિ પ્રવર્તી ખરી, પણ મદે ચડેલા વાઘેર યુવાનોનો થનગનાટ ઓછો થયો નથી એવું નિવેદન વડોદરા ઘોડાસ્વારની ફોજના સેનાપતિએ મોકલ્યું હતું.

## મોટો દંડ વસુલ લીધો

તેવામાં ઈ. સ. ૧૮૧૩માં અમરેલીમાં રહેતા રેસીડન્ટ બેલનટાઈને તરફથી ઓખાના સરદારો પર તકાદો આવ્યો કે તેમણે કર્નલ વૉકરં સાથે કરેલા કરારનામા પ્રમાણે રૂપીયા એક લાખ અને દસ હજારનો દંડ જલદી ભરી આપવો જોઈએ. આ દંડ માટે સારી પેઠે દબાણ કરવામાં આવ્યું અને ઈ. સ. ૧૮૧૪માં મહા મુશીબતે કેટલાક મહેતા મુત્સદ્દીને વચ્ચે રાખી આ મોટી રકમનો દંડ વસુલ લેવામાં આવ્યો.

## વાઘેરો વિફર્યા

આ પગલાંથી ઓખાના સરદારો નરમ ન પડ્યા પણ તેમના ઉકળાટે તેમને વધારે તોફાની અને બેલગામ બનાવ્યા. બીજી બાજુએથી જુવાન લોહી તપી જવાથી કોઈ પ્રકારની સમજુત પર એ સરદારો આવે તેમ નહોતું. તેમના દિવસો નમતા હતા તેથી વિકૃત બુદ્ધિથી એ સરદારો દોરવાઈ ગયા અને લૂંટફાટના ધન્ધાને હલકો ન ગણતાં બહાદુરીનો ધન્ધો તે ગણવા લાગ્યા.

## મુમ્બઈ સરકારનો આખરી નિર્ણય

આવા પ્રકારની વર્તણુકવાળા તાલુકદારોને—કોલકરારથી કાબુમાં રાખવાનું કામ મુમ્બઈ સરકાને અશકય જણાયું. ત્યારે મુમ્બઈ સરકારે આ મૂલક તાબામાં લેવાનો નિશ્ચય કર્યો.

છેવટે ઈ. સ. ૧૮૧૬માં કર્નલ ઇસ્ટની સરદારી નીચે મોટું લશ્કર દ્વારકા-બેટ તરફ મોકલવામાં આવ્યું.—તેમ જ કાઠીયાવાડ દિવાનજીની સરદારી નીચે ગાયકવાડી લશ્કર પણ કર્નલ ઇસ્ટની મદદે આવ્યું. સલાયા બન્દર આગળ ગાયકવાડી લશ્કરે મુકામ કર્યો હતો. એ વખતે જામનગર રાજ્યમાં સત્તાજી—નકલી જામ—નું રાજ્ય ચાલતું હતું અને આખા રાજ્યમાં મોટો ખળભળાટ હતો—રણમલ જામને ગાદી પર

લાવવા બેલટનટાઈનની અને ગાયકવાડી દીવાન વિઠ્ઠલરાવની મદદ લેવામાં આવી હતી. તેથી ગાયકવાડી લશ્કર સહાયામાં રહી કર્નલ ઇસ્ટને મદદ કરતું હતું. આ વખતે વાઘેર સરદાર અને વાઢેર રજપૂતો બહુ જોર કરી શક્યા નહિ, અને કંપની સરકારને તાબે થયા. મુમ્બાઈની સરકારે વિચાર્યું કે ઓખા પ્રદેશમાં દ્વારકા અને બેટ હિન્દુ ધર્મના મથક છે. તેથી એ પ્રદેશ પોતાના હિન્દુ મિત્ર રાજા વડોદરાના ગાયકવાડને આપવામાં આવે તો તેની વ્યવસ્થા રીતસરની ચાલે.

---

## પ્રકરણ છવીસમું

### ઓખામંડલ વડોદરાના ગાયકવાડને સુપ્રત થયું

ઈ. સ. ૧૮૧૬માં ઓખામંડલ પ્રદેશ ઉપર કંપની સરકારે પોતાનો અધિકાર અને કબજો મેળવ્યો. ઈ. સ. ૧૮૧૭ના નવેમ્બર માસની છઠી તારીખે કંપની સરકાર અને વડોદરાના મહારાજા આનંદરાવ ગાયકવાડ વચ્ચે કરાર થયા અને કંપની સરકાર ઓખામંડલના તાલુકદારો પાસે જે નુકશાનીની રકમ માગતી હતી—તે તથા આ છેલ્લી લશ્કરી ચઢાઈને અંગે થયેલું બધું ખર્ચ—મળી જે રકમ થઈ તે ગાયકવાડ સરકાર પાસેથી કંપની સરકારે વસુલ કરી, ઓખામંડલ પ્રદેશ વડોદરા સરકારને સુપ્રત કર્યો.

એ વખતે થયેલા કરારનો એક ભાગ—**કલમ ૭** શ્રી ભગવાનલાલ સંપતરામના—એટકીન્સનના પુસ્તકના ભાષાન્તર રૂપે પ્રકટ થયેલા પુસ્તકમા આ પ્રમાણે છે.

(કાઠીઆવાડ એજન્સીના દેશી સંસ્થાઓનો સંબંધી કોલકરાર દસ્તાવેજ અને સનંદો-મુમ્બઈ ગવર્નમેન્ટ રેકોર્ડના નમ્બર ૩૭ અને અને ૧૯ નવી ગ્રન્થમાળા બના પાન ૧૨ પરથી—

નંબર રજો (મુ. ગ્રા. નં. ૭૪)

મહારાજા ગાયકવાડ સાથે તા. ૬ટ્ઠી નવેમ્બર ઈ. સ. ૧૮૧૭ને રોજ થયેલ પૂરવણી ટ્રીટીની કલમ સાતમી—

#### કલમ ૭મી

મહારાજા આનન્દરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુરે

ઑનરેબલ કંપનીને જાહેર કર્યું કે બેટ અને ઓખામંડલમાં બે હિન્દુ-ધર્મની અને ભક્તિની જગો છે—તે અમારા આધીનમાં કરવી જોઈએ તેથી અને ઑનરેબલ ઇસ્ટ ઇન્ડીયા કમ્પનીને મહારાજાનું આ આતુર ભરેલું કહેણુ કબુલ કરવા મરજી થયાથી ઓખામંડલનો પ્રાન્ત અને બેટનો ટાપુ—તેમાંની તમામ રાજ્યસત્તા અને કિલાઓ સહિત તેઓ મહારાજા આનંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર અને તેના વંશવારસોને ચાલુ માટે આપે છે. મહારાજા સેના ખાસખેલ સમશેર બહાદુર ઑનરેબલ કંપનીને સામાન ભરવા કંઈ પણ જગાત કે કરનો દાવો કર્યા વગર બેટના ટાપુ ઉપર ચલુ માટે એક મકાન બાંધવા દેવા વચન આપે છે. વળી કબુલ કરે છે કે ઑનરેબલ કંપનીના તાબાના બધાં વહાણો, પડાઉ, નોકર રઈયત વિગેરે તેમ જ ઑનરેબલ કંપનીના બંદરના વ્યાપારીઓના વહાણ ગાયકવાડના પરગણાના બંદર અગર કોઈ બીજી જગ્યાએ આવશે તો તેને વગર અડચણે જવા આવવા દેશું-બીજી તરફથી ઑનરેબલ કંપની કબુલ કરે છે કે ગાયકવાડ સરકારના બંદરના વ્યાપારીઓના વહાણ ઑનરેબલ કંપનીના બંદરમાં આવશે તો તેમને પણ વગર અડચણે જવા આવવા દેશું. વળી મહારાજા કબુલ કરે છે કે જે માણસ ઑનરેબલ કંપનીની વખારે રહેશે તેહને કંઈ પણ હરકત ન કરતાં તેઓ સાથ યોગ્ય રીતે વરતવામાં આવશે.

નંબર ૫મો ( મુ. કો. નં. ૭૯ અને ૮૦ )

તા. ૧૮ સપ્ટેમ્બર ૧૮૪૪ નં. ૫૩૩ના પત્રમાં મુમ્બઈ સરકારે સચવ્યા પ્રમાણે મુમ્બઈ સરકારની મરજી માફક મુમ્બઈ અને સિન્ધના બન્દરો વચ્ચે સફર કરનારાં વહાણો તુફાનને લીધે ઓખામંડલ, અમરેલી અને કાઠીયાવાડના બીજા મહાલોના બંદરમાં આવી ભરાય તે ગાયકવાડ સરકારની સીરસ્તા પ્રમાણે જગાત ન લેવાની બાબતના ધારા—૧ થી ૬

આ કરાર પછી વાઘેરોએ ગાયકવાડ સરકારના વહીવટદારની આજ્ઞા તળે રહેવાનું ઠરાવવામાં આવ્યું. વાઘેર સરદારોમાંના મુખ્ય પુરુષોને વડોદરા રાજ તરફથી ગરાસ આપવામાં આવ્યો હતો. પહેલા વહીવટદાર તરીકે દ્વારકામાં શ્રી રાઘુ બલ્લાળની નીમણૂક કરવામાં આવી હતી.

## વાઘેર સરદારોમાં જામેલો અસંતોષ

ઓખાના રાજા ગણાતા માણેક વંશના સુવાનીઆઓને હવે વસમા દહાડા આવ્યા હોય તેવું લાગ્યું. રાજાને બદલે પ્રજા બની રહેવાના પ્રસંગોએ વાઘેર સંઘમાં મોટો પ્રત્યાઘાત આણી દીધો. ઠેકાણે ઠેકાણે ફેલફીતુર મચી રહ્યાં. દ્વારકાના ગરાસીઆ મુલુ અને વેરશીના ભાયાત પત્રામલ માણેકે ગામડાંમાં બંડ ઉઠાવ્યું. તેને શમાવવા ગાયકવાડની ઘોડેસ્વારની એક પાગા એકદમ ફીતુરને સ્થળે પહોંચી. ઘણા બંડખોરને પકડવામાં આવ્યા. વાઘેરોએ કેટલાક ગામને ખેદાનમેદાન કરી નાંખ્યાં. આ સમાચારથી કેપ્ટન કાર્નાકે ગાયકવાડને મદદ કરવા મી. હેડલી નામના અંગ્રેજ અમલદારને ઓખા પ્રદેશમાં મોકલ્યો. મી. હેડલીના આવવાથી વાઘેર સરદારો વળે ચઢ્યા અને બંડખોર બની ચોતરફ વસ્તીમાં અશાંતિ ફેલાવી મૂકી. ઘણા માણસો મરાયા. મી. હેડલીને ઓખા પ્રદેશમાં રહેવું ભારે થઈ પડ્યું. તે ત્યાંથી પોરબન્દર તરફ નાશી ગયો.

આ સમાચાર વડોદરા પહોંચ્યા કે તરત જ ત્યાં ચિન્તા ઊભી થઈ. તે વખતે કાઠીઆવાડના મધ્ય ભાગમાં આવેલા સરધાર-ગઢ પાસે કર્નલ વિલસને મોટી ફોજ સાથે પડાવ નાખ્યો હતો, તેમને વડોદરેથી હુકમ છૂટ્યો કે તેમણે ફોજને લઈ ઓખાની પરિસ્થિતિને પહોંચી વળવા તજવીજ કરવી. તે વખતે ઓખામંડલના વાઘેર સરદારો—મૂળુ તેનો ભાઈ વેરશી, વીઘો સુમણીઓ, નાગજી માણેક—ભેગા થઈ અરાંભડાના રાણા સગરામજી સાથે મસલત ચલાવી રહ્યા હતા. તેમને લાગ્યું કે સામે પૂર દોટ ન મૂકવી. તેથી તેમણે વિષ્ટિ મોકલાવી. વિષ્ટિએ જનાર

વકીલ જુનાગઢમાં રેસીડેન્ટ બાલનટાઈનને મલ્યો; અને જો કોઈ પણ શરતે વાઘેરોનું રાજ એમના હાથમાં પાછું આવે તેમ થતું હોય તો વાઘેર સરદારો કરારો કરવા તૈયારી બતાવે છે એવું કહેણ એ વકીલ મારફત બેલનટાઈનિ સાહેબ પાસે ગયું. પરન્તુ એક વખત વાઘેર સરદારો તાબે થઈ ગયા છે તો હવે તેમના પરનો કાબુ ઢીલો થવા દેવામાં રાજનીતિની ખામી ગણાય એમ સમજી એ અમલદારે નમતું આપ્યું નહિ; અને મામલાને ખદબદવા દીધો. ઓખામંડળ ખળભળી ઉઠ્યો.

---

## પ્રકરણ સત્તાવીસમું

### ઓખા પ્રદેશ ગાયકવાડ પાસેથી પડાવી લેવાનો પ્રયાસ

અરાંભડા-ખેટના રાણા સગરામજીને રાણા મટી જવામાં મોટી ભોંઠપ લાગતી હતી. તેણે વાઘેર યુવાનો મુળુ અને વેરશીને હાથમાં લીધા અને તેમને પાનો ચડાવ્યો કે હજુ ગાયકવાડના અમલને લાંબો વખત થયો નથી; તેમ જ છેક વડોદરાથી દ્વારકા સુધી સારા કામોરા આવતા નથી. જે આવે છે તે સૌને પેટ હોય છે—જે ફોજ આવે છે અને ઘોડેસ્વારો આવે છે તેમને પણ ગાયકવાડ માટે જાન આપવામાં ભારે રસ દેખાતો નથી. આપણે જામનગરના મુત્સદ્દી મહેતાની સલાહ લઈએ. આપણે ઓખાના ભડવીર માણસોને પૂછીએ અને ફરીથી એકસંપથી હુલ્લડ ઉઠાવી દ્વારકામાંથી સત્તાવાળાને હાંકી કાઢીએ તો પછી ફરીથી આપણને તે હરાવી શકશે નહિ.

આ જાતની વિચારશ્રેણી વાઘેર યુવાનોને મીઠી મધ જેવી લાગી, અને દ્વારકાના તાલુકદારો તો ઝટ એકઠા થઈ ગયા. અરાંભડાના રાણા સગરામજી તેમની મદદે આવ્યા, અને દ્વારકાને સર કરવા માટે ધીંગાણુ મચાવવાની શરૂઆત થઈ. ગાયકવાડી વહીવટદારની આજ્ઞાનું ઉથાપન થવા લાગ્યું અને શહેરની વસ્તીનો અમુક ભાગ (જૂના સબન્ધોને કારણે જેમનું હિત વાઘેર રાજ સાથે સંકળાયું હતું) આ ધીંગાણામા વાઘેરને યશ મળે એવું ઇચ્છવા લાગ્યો.

આવી ડામાડોળ બની ગયેલી પરિસ્થિતિના ખબર વડોદરા અને મુંબઈ પહોંચ્યા કે તરત જ કંપની સરકારે વિચારી લીધું કે ઉગતાને દાબી દેવાની નીતિ ગ્રહણ કરવામાં નહિ આવે તો વાઘેરોને કબજે કરવા

ફરીથી આખું નાટક ભજવવું પડશે અને તે ભારે પડી જશે. તેથી તે વખતે સિન્ધમાં ઠઠ્ઠા નગર અને થરપારકર પાસે કર્નલ સ્ટૅનહોપ મોટું સૈન્ય લઈ પડ્યો હતો. તેને હુકમ આપવામાં આવ્યો કે તેણે ફોજ સહિત દ્વારકા પહોંચી જવું અને ત્યાંની પરિસ્થિતિ કાબૂમાં લેવી. ઈ. સ. ૧૮૨૦માં કર્નલ સ્ટૅનહોપ સેનાપતિ કચ્છ માંડવી થઈ દરિયા રસ્તે દ્વારકા આવ્યો ત્યારે દ્વારકાના ગઢનો કબજો વાઘેર સરદારોએ હાથ કર્યો હતો. ઈ. સ. ૧૮૨૦માં દ્વારકાનો ગઢ નાનો હતો પણ મજબૂત હતો. મુખ્ય કિલ્લામાં મંદિરનો જુદો કિલ્લો આવરી લેવામાં આવ્યો હતો. કિલ્લાને માત્ર બે જ દરવાજા—પ્રવેશદ્વાર હતા. એક ઉગમણી દિશાએ, અને બીજો આથમણી દિશાએ. હાલના હોળીચોક પાસે હાલની ગોપાલજીની શહેરી છે તે જૂના કિલ્લાની રાંગને અડતી હતી. હાલનો ઉત્તર દરવાજો ત્યારે નહોતો.

આ કિલ્લામાં વાઘેરો પોતાના માણસો સાથે દાખલ થઈ ગયા હતા અને દરવાજા બન્ધ કરી દેવામાં આવ્યા હતા. સમૈયા માણેકના દીકરા મૂળુ અને વેરશી તથા રાણા સગરામજીએ ગઢની રાંગ ઉપર મજબૂત જુવાનોને હથિયારથી સજ્જ કરી ગોઠવી દીધા હતા. શહેરના ચોતરે ચોતરે જંગી ઢોલ વાગતા હતા અને જુવાનોને શરાતનનું પાણી એ ઢોલથી ચડતું હતું. વાઘેર બાઈઓ પણ માથા પર પાણીના બેડાં લઈ ઠેકાણે ઠેકાણે મોરચા ઉપરના યુવાનોને રોટલા અને પાણી પહોંચાડતી હતી.

કર્નલ સ્ટૅનહોપનાં વહાણો લશ્કર સાથે દ્વારકા બન્દરે આવી પહોંચ્યા એટલે તો વાઘેર જુવાનોને બમણું શરાતન ચડ્યું. રાણા સગરામજી ઠેકાણે ઠેકાણે યુવાનોને પડકારતા હતા "ભાયડા થઈને રહેજો, ઓખાનું પાણી લજાવતા નહિ. જો આ વખતે ઢીલા પડયા તો ફરી ઓખાનું રાજ આપણા હાથમાં આવવાનું નથી, વગેરે".

કર્નલ સ્ટેનહોપ આવતાંની સાથે દ્વારકાના કિલ્લાને બરાબર તપાસવા લશ્કરના અમલદારોને લઈ કિલ્લાની આસપાસ ફરી વળ્યા; અને કિલ્લામાં ગાબડાં પાડી શકાય તેવી સ્થિતિ કયાં કયાં છે તેનો અભ્યાસ તેમણે કરી લીધો. તે વખતે માણેક સરદારના રહેઠાણનાં મકાનો કિલ્લાની ઉત્તર-પૂર્વના ખૂણા ઉપર આવેલાં હતાં અને એ ગઢના એ ખૂણાની બહાર વાઘેર રાજાઓની સ્મશાનભૂમિ ( ઘોરવાડો ) હતી. એ જગ્યાએ ઓખાના ગામડાંમાંથી આવેલ મરદોના ટોળાએ મોરચો નાંખ્યો હતો.

એક દિવસે સવારે કર્નલ સ્ટેનહોપે પોતાનું સમસ્ત સૈન્ય—તેમના બધાં હથિયાર, તોપો, સારવારની ટોળી, બૅન્ડ—વગેરેને પૂરેપૂરા લશ્કરી ઠાઠથી સજ્જ કરી દ્વારકાના કિલ્લાની પરિક્રમા થાય તેવી રીતે બૅન્ડના સ્વરો સાથે જાહેર કૂચ યોજી. આવી કૂચ દ્વારકાની પ્રજાએ કદિ જોઈ નહોતી. ગઢમાં પુરાઈ રહેલા હિંમતવાન માણસોએ આ લશ્કરી કૂચ કિલ્લાની રાંગ પર ચડીને જોઈ. કેટલાક લોકો તો દ્વારકાનાથના જગત મન્દિરના લાડવા દહેરાં પર ચડી ગયાં અને ત્યાંથી તેમણે આ લશ્કરની હીલચાલ જોઈ. કૂચની વચ્ચે વચ્ચે બન્દૂકના ભડાકા પણ થતા હતા.

બીજે દિવસે તા. ૨૬ નવેમ્બર, ૧૮૨૦ના રોજ કર્નલ સ્ટેનહોપના લશ્કરને હુકમ મળ્યો કે દ્વારકાના કિલ્લાની કિલ્લાબંધી તોડવી. પછીના દશબાર દિવસ અમલદારો ચોતરફ ફરી વળ્યા અને છેવટે નિર્ણય થયો કે વાઘેર લડવૈયા કોઈ બી રીતે દરવાજા ઉઘાડવાના નથી અને દરવાજા તોડીને ઉઘડાવવામાં લશ્કરી બળ વેડફી નાંખવું એ વ્યાજબી નથી. એક યુવાન અંગ્રેજ અમલદારે બીડું ઝડપ્યું કે ગઢની ઉત્તર તરફની ભીંતે વાઘેર સરદારોના રહેઠાણના ભાગ આગળ નિસરણી માંડીને તે ગઢ સર કરશે; અને તેની મદદમાં લશ્કરની બીજી બે ફોજ જુદે જુદે ખૂણેથી આવી ચડે અને છેવટે વાઘેરોને હાર કરી શકાય

અથવા કેદ પકડી શકાય. આ પ્રકારની હીલચાલ કરવાનું કર્નલ સ્ટેન હોપે મંજૂર રાખ્યું અને ઈ. સ. ૧૮૨૦ના ડિસેમ્બરની તારીખ ૮મીના રોજ સવારે કેપ્ટન મેરીએટ નામના યુવાન અમલદાર પોતાના તાબાની ફોજને લઈ કિલ્લાની ઉત્તર દિશાની ભીંત પાસે આવી પહોંચ્યાં. ફોજ સાથે...લશ્કરી ઢબની નિસરણી પણ લાવવામાં આવી હતી.

પહેલાં તો આ લશ્કરે ઉત્તર-પૂર્વ તરફના ખૂણા ઉપર ઓખામંડળનાં ગામડે ગામડેથી આવી પહોંચેલા વાઘેર ટોળાના મોરચાને પડકાર આપ્યો. વાઘેરનાં જંગી ઢોલ ધણુકવા લાગ્યા. સામેથી અંગ્રેજ લશ્કરના બેન્ડવાજાના સૂર અને બ્યૂગલોના નાદ હવામાં ઉભરાઈ રહ્યા. ગામમાં વસી રહેલી વસ્તીને તો એક બાજુથી કૌતૂક જાગ્યું અને બીજી બાજુએથી હાણ આવી પહોંચ્યાની ધ્રુજારી દિલમાં પેસી ગઈ. જનતાના વાસના ઘરોના કમાડ બંધ થઈ ગયાં. રૈયત પોતાના ઘરમાં પૂરાઈ બેઠી.

પહેલો હલ્લો કેપ્ટન મેરીએટના લશ્કરે કર્નલ સ્ટેનહોપના હુકમથી કિલ્લાને ખૂણે જામેલા વાઘેર શૂરવીરના ટોળા ઉપર કર્યો. વાઘેર જુવાનો તલવાર નચવતા નચવતા લશ્કરને સામે ધસ્યા. લશ્કરને બંદૂક ફોડવાનો હુકમ મળે તે પહેલાં તો વાઘેર વીરોએ સબ સબ તલવારના ઝાટકાથી કેટલાક સિપાઈઓના ડોકાં ધડથી જુદાં કરી નાંખ્યા. તરત જ લશ્કરમાંથી બન્દૂકની રમઝટ જામી. શૂરે ચડેલા વાઘેરોના સોંથાણુ નીકળી ગયા. પાંચપચાસની પથારી થઈ ગઈ. તેટલામાં કિલ્લાની રાંગ ઉપરથી ભીંતની ઓથે રહી વાઘેર સરદારોએ એ લશ્કર પર ઉપરથી બન્દૂકનો મારો ચલાવ્યો. એ જોઈ કેપ્ટન મેરીએટને ક્રોધ વ્યાપ્યો અને તે કિલ્લાની ભીંતે લશ્કરી સીડી સજ્જડ ગોઠવી દેવાનો હુકમ અપાયો. જેવી સીડી ગોઠવાઈ કે તરત જ તે અંગ્રેજ અમલદાર હાથમાં પિસ્તોલ લઈ સીડીના પગથિયાં સડેડાટ ચડી ગયો. તેના દિલમાં એમ હતું કે ઝટ કિલ્લા પર જઈ ત્યાં રહેલા વાઘેર વીરોને પોતાની પીસ્તોલથી મોતને શરણે

પહોંચાડું પરન્તુ એ કૅપ્ટન મેરીએટ જેવો સીડીના છેલ્લા પગથિયે પહોંચ્યો કે તરત જ ગઢની રાંગની ઓથે વાંકા વળી છુપાયેલા વાઘેર સરદારે એક જ તલવારના ઝાટકાથી તેને ભયંકર રીતે ઘાયલ કર્યો.

પછી તો કંપની સરકારના લશ્કરના માણસો સીડી પર ચડીને કિલ્લામાં ઊતરી પડ્યા અને કિલ્લાની રાંગ ઉપર જ ખૂનખાર યુદ્ધ ચાલ્યું જેમાં મૂળુ માણક અને તેનો ભાઈ વેરશી મરાયા. રાણા સગરામજી; વિઘો સુમણીઓ અને નાગજી માણેક વગેરેને કંપની સરકારે કેદ પકડ્યા; અને તરત જ દ્વારકા શહેરનો કબજો કંપની સરકારે લીધો. મૂલુ અને વેરશી મરાયાથી વાઘેર સંઘમાં હાહાકાર વર્તાઈ રહ્યો. કેદ પકડાયેલા રાણા સગરામજીને સુરત શહેરની કંપની સરકારની જેલમાં—કેદખાનામાં મોકલી દીધા અને બીજા કેદીઓને અમદાવાદના કેદખાનામાં રાખવામાં આવ્યા. ફરીથી, ઓખા પ્રદેશ ઉપર ગાયકવાડની આણ વર્તાવા લાગી. પરશુરામ બળવંત નામના વહીવટદારને એ દેશ સોંપાયો. તેને મદદમાં બટાલીઅનની એક પાંખ દ્વારકામાં કૅપ્ટન એલવુડના નેતૃત્વ નીચે મૂકવામાં આવી.

આ કૅપ્ટન એલવુડે વહીવટદાર પરશુરામને સલાહ આપી અને વાઘેર સરદારોના મુખ્ય કેટલાક માણસોને એમના મોભા પ્રમાણે અમુક રકમની જીવાઈ અપાવી. એટલે તરત જ દેશમાં ઉકળાટ થતો અટકી ગયો. પાછળથી રાણા સગરામજી માટે જામનગરના રાજા અને કચ્છના રાજા તરફથી કંપની સરકાર ઉપર સીફારસ કરવામાં આવી અને સગરામજી એ રાજાઓના સગા થતા હોવાથી તેમને સુરતના કેદખાનામાંથી છૂટા કરવામાં આવ્યા.

બીજા કેદીઓને અમદાવાદના કેદખાનામાંથી મુક્ત કરી અમરેલીના રેસિડેન્ટ તરફ મોકલી આપવામાં આવ્યા. ત્યાં એમના જામીન લેવામાં આવ્યા અને તેમને છૂટા કરી ઓખા પ્રદેશ ભેગા કરવામાં આવ્યા.

કૅપ્ટન મૅરીઍટનો જાન દ્વારકાનો કિલ્લો સર કરતાં ગયો. કંપની સરકારે અને એ બહાદુર અમલદારના મિત્રોએ એમની બહાદુરીના સ્મારક તરીકે જે સ્થળે એ સરદાર મરાયો તે જ સ્થળે કિલ્લાની ભીંતને અડીને તેની કબર ચણાવી અને તેના ઉપર સુન્દર આરસની તખતી જડાવી, તેમાં નીચે ઉતારેલો લેખ પણ કોતરાવ્યો. આ સ્મારક આજ સુધી દ્વારકામાં વાઘેરોના પરાક્રમની યાદગીરી તરીકે અને જુવાન અંગ્રેજ અમલદારના વીરત્વની યાદગીરી તરીકે જેવું ને તેવું મોજૂદ છે.

લેખ

1 Here lies
2 The Body of
3 William Henry Marriot
4 Lieutenant
5 In H. M. 67th Regiment of foot
6 And
7 Aid—De Camp
8 To The Honourable
9 Mount Stuart Elphinstone
10 Governor of Bombay
11 Died 8th December 1820
12 Aged 26 Years

* * *

13 The Gallant Officer Was The First
14 Person Who Mounted To The

15 Assault of The Fort of Dwarka
16 On The 26th November 1820
17 And Died of The Wounds Received
18 On That Occasion,

* * *

19 His Friends In token of Their
20 Admiration of His Gallantry
21 Respect for His Virtues and Esteem
22 Of His Amiable Qualities
23 Have Erected This Stone on The
24 Spot Where The Ladder
25 Was Planted

* * *

26 Brief Brave and Glorious
27 Was His Young Career.

ઓખામંડળની ભૂમિ ઉપર અંગ્રેજનાં હાડકાં પહેલી વાર ઈ. સ. ૧૮૨૦માં દટાયાં. ઇતિહાસમાં એ બનાવ વાઘેરના શૌર્યના સ્મારક તરીકે આ પથ્થરમાં નોધાયો છે—તેટલે જ અંશે અંગ્રેજ પ્રજાના યુવાનોની નસોમાં પોતાના દેશ માટે પ્રાણ અર્પવાની તૈયારીવાળી દેશભક્તિથી ઉછળતું લોહી વહી રહ્યું હોય છે તે વાતના સ્મારક તરીકે પણ આ કીર્તિ-શિલા કામ કરી રહી છે.

આ લેખમાંથી ફલિત થાય છે કે દ્વારકાના કિલ્લા ઉપર તા. ૨૬મી નવેમ્બર, ૧૮૨૦ના રોજ હલ્લો લઈ જવામાં આવ્યો, પણ

તા. ૮મી ડિસેમ્બરે કેપ્ટન મેરીએટ કિલ્લા પર સીડી માંડીને ચડનાર પહેલો પુરુષ હતો.

અંગ્રેજ ગવર્નર એલ્ફીન્સ્ટને આ લશ્કરી અમલદારની વફાદારી અને બહાદુરીના સ્મરણ તરીકે દ્વારકાના પશ્ચિમ છેડા પર હાલ દીવાદાંડી છે ત્યાં ઊંચો કીર્તિસ્તંભ રચાવેલ છે. તે આજ સુધી મોજૂદ છે. ઈ. સ. ૧૮૨૪માં કેપ્ટન મેરીએટને મારનાર મૂળુ સમૈયાણી માણેકે જે બહાદુરી બતાવી હતી તે જેવી તેવી નહોતી. તે મૂળુ માણેક માટે દેશના લોકોએ અનેક કીર્તિગીતો જોડી સમાજમાં વહેતાં કર્યાં હતાં. એમાંથી થોડા દુહા અહીં ઉતારવાનું ઉચિત ગણાશે.

કાલા ઙ્ગૂઙ્ગ મર કરે
એનો ગરહર લાગો ઘેર
માણેક સમીઆણી મૂળવો
છે વળભર્યો વાઘેર—૧

બજેડા બાપ રતન
ગાળ૭ બંધાં ગામ
એધીલો ખસે નહિ
એરૂ મૂળુ આડાણ—૨

અંગરેજ મૂળુએ મારીઓ
એના કાગળ પુગ્યા કરાંચી
અંતરમાં મડમ ઉધરકે
સૈયર વાત સાચી—૩

વેરાળા ઘેરે વરસવા
ઙ્ગ ધ્રુકો ખગાધાર
માણુક કીધો મુળવે
ઙ્ગ આરાંભેમેં આકાશ—૪

ધમશ નારાળાં ચળે
જી શરણાયાં સિંધુ રાગ
લાડો ફોજ શું લડો
મૂળુ ન દીએ માગ—૫

દળાં આવીઆં દખણી તણા
એના ભાલાળા ભોપાળ
તે સામા પાઘ શીંગાળી
માણક ભરે મૂળવો—૬

સાત નર વશી મલ ચડે
કડે બાંધી કરમાળ
લોઠો ભડ લંકાળ
માણક સમીઆણી મૂળવો—૭

ત્રીજા અંકનો દુહો—કેપ્ટન મેરીએટના મરણને ઉદ્દેશીને લખાયો છે. કર્નલ **સ્ટેનહોપ**-સિન્ધમાં ઠઠ્ઠા ગામ પાસે અંગ્રેજ લશ્કરની છાવણી નાંખી પડયો હતો. ત્યાંથી સ્ટેનહોપને ઓખા પ્રદેશમાં વાઘેરના રમખાણ શાન્ત કરવા જવાનો હુકમ મળ્યો હતો. ઠઠ્ઠાથી **કરાંચી થઈ** વહાણ રસ્તે સ્ટેનહોપની લશ્કરી ટુકડી દ્વારકા આવી. તેમાં **કેપ્ટન** મેરીએટ બહાદુર લડવૈયો ગણાતો હતો. તે દ્વારકાનો કિલ્લો કબજે કરવા નીસરણી માંડી ગઢ પર ચઢવા જતો હતો ત્યારે તેને ઘાયલ કરવામાં આવ્યો હતો. આ સમાચાર **કરાંચી**માં છાવણીમાં **રહેતી** મડમને પહોંચ્યા ત્યારે તે પોતાની બેનપણીને પૂછવા લાગી કે દ્વારકામાં કેપ્ટન મેરીએટ મરાયાના ખબર આવ્યા છે. **તે સાચી** વાત છે?—

**કર્નલ ટૉડ** દ્વારકાના પ્રવાસે આવ્યા હતા. તેણે આ પ્રવાસની હકીકત Travels in Western India-1824 નામનું

હકીકતથી ભરપૂર પુસ્તક પ્રકટ કર્યું છે. તેમાં ઉપર જણાવેલા કીર્તિસ્તંભનો ઉલ્લેખ—કૅપ્ટન મેરીએટના નામ સાથે કરેલો છે.

એ સમયમાં ઈ. સ. ૧૮૧૭–૧૮માં ગાયકવાડી વહીવટદાર રઘુજી બલાળની સગવડભરી સહાયથી—શ્રી શારદાપીઠના શંકરાચાર્ય શ્રીહયગ્રીવાશ્રમ તરફથી દ્વારકાનાં દેવાલયોમાં સારા સુધારાવધારા થયા હતા. દ્વારકાનાં દેવાલયોના કિલ્લામાં શ્રીદ્વારકાધીશ, શ્રીત્રીકમરાય, શ્રીકલ્યાણરાય, શ્રીમાધવરાય, શ્રીપુરુષોત્તમરાય અને શ્રીદેવકીજીનાં સ્વરૂપો બિરાજતાં હતાં. એટશંખોદ્ધારમાં સંવત ૧૬૧૬માં નવું મન્દિર બંધાયું હતું—તેમાં શ્રીકૃષ્ણની ચાર પટરાણીના સ્વરૂપનાં દેવાલયો પણ રચાયાં હતાં. તે ઉપરથી શ્રી હયગ્રીવાશ્રમ મહારાજે શારદામઠના વિસ્તારવાળી જગ્યામાં—બેટમાં જેમ શિખર વગરનાં દેવાલય બંધાયાં હતાં—તેમ દ્વારકામાં પણ ચાર પટરાણીના અને બેટમાં છે તેનું એક લક્ષ્મીનારાયણનું દેવાલય બાંધવાનો પુરુષાર્થ કર્યો હતો—વાઘેર સરદાર મૂળુ માણેકનો આ કામમાં પૂરો સધિયારો હતો.

---

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## શાન્તિવાળી પચ્ચીસી

સમૈયા માણેકના સુત મૂળુ માણેક (બીજો) અને વેરસી માણેક તરફથી મચી રહેલા ઉત્પાતની શાન્તિ થયા પછી બેટ દ્વારકામાં આશરે પચ્ચીસ વરસ શાન્તિના ગયાં હતાં.

એ શાન્તિના કાળમાં ગુજરાતના રસિક કવિ શ્રી દયારામ પોતાનું સાચું વૈષ્ણવી હૃદય લઈને દ્વારકાની યાત્રાએ સંવત ૧૮૮૪માં (ઈ.સ. ૧૮૨૮) આવ્યા હતા. એમના જીવનચરિત્રનું પુસ્તક શ્રી શંકરપ્રસાદ છગનલાલ રાવળે લખી પ્રકટ કર્યું છે. તે પુસ્તકમાં દયારામ કવિની યાત્રાના પ્રવાસના વર્ણનની થોડી પંક્તિઓ અહીં ઉતારવામાં આવી છે.

### મારી યાત્રાનું વર્ણન

છે અપાર મહિમા ચંડીપુરી શ્રી શેષશાયી ભગવાન
શ્રી વ્યાસ દેવ ને શુકાશ્રમ શૂલભેદ ક્ષેત્ર મહાન
ૐકારનાથજી નિરખીઆ નર્મદા નિર્મળ સ્થાન
મહિષ્મતી પૂરી પરમ પાવન શાસ્ત્રમાં એમ ગાન
પૂરી અવન્તી મહાકાલેશ્વર ક્ષિપ્રા તીર્થ પાવન
શ્રી દ્વારિકાપુરી પછી ગયો, જ્યાં સદા જગજીવન
ગોમતી સાગર ચક્રતીર્થે કર્યું સ્નેહે સ્નાન
શ્રી ત્રિકમ માધવ પુરષોત્તમ નિર્ખિયા કૃષ્ણ કલ્યાણ
પછી શંખોદ્ધાર બેટ નિર્ખિયા કુંવર શ્રી ભગવાન
રુક્મિણી રાધા જાંબુવતી સત્સભામાદિ પ્રભુ પ્રાણ

વિધિવત કરી સહુ નારાયણસર તીર્થ અતિ ઉત્કર્ષ
પછી પીંડતારક પ્રભાસ ન્હાયો સુદામાપુરી દર્શ
કુંડ દામોદર ગિરિનાર યાત્રા જીર્ણગઢ જ્યાં ગામ
જન દયા પ્રિતમ ભક્ત સ્થળ નરસિંહ મહેતા નામ.

આ વર્ણનમાં દ્વારકા અને બેટના કાર્યક્રમનું જે વર્ણન છે તે એ સમયમાં યાત્રાળુઓના દેવદર્શન અને તીર્થસ્નાનનો સાચો નકશો રજૂ કરે છે—શ્રી શંખનારાયણનું મન્દિર બેટમાં મુખ્ય ગણાય છે તેનું નામ આ પ્રવાસના વર્ણનમાં કવિએ મૂક્યું નથી.

સંવત ૧૯૦૨માં કચ્છ પ્રદેશમાંથી દરિયારસ્તે બેટ દ્વારકાની યાત્રા કરવા માણસો આવતા હતા. રાજરજવાડા તરફથી આ તીર્થસ્થાનમાં પુણ્યાર્થે દેવાલયો અને જલાશયોના જિર્ણોદ્ધાર થતા હતા. તે પ્રમાણે બેટ દ્વારકાની આ શાન્તિ-પચ્ચીસીના કાળમાં કચ્છના રાજા દેશળની તરફથી બેટના શ્રી શંખનારાયણ મન્દિરનો જિર્ણોદ્ધાર કરાવ્યાનો શિલાલેખ મળેલો છે. તેનો ઉતારો આ પ્રમાણે છે.

૧ श्री शंखनारायणजी सत्य छे संवत १९०२ना आशाड शुद २ भोमे
२ महाराओ श्री भारमलजी तद् पुन राओश्री देशळजीए मिन्दरनो काम
३ करावीओ छे ॥ लिपत जोषी गोपालजी धनराज सारसुत जातीय सलाट
४ गोवो रामजी—

આ કાર્ય બેટમાં ચાલતું હતું ત્યાં શાન્તિપચ્ચીસીનો લાભ લઈ નવાનગરના રાજા રણમલ જામ બેટ દ્વારકાની યાત્રાએ પધાર્યા હતા.

### જામનગરના રાજા રણમલ જામની બેટ દ્વારકાની યાત્રા

ઈ. સ. ૧૮૨૦માં ઓખામંડલ પ્રદેશ વાઘેરો પાસેથી કંપની સરકારે જીતી લીધાની વાત જૂની થઈ ગઈ હતી. તે પ્રદેશ કંપની સરકારે

વડોદરાનાં ગાયકવાડ સરકારને આપી દીધો હતો. એ કાળમાં ઓખાના વાઘેર સરદારોને જે પ્રકારે સન્તોષ રહે તેવા પ્રકારે ગાયકવાડના અમલ-દારો વાઘેર સરદાર પ્રત્યે વર્તતા નહોતા. તેથી એ ક્ષત્રિયવંશનું રાજ-કુટુમ્બ પોતાનો મોભો સાંચવી શક્યું નહોતું. તેનો વસવસો એ વંશના અગ્રેસરને થયા કરતો હતો. પોતે રાજા મટી ગયા છે એ વાતનો ખર-ખરો એમના દિલમાંથી ગયો નહોતો. તેમાંના સમૈયા માણકના દીકરા મૂલુ માણેકે જરા ઊંચુ માથું કરવાનો પ્રયાસ કર્યો હતો—તેને કંપની સરકારના કરાચી-અને તેમાંથી આવી ચડેલા લશ્કરે દ્વારકામાં દાબી દીધો હતો. આવા વાતાવરણમાં વડોદરા સરકારના અમલદારો ઓખાપ્રદેશની શાન્તિ જાળવી રહ્યા હતા તેવામાં જામનગરથી શ્રી રણમલ જામ સાહેબને દ્વારકા-બેટની યાત્રા કરવાની પ્રેરણા જાગી. રણમલ જામ બહુ ઉદાર હતા. તેમની કારકીર્દીમાં સંવત ૧૮૯૦, સંવત ૧૮૯૫, અને ૧૯૦૨માં કાઠિયાવાડમાં દુકાળ પ્રવર્ત્તી રહ્યો હતો. તે વખતે તેમણે રાજબીજને છાજે તેવી રીતે ભૂખે મરતાં માણસોને ઉદારતાથી આશ્રય આપ્યો હતો. જામનગરમા **લાખોટો** નામનો ગઢ તેમણે એ કાળમાં મોટે ખર્ચે અને મોટી યુક્તિથી બંધાવ્યો હતો. એવા મહાભિલાષી રણમલ જામની ઇચ્છા બેટ દ્વારકાની યાત્રા કરવાની થાય એ સ્વાભાવિક ગણાય. બેટ દ્વારકામાં વાઢેર રજપૂતો અને વાઘેર સરદારોની સત્તા ચાલી ગઈ હતી. વડોદરાના ગાયકવાડનો અમલ એ દેશમાં પ્રવર્તતો હતો. એટલે પહેલી તજવીજ શ્રી રણમલ જામ તરફથી એ કરવામાં આવી કે એમની સાથે યાત્રામાં જે મહાજન સાજન હોય તે બધાને દ્વારકા બેટના ગોમતી સ્નાનના કે દેવદર્શનના કરમાંથી મુક્તિ મળે. એ પ્રમાણે વડોદરા સરકારે જામનગરના નરેશને ખાસ સગવડ આપી અને દ્વારકાના ગાયકવાડી અમલદારોને સૂચના મોકલવામાં આવી કે શ્રી રણમલ જામની યાત્રા દરમ્યાન રાજ્ય તરફથી બધા પ્રકારની સગવડો અને અનુકૂળતા મળી રહે તેની તેમણે કાળજી રાખવી.

નવાનગરના જામ યાત્રાએ પધારે છે અને મોટા સંઘ કાઢે છે એ ખબર જાહેર રીતે ચોતરફ મોકલવામાં આવ્યા. એટલે હજારો માણસો એ સંઘમાં જોડાયા. જામ રણમલની બેટ દ્વારકાની યાત્રા એટલે બેટ દ્વારકાના ઇતિહાસનો અણમૂલ પ્રસંગ હતો. न भूतो न भविष्यति એ વાક્ય રણમલ જામની બેટ દ્વારકાની યાત્રાને યથાર્થ રીતે લાગુ પાડી શકાય છે.

સંવત ૧૯૦૩માં મોટી તૈયારીથી રણમલ જામનો સંઘ દ્વારકા ગયો તે વખતે એમના સંઘમાં મોટી વ્યક્તિઓ હતી. તેનાં નામ રાજના બારોટે કવિતમાં સાંકળી લીધાં હતાં.

૭૬ ભુજંગી

जेठी राघवाणी वळे आलमसं। तसो भावसिंग जडोराव तेसे।
भवानसींग गजाणीमु मेळा। वहे थोकथोकं मळे तेण वेळा।
जेसंग लघु होकुमारं सुजोडं। समंधी मळे केक हुजा सहोडं।
जडेजा कीना शिप नामे जकाइ। तीते पार नावे गण ते सताइ।
सजे राजलोकां तणा डोळ सच्चं। ररवे जावडा होवळा पास रच्चं।
सजे मजनाथं संगे गोहस्वामि। निजं सेवकं साथ लीधा सनामि।
सच्चं देश दिवाण भग्गो सधारं। भरे राजकाजं तणो भुज भारं।
सुसावं खरो देशळं राजमाने। हतो गोकळाणी नहि देश छाने।
हुकमं सदा जामरो एक हाले। तवा जेतवादि वडो जोर ताले।
सजे सेद्दलो हु प्रजातेह साथं। नजं द्वारकां आय भरेस नाथं। ५

દોહા

माणक हीरा मोतियां तोल जवाहर ताल
थोवण बेता मण सही वायरीआ रणमाल.

સાર—રાધુભાના વછોધ કુંવરો, જેઠીજી, ભાલમસિંહજી, તથા ભાવસિંહજી, તથા ગજુભાના કુંવર શ્રી ભવાનસિંહજી, તથા જેસંગજી

અને લઘુભા બન્ને રાજકુમારો તથા કેટલાએક જાડેજા ભાયાતો ગોસ્વામિ વ્રજનાથજી મહારાજ તથા દેશદિવાન ભગવાનજી તથા મુસાહેબ દેશળ ગોકલાણી આદિ અમીરો તથા સર્વ પ્રજાને લઈ રણમલ જામ દ્વારકા પધાર્યા હતા.*

રણમલ જામ તરફથી આ યાત્રામાં અગણિત દાનો અપાયાં, દ્વારકાનાથ દેવને ભેટ અને દ્વારકામાં આભૂષણો, સોનારૂપાનાં વાસણો, હીરાજડિત હાર, કલગીઓ, શંખચક્રગદાપદ્મ વગેરે સમ્પૂર્ણ શણગારો અપાયાં હતાં.—રણછોડજી, ત્રીકમજી, કલ્યાણજીનાં સોનાનાં સિંહાસનો અને દ્વારકાનાથને સાત મણ સોનાથી જડેલાં કમાડ અર્પણ થયાં હતાં. શંખ તળાવમાં સ્નાન કરી બેટમાં મન્દિરોને ત્રણ ગામ અર્પણ કરવાની સેવા રણમલ જામે કરી હતી. દ્વારકામાં જામપરા નામનું મન્દિર અને આશાપુરા દેવીનું મન્દિર બંધાવ્યું હતું. દ્વારકાના જગત મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો હતો.

આ યાત્રાનું સ્મરણ લાંબો કાળ ટકી રહે તે માટે દિવાન શ્રી ભગવાનજીએ જામપરાના મન્દિરના મુખદ્વારની બાજુની ભીંત ઉપર શિલાલેખ કોતરાવ્યો છે. તેમાં યાત્રામા શ્રી રણમલ જામે કરેલી કામગીરીની હકીકત રજુ થઈ છે. તે લેખ દ્વારકાના ઇતિહાસનું ઉજળું પાનું ગણી શકાય. તેથી અહીં તેનો ઉતારો કરવામાં આવ્યો છે.

## લેખ

શ્રી ગણેશાય નમઃ ॥ ૐ શ્રી, રણમલજી સકુટુંબથી તથા ગોસ્વામી શ્રી વ્રજનાથજીને ભેળા પધરાવી સંઘ કાઢી શ્રી દ્વારકાનાથજીની યાત્રા કરવા સંવત ૧૯૦૩ના ફાગણ શુદ ૧૦ બુધે પધાર્યા તે દિવસથી

* પંડિત બારોટ શ્રી માવદાનજીએ લખેલ પુસ્તક–યદુવંશ પ્રકાશ અને જામનગરનો ઇતિહાસ—માંથી ઉતારો.

બ્રાહ્મણ સર્વને સીધા તથા સાધુના ભંડારા ચાલુ કર્યા ને શ્રીદ્વાર જૈને શ્રી ગોમતીમાં વસ્ત્ર આભૂષણ અશ્વ શસ્ત્ર સહિત સ્નાન કરી ગૌ, મહિષી, વગેરેના દાન તથા બ્રાહ્મણ સર્વને દક્ષિણા રૂડી રીતે આપીને દેશાદેશના જાત્રુ સર્વેને ગોમતીસ્નાન માફી કરાવ્યાં. તે પછી બેટ જૈ ફૂલદોલના દર્શન ચરણસ્પર્શ કરીને જાત્રુ સર્વને દરશણ ચરણ-સ્પર્શ માફી કરાવ્યાં ને મહારાજશ્રીની પધરામણી કરી ભેટ ધરી પેરામણી આપીને ચૈત્ર શુદ ૬ શ્રી દ્વારકાનાથજીને હેમનો મેરાપ તથા મન્દિર પાંચમાં વસ્ત્રો-જડિત આભૂષણ મોતીની માલાઉં, હાર વગેરે શણગાર ધરાવી મહાપૂજા ભરીને ચૈત્ર શુદ ૧૧ હેમના કમાડ ધર્યા તથા શ્રી ઠાકોરજીને પરણાવીને મન્દિર પાંચના નેગમાં ગામ ત્રણ આપીને બ્રહ્મચારી વગેરેને પેરામણી આપીને શ્રી દ્વારકા પધાર્યા ત્યાં ભગવદ્ મંદિર-ધર્મશાલાનો આરંભ કર્યો ને દ્વારકાના ઠાકોરજી સર્વેને વસ્ત્ર આભૂષણ ધરી ગ્રહણનું ગોમતીસ્નાન કરી પીંડતારક પધારી ખંભા-લીઆ પધાર્યા—ત્યાં બ્રાહ્મણ સર્વને શીખની દક્ષિણા આપીને શુદિ ૭ શ્રી નગર પધાર્યા. તે યાત્રાની ખરેજાત કોરી ૧૦૦૦૦૦૦૦) દશ લાખ.

બેટ અને દ્વારકામાં પ્રજાની રહેણીકરણીમાં શાન્તિ અને સુખભર્યો વ્યવહાર ચાલતો હોય ત્યારે જ આવા પ્રકારના મહાપુરવની યાત્રા "ભયો ભયો" થઈ શકે—આ રીતે સમજાય છે કે કંપની સરકારે ઓખામંડલ પ્રદેશનો કારભાર વડોદરા રાજ્યને સોંપ્યાં પછી તે દેશમાં સામાન્ય રીતે શાન્તિ ફેલાઈ હતી. જે મનદુઃખ હતાં તે રાજ્વંશી માણેક કુટુમ્બના ગ્હોવડીને મળતાં માનપાનની બાબતનાં અને વર્ષાસનની ચુકાત બાબતનાં હતાં—જો એ મનદુઃખ ગાયકવાડી રાજ્યના અમલદારો ટાળી શક્યા હોત તો દ્વારકાના વાઘેર રાજાઓના વંશનો ઇતિહાસ કંઈક જુદો જ વિકસ્યો હોત.

---

# પ્રકરણ ઓગણત્રીસમું

## વીધા માણેકનું બહારવટું

કૅપ્ટન મેરીએટ દ્વારકાના ગઢ પર ચઢતાં ચઢતાં મરાયો હતો તે ધીંગાણામાં મૂલુ સમૈયો અને તેનો ભાઈ વેરશી મરાયા હતા. એ ધીંગાણા પછી વાઘેરો શાન્ત પડ્યા હતા, પણ ગાયકવાડ સરકારના અમલદાર તરફથી જીવાઈની ચુકાત નિયમિત ન થતી હોવાથી, વિઘો માણેક નામનો સરદાર બહારવટીઓ બની ઓખા પ્રદેશના કાંઘા ઉપરના પ્રદેશમાં રંજાડ ચલાવતો હતો. તેણે પોતાની સાથે રૂડા રબારીને પણ સાગરીત તરીકે રાખ્યો હતો. ઓખાના પ્રદેશના જ ગણાતા ભાગ (ગાગું, ભાટીઆ, રાવલ-શીંગડા ગામોવાળો ભાગ) ઉપર વિઘા માણેકે પોતાની નજર રાખી હતી. જ્યાં લાગ ફાવે ત્યાં તે પોતાની નાની સરખી ટોળીને લઈને ત્રાટકતો અને લૂંટ ચલાવતો. વિઘો માણેક વિફર્યો હતો. પોતાની જીવાઈની—સરકાર તરફથી મળતા લાગાની રકમની કાપકૂપ થવાથી તેના દીલમાં વેરનો અગ્નિ જાગતો થયો હતો. એને એમ લાગ્યું હતું કે આખો બરડો પ્રદેશ ઉજ્જડ કરી નાંખું તો મારી ધાં પોરબંદરના રાણા સાંભળશે અને ગાયકવાડના અમલદારે વિધાને કરેલા અન્યાયને સાંખી નહિ લે. રૂડો રબારી તેનો સાગરીત હતો. તેણે પોતાની વળના ઘણા જુવાનીઆઓને ભેગા કર્યા હતા. ગાયકવાડના ઘોડાં જ્યાં ફરતાં ત્યાં વિઘો માણેક અને રૂડો પહોંચી જતા અને એ દખણી ઘોડેસ્વારનો પીછો પકડી તેમને લૂંટી લઈ તેમના ઘોડા પણ પડાવી લેતા. થોડા વખતમાં તો વિધા માણેકનું પોતાનું કટક એવડું મોટું થયું કે તેનો હલ્લાની સામે કોઈ પણ ગામ ઊંચું માથું કરી શકતું નહિ. રોજના રોજ આવા આક્રમણથી ગામડાંની રૈયત દુઃખી થઈ હતી.

રાજકોટ પોલિટિકલ એજંટ તરફથી આ બહારવટીઆની સાન ઠેકાણે લાવવાનું કામ લેફ્ટેનન્ટ જનરલ જ્યોર્જ લેક જેવા પંકાયેલા બહાદુર સેનાપતિને સોંપવામાં આવ્યું. તેણે રાજકોટથી લશ્કરની એક ટોળીને પોતાની સાથે લીધી અને પોરબન્દરના રાણા પાસેથી ફોજના કેટલાક ચુનંદા માણસોની સહાય લીધી. ઘણીવાર વિધો માણેક જ્યોર્જ લેક સાહેબના માણસોની હીલચાલ જાણી લેતો અને પોતાના છુપાવાનાં સ્થાનો એવી સફાઈથી બદલાવી નાંખતો કે જ્યોર્જ વિધાને પકડી શકતા નહિ. એકવાર શીંગડાંનાં ખેતરોમાંથી છૂપાતો છૂપાતો વિધો રાણાવાવ તરફ સરી જવા ઇચ્છતો હતો. ત્યાં જ્યોર્જ લેક સાહેબનો અચાનક ભેટો થઈ ગયો. પછી તો સાહેબે પોતાના સાગરીતને મોકલી પોરબન્દરની ફોજને બેટાને સ્થાને બોલાવી અને વિધો પણ મરણીઓ થઈ સાચા વાઘેરના રૂપમાં આવી ગયો. પોરબન્દરનું માણસ આવી પહોંચે તેના પહેલાં વિધાએ જ્યોર્જ લેકની સાથે લડી લેવાનું નક્કી કર્યું. રૂડાને હાકલ કરી કે સાહેબની મદદે આવતા પાગીઆને રોકવાનું કામ એ કરે તો સાહેબને તો તે પોતે પહોંચી વળશે. રૂડાએ ચોતરફ ચાડીકા મોકલી દીધા અને દૂરથી આવતા માણસોની તરત જાણ કરવા ચાડીકાને કહેવામાં આવ્યું.

વિધા માણેકે પોતાની કડીઆળી લાકડી લેક સાહેબના ઘોડાના પગમાં—ગદાના ઘાની પેઠે—એવા જોરથી ફટકાવી કે ઘોડો બે પગે ઊભો થઈ ધબાક કરતો નીચે પડ્યો. લેક સાહેબ અને વિધા વચ્ચે દ્વંદ્વ યુદ્ધ મચ્યું. લેફ્ટેનન્ટ જનરલ જ્યોર્જ લેક વિધાના ઘાથી મરાયા—અને પોરબન્દરના માણસો આવે તેની પહેલાં સાહેબ મરાયાના ખબર આસપાસનાં ગામડાંમાં પહોંચી ગયા.

લેક સાહેબનું પોતાનું લશ્કર પાણીદાર હતું પણ તેનો ઉપયોગ કંઈ થઈ શક્યો નહિ. પછી એ લશ્કરના જમાદારે વિધા માણેકને

સાંકડમાં લઈ પકડી લીધો. વિધા માણેકને રાજકોટ લઈ જવામાં આવ્યો. ત્યાં તેના પર લૂંટફાટ અને ખૂનનો આરોપ મુકાયો અને કોર્ટમાં વિધા માણેકને દેશનિકાલ કર્યાની શિક્ષા થઈ. આ રીતે લેક સાહેબને મારી વિધો માણેક સન ૧૮૪૮ના ફેબ્રુઆરી માસમાં દેશવટાની શિક્ષા ભોગવવા વહાણ રસ્તે મુમ્બઈ કે સુરત તરફ સખત જાપ્તા નીચે રવાના થઈ ગયો. આવી કાળા પાણીની શિક્ષા વિધાને થઈ છે એ ખબર ઓખામાં પહોંચી ત્યારે વાઘેર સંઘ શાન્ત હતો; પણ આ સમાચારથી એ સંઘનો અંગ્રેજ પરનો વિશ્વાસ ઊડી ગયો હતો.

વિધા માણેકે કાળા પાણીની શિક્ષા ભોગવતાં ભોગવતાં પણ પોતાનું પરાક્રમ બતાવ્યું. જેલના અમલદારોને થાપ આપી અગર તો તેમની સાથે ઝપાઝપી કરી તે ત્યાંથી નાશી છૂટયો અને પાંચેક વરસ પછી ઓખામાં આવી પહોંચ્યો હતો.

# પ્રકરણ ત્રીસમું

## ઈ. સ. ૧૮૫૧ થી ૧૮૬૦ સુધીનો દશકો

ઓખામંડલ ઉપર વડોદરા સરકારને પોતાના અમલદારો મારફત રાજ્ય ચલાવવામાં સફળતા સાંપડી નહિ. કુમાવીસદાર નારાયણરાવ વેંકટેસ વહીવટદાર, નાના ધ્રુવ, વહીવટદાર દેવીદાસ હંસરાજ, વહીવટદાર ગોવિન્દરાવ દેવાજી વગેરે અમલદારોની નિમણૂક ક્રમવાર થતી ગઈ અને એ અમલદારોના સારાંમાઠાં કામોની છાપ ઓખામંડલની વસ્તી પર અને વાઘેર સંઘ પર એવી પડી હતી કે વડોદરા ઓખાથી ઘણું છેટું છે અને તેથી દ્વારકાની ધા—ફરિયાદ વડોદરા સુધી ઝટ પહોંચતી નથી; અને કદિ ફરિયાદ લઈને કોઈ ઓખાનિવાસી વડોદરા પહોંચે તોપણ વડોદરામાં રાજકારભારમાં કોઈનું કહેવું ઝટ દરબાર સુધી પહોંચતું નથી.

નારાયણ વ્યંકટેશ પોતે અમલદારી કરતાં કરતાં વાઘેરના હલકટ માણસો સાથે હળતો મળતો રહી—લૂંટફાટના માલમાંથી પોતે સારી મિલકત જમાવી શક્યો હતો. તેને પોલિટિકલ એજન્ટ રાજકોટમાં કોર્ટ-માર્શલમાં ઊભો કર્યો. તેના પર આરોપ સાબિત થતાં તેને કેદમાં મોકલવામાં આવ્યો હતો.

નાના ધ્રુવ તો વાઘેરના તોફાની માણસોને પોતે જ ચીખવીને વસ્તીમાં મિલકતવાળાના ઘરમાં ખાતર પડાવતો અને પોતાની અંગત મિલકત વધાર્યે જતો હતો. તેના જુલમની ફરિયાદ લઈ દ્વારકાનું મહાજન વડોદરે પહોંચ્યું હતું. પણ નાના ધ્રુવના પાગીઆ વડોદરામાં મોટી વગ ધરાવતા હતા. એટલે મહિના સુધી વડોદરામાં ઘરની ખીચડી ખાઈ

નિરાશ થઈ મહાજન પાછું દ્વારકા ભેગું થયું હતું. નાના ધ્રુવ પરની ફર્યાદની તપાસ કરવાનું કામ ખાસ અમલદાર વામનરાવને સોંપાયું હતું, પણ એ તપાસનો નિર્ણય લાવતાં પારાવાર વખત વીતી જતો. નાના ધ્રુવને ખસેડ્યા પછી કોઈ યોગ્ય માણસ વહીવટદાર તરીકે ન મળવાથી ઓખા પ્રદેશની રાજ્યવ્યવસ્થા જાળવવાનું કામ અમરેલી-વાળા રંગીલદાસ ત્રીકમદાસ મજમુદારના કુટુમ્બને સોંપાયું હતું. મજમુદાર કુટુમ્બના નબીરાને અંગ્રેજની કચેરીમાં અને ગાયકવાડની કચેરીમાં સારા સમ્બન્ધ રાખતા આવડતું હતું એટલે એ કુટુમ્બ અમરેલીમાં તો ગાયકવાડી અમલને સુસ્થિર કરવામાં યશસ્વી બન્યું હતું.

મજમુદારે દ્વારકા માટે વહીવટદાર તરીકે દેવીદાસ હંસરાજને ગોઠવી આપ્યા. દેવીદાસ તો વળી મોટો ખાઉધરો નીવડ્યો. તેણે ઓખા-મંડળની રૈયત પર જૂલમ ગુજાર્યો અને પોતાનું ઘર ભર્યું. ઓખા-માંથી દેશનિકાલ થયેલ વાઘેર વિઘાણા કાળે પાણીએથી નાશીને ઓખામાં આવી ગયો હતો. તેની સાથે વહીવટદાર દેવીદાસે ગાઢ સંબન્ધ બાંધ્યો હતો. છેવટે આ વાતનો ઘટસ્ફોટ થયો ત્યારે દેવીદાસ ઉપર એજન્સીના અમલદાર શાર્ટ સાહેબે રાજખટપટ, રૂશ્વતખોરી અને બેવફાઈના આરોપ મૂકી તેને ત્રણ વરસ સુધીની નજરકેદની શિક્ષા કરી હતી.

ઈ. સ. ૧૮૫૩ના વરસમાં ઓખામંડળના વહીવટદાર તરીકે ગોવિન્દરાવ દેવાજી નીમાયા. તે વખતે વસઈ ગામના વાઘેર આગેવાનો માથાભારે થઈને લોકોને રંજાડતા હતા. એ લોકોને આશરે ગોંડલ રાજ્યનો ગુનેગાર આહેર સીદીયો કોઈની બૈયર ઉપાડીને વસઈમાં વસ્તો હતો. એજન્સી તરફથી હુકમ આવ્યો કે દ્વારકાના વહીવટદારે આહેર સીદીયાને વસઈમાં આશરો ન આપતાં એજન્સી સિપાઈને સોંપવો. ગોવિન્દરાવ વહીવટદારે વસઈના વાઘેરોને કહેવડાવ્યું કે

એજન્સીના હુકમને આધીન થઈ સીદીયાં આહેરને ગોંડલ દરબારને સ્વાધીન કરવો; પણ વસઈવાળા કોઈનું માને એવા નહોતા.

વસઈવાળાને દાબમાં લેવા માટે ગોવિન્દરાવે વસઈ પાસે ટેકરી ઉપર ઉટવા ગામડું છે ત્યાં ગાયકવાડી લશ્કરના કેટલાક માણસોનો પડાવ નાંખ્યો. ગોવિન્દરાવે વસઈના એક વાઘેરને આંબાઆમલી દેખાડી પોતા તરફ ભેળવી લીધો. તે વાઘેરને વસઈથી ઉત્તર ભાગમાં ખેરસ્થલી ગામ વસાવી આપ્યું, અને પછી ગોવિન્દરાવ પોતાની ફોજ લઈ વસઈ પહોંચ્યો. ત્યાં લાગલગાટ રાત અને દિવસ ચોવીસ કલાક સુધી ધીંગાણું મચી રહ્યું. ગોવિન્દરાવની ફોજના દશેક માણસો ધીંગાણામાં હોમાઈ ગયા. ગોવિન્દરાવની નામોશી વાઘેરોમાં ફેલાઈ. ચોર કોટવાલને દંડે તેમ વાઘેર ભાઈઓ રાજકોટ પહોંચ્યા અને એજન્સીમાં ફર્યાદ કરી કે ગાયકવાડી ફોજે વસઈ ગામને આગ ચાંપી બાળી નાખ્યું. ગોવિન્દરાવના માણસો પણ રાજકોટ જઈ આ કિસ્સામાં બનેલી હકીકત રજૂ કરી શકયા. આનું પરિણામ એટલું જ આવ્યું કે થયેલી તપાસના કાગળો એજન્સી તરફથી વડોદરા રેસિડન્ટ તરફ મોકલી દેવામાં આવ્યા. આવા નિકાલથી વસઈના વાઘેરોનો ઉન્માદ ઠીક ઠીક પોષાયો અને દ્વારકાના વહિવટદારને વસઈ પર અમલ ચલાવવાનું મુશ્કેલ બન્યું.

## અરાંભડા-બેટ પર વાઘેરોની ચઢાઈ ૧૮૫૬-૫૮

રાજકોટના એજંટ સાહેબનું ઓખામંડલની અવ્યવસ્થા સબંધીનું નિવેદન વડોદરા રેસિડન્ટને પહોંચ્યું કે તરત જ ઈ. સ. ૧૮૫૭માં ઓખામંડલની અવ્યવસ્થા થાળે પાડવા બાર્ટન સાહેબને દ્વારકા મોકલવામાં આવ્યા. તેણે ગાયકવાડી અમલદારને મળી મુખ્ય મુખ્ય વાઘેર આગેવાનોને બોલાવ્યા; અને તેમના વર્તનમાં સુધારો કરવા તેમને સમજાવવામાં આવ્યા. કેટલાક મુખ્ય નામીચા આગેવાનો પાસેથી સારી

વર્તણૂકના જામીન લેવાની રીત દાખલ કરી, પણ મદ પર ચડેલા વાઘેર આગેવાનો બારટન સાહેબ પાસે બોલાવ્યા છતાં આવ્યા પણ નહિ.

જોધોમાણેક માપાણી અમરાપરમાં રહેતો હતો. તે વસઈના વાઘેર સરદારો જેવો ફીતુરી નહોતો. તેનામાં રાજકુટુમ્બને છાજે એવી રીતભાત હતી, અને તે માનતો હતો કે ગાયકવાડ કે અંગ્રેજ સાથે ફેન ફીતુર કરવાથી હવે વાઘેરનું રાજ વાઘેરના હાથમાં આવવાનું નથી. માટે ગાયકવાડના રાજ્યના ગરાસીઆ તરીકે રહી વાઘેરો પોતાનો મોભો વધારી શકશે. એમ નહિ કરવામાં આવે તો દેશપરદેશમાં વાઘેર સરદારો લૂંટારા અને ચાંચિયાગીરી કરનારા તરીકે ઓળખાતા થશે. પરંતુ જોધા માણેક ઉપર પણ વસઈના ગરમ લોહીવાળા જુવાનોએ એવી વાત ઠસાવી કે હમણાં ગાયકવાડી અમલદારો રાજ ચલાવવા નાલાયક ઠર્યા છે. કંપની સરકારના અંગ્રેજ માણસો ગાયકવાડની મદદે આવવા ઘડીએ ઘડીએ સાહસ નહિ કરે. માટે જો એક વાર જોરશોરથી વાઘેરો બધા માથું ઊંચું કરશે તો ઓખાનું રાજ વાઘેરોને ઘેર આવી જશે. આવી સમજ જોધા માણક જેવા ઠરેલ મીજાજવાળા ઉપર પણ ચોટી ગઈ. તેથી બારટન સાહેબનું તેડું જોધા માણક ઉપર અમરાપર ગામે ગયું ત્યારે તે અમરાપરમાં હતો છતાં પોતાને જામીન આપવો પડશે એવી ખબર તેને હતી તેથી તે બારટન સાહેબ પાસે ન જતાં અમરાપરથી મૂળવાસર ગામે જતો રહ્યો. છેવટે ઈ. સ. ૧૮૫૮ના જાન્યુઆરી માસમાં બારટન સાહેબે જોધા માણકને કુરંગા ગામે પોતાના કૅમ્પ પર બોલાવ્યો અને જોધા માણેકનો જામીન લેવામાં આવ્યો અને બારટન સાહેબને મનમાં સંતોષ થયો કે તેણે પોતાની ફરજ બજાવી.

પરંતુ વસઈના જુવાનીઆ ટાઢા પડે તેવા નહોતા. તેમણે વસઈ ગામે ટોબર, મેવાસા, મકનપર, ઘડેચી, મોજપ અને બોડખેતરી ગામના

વાઘેરોનો ડાયરો ભર્યો અને ગાયકવાડ સરકાર પાસેથી ઓખા પ્રદેશ પાછો પડાવી લેવાના પેતરા રચવામાં આવ્યા. સંવત ૧૯૧૩ના માહ સુદ બીજને દિને સૌએ નિશ્ચય કર્યો; એમ ઠરાવવામાં આવ્યું કે:

(૧) વરવાળા મકનપુર, મોજપ અને અરાંભડા થઈ બેટની યાત્રાએ જનારાનાં ગાડાંઓને અટકાવવાં અને ગાંડાઓને ધોળે દહાડે લૂંટી લેવાં.

(૨) અરાંભડાના રાણા વાઘેરથી જુદું મન રાખે છે. માટે પૂરતા માણસોનું લશ્કર ભેગું કરી અરાંભડા પર ચઢાઈ કરી એ ગામ ભાંગવું.

(૩) અરાંભડાથી સીધા બધા દાયરાને બેટ લઈ જવાનું કરવું અને બેટનો કબજો ગાયકવાડી સત્તાધીશ પાસેથી પડાવી લેવો.

(૪) મહાજનની વસતીમાં એવી ધાક બેસાડવી કે આ કામમાં જે કોઈ ડખલ કરશે તેના ઘરબાર સલામત રહેવાના નથી.

(૫) ગાયકવાડના અને કંપની સરકારના કામ કરનારા બધા મહેતાને ડારામાં રાખવા અને તેમને ફોડી તેમની પાસેથી છાની બાતમી મેળવી લેવી.

વસઈવાળાની આ પ્રત્યાઘાતી ટોળીએ પોતાના કારસ્તાન ચાલુ કર્યાં. હોળીના તહેવારે આવેલા સંઘમાંના યાત્રાળુઓને તેમ જ ઓખાની રૈયતને ગાડાવાટે લૂંટવાનું કામ શરૂ થયું. લૂંટ કરતી વખતે વહેલી સવારનો કે સમીસાંજનો સમય સાધવામાં આવતો હતો, કે જેથી તોફાન કરનારા સહેલાઈથી બીજાની નજરે ચડયા વિના આસપાસ જલદી અલોપ થઈ શકતા હતા. વળી વાઘેરો જ્યારે આવાં કામ કરવા બહાર પડે ત્યારે એમનો રિવાજ હતો કે સૌ પોતાના મોઢા પર દાઢી આગળ—મોસળિયું—બુકાની—બાંધીને જ નીકળતા. તેથી જે

તેમની સામે જુએ તે એમને સંપૂર્ણ રીતે મુખાકૃતિ ઉપરથી ઓળખી શકે નહિ. આ ધંધો એ ટોળીને લાભકારક નીવડ્યો. તેથી તે ટોળીમાં આલતુફાલતુ માણસો પણ દિવસે દિવસે ભળતા ગયા. એ રીતે એ મંડળીની સંખ્યા મોટા લશ્કર જેવી બની ગઈ.

આ લશ્કર જેવડી ટોળીએ છેવટે તરકટ ચલાવી અરાંભડા ગામ ભાંગ્યું. અરાભડાની વસ્તી પોતપોતાના ઘરમાં બારણાં વાસી છુપાઈ ગઈ. વેપારી-વાણિયાને આ હુલ્લડની આગોતરી બાતમી મળી હતી. તેથી તેઓએ પોતાના બૈરાંઓને ઘરેણાંદાગીના સાથે અરાંભડામાં વસતા રબારીઓના કુબામાં (તંબૂ ઘાટે મકાન) છુપાવી દીધાં હતાં. રબારી લોકો બકરાં-ઘેટાં ચરાવવા વગડામાં વસે, અને બાઈઓ ઘેર કુબામાં વસે. છાસનું વલોણું કરે, ઘી બનાવે, અને પોતાના કુટુમ્બના પુરુષવર્ગને ભતવાર પહોંચાડવા—રોટલા ઘેરથી ઘડી—જંગલમાં જ્યાં ગાડરાંના **વાઘ** ચરતા હોય ત્યાં જાય—આવું રબારીનાં બૈરાંનું જીવન હતું.

અરાંભડામાં વાઘેર ટોળું આવ્યું કે તરત જ રાણાના દરબાર ગઢનાં બારણાં બંધ થઈ ગયાં—વેપારીઓ અધીન થઈને પોતાની દુકાને રાંકડે મોઢે બેઠા રહ્યા. ટોળીના જે માણસ આવે તે દુકાનમાંથી ગોળ ખાય, ખજૂર ખાય, અને નાળિયેર તોડી ટોપરું ખાય—દુકાનદાર બોલ્યા-ચાલ્યા વિના આ બધું સહન કરી લેતા હતા. કેટલાક વાઘેર યુવાનો અરાંભડાના વેપારીઓની વખાર તરફ પહોંચ્યા. વખારનાં તાળાં તૂટયાં —બારણાં ઉઘડયાં અને વખારમા ખજૂરનાં વાડીઆં અને ગોળનાં માટલાં તે ટોળાએ જોયાં. પછી તો એમને મોટો શિકાર મળ્યો હોય તેમ તે ઘેલાતૂર થયા અને સૌ પોતાને માથે ગોળનું માટલું કે ખજૂરનુ વાડિયું ઉપાડી પોતાના ગામડા તરફ ચાલતા થયા. એક ટોળી વેપારીનાં ઘરો તરફ વળી. ત્યાં સનકાર છવાઈ રહ્યો હતો. ઘરમાં પેટીપટારા હતા પણ

તે ઉઘાડવામાં આવ્યા ત્યારે તેમાં ગોદડાં અને જૂનાં વાસણ સિવાય બીજી કોઈ મિલકત નજરે ન પડી. એ ટોળી નિરાશ થઈ રબારીના પાડા તરફ વાળી ત્યાં કુવાના બારણે ખાટલા ઢાળી કેટલીક બાઈઓ બેઠી હતી. તેમણે એ યુવાનોનાં દુઃખડાં (ઓવારણાં) લીધાં અને "આયું તમને જીવતા રાખે" એવી આશિષ આપવામાં આવી. એક રબારણ બાઈ બોલી, "અરે ભાઈલા, તમારા ઉપર જંગલા લોકોએ બહુ વીતક વિતાડયાં છે. અમે બધુ જાણીએ છીએ કે એ પીટિયા જંગલા સોજરે તો મલક આખાને ચકવે ચડાવ્યા હતા. હવે તમને જરા શાતા થઈ છે. તમે આજે હવે નિરાતે ખજૂરટોપરાની ગોઠું કરો છો એમાં કંઈ ખોટું નથી. ભાઈલા, દિલમાં દયાનો છાંટો રાખશો તો મારી આયું તમને ખૂબ રાજીપામાં રાખશે."

આવું સાંભળી વાઘેર યુવાનો પોરસાયા અને હસતાં હસતાં રબારી-પાડામાંથી ગામની બહાર નીકળી ગયા. કહેવાય છે કે દરબારી ગઢની બહાર રહેતા એક રાઠોડ ગરાસિયાના ઘરમાંથી એક બાઈના પગમાં પહેરેલી સોનાની કડલીઓ આ ટોળી આ લૂંટ વખતે મને કે કમને ગરાસિયા પાસેથી મેળવી શકયા હતા.

આવા પ્રકારે તોફાને ચડેલા વસઈના અને મોજપના વાઘેરોનો ચસરકો વધ્યો અને અરાંભડેથી સીધા બેટ પર ચઢાઈ લઈ જવાનો પેંતરો એ ટોળીએ રચ્યો. ધડેચીના સુમણીઆ વાઘેરોએ બેટના પવિત્ર મંદિરવાળા ગામમાં આવા અખતર કામા ન કરવા જોઈએ એમ કહી સૌને વાર્યા; પણ મદે ચડેલો દાયરો વાર્યો વળે તેમ નહોતો.

અરાંભડેથી વહાણોમાં બેસી આખું ટોળું બેટ પર ત્રાટકયું. વસઈના રવા માણેકની સરદારી નીચે વાઘેર મંડળે બેટનો કિલ્લો હાથ કર્યો. સંવત ૧૯૧૩ના ફાગણ માસની અમાસને દિને બેટના માણસો વાઘેરના લશ્કરને ગામમાં ફરતાં જોઈ ગભરામણમાં પડયા. વડોદરા સરકારના વહીવટદાર ગોવિંદરાવ આ વખતે કંઈ પણ પગલું લઈ શકયો

નહિ. ફરીથી અમરેલીવાળા મજમુંદાર કુટુમ્બને ઓખાનો વહીવટ સોંપવામાં આવ્યો. તેમનો પ્રતિનિધિ દ્વારકા આવીને ગોવિન્દરાવ પાસેથી હવાલો સંભાળતો થયો. એટલામાં બારટન સાહેબે આ હકીકત જાણી અને તે એકદમ બેટ આવવા રાજકોટથી જોડીઆ ગયા. ત્યાંથી વહાણવાટે કચ્છ માંડવી આવ્યા અને ત્યાંથી બેટ વહાણરસ્તે પહોંચી જવા તૈયારી કરવા લાગ્યા. તે વખતે માંડવી બંદરે કંપની સરકારની એક આગબોટ આવેલી હતી. બારટન સાહેબે એ આગબોટના કેપ્ટનને સૂચવ્યું કે જો તે થોડા સમય માટે આગબોટ લઈને બેટના બન્દરે ખાલી ધાક બેસાડવા જાય તો વાઘેર ટોળી ઉપર છાપ પડે અને તે બેટ છોડી નાસી જાય. આગબોટનો કેપ્ટન આ માગણી નકારી ન શક્યો. બારટન સાહેબ આગબોટ લઈ બેટમાં આવ્યા, પણ બેટમાં તોફાની ટોળું એવું મજબૂત બન્યું હતું કે તેના પર ખાલી આગબોટના દેખાવથી કોઈ પણ પ્રકારનો ડર ઊભો થયો નહિ. આગબોટમાંથી થોડા માણસો બેટમાં ઊતર્યા. સામસામા મોરચા બંધાયા. બારટન સાહેબ બિલકુલ સજ્જ નહોતા, અને વાઘેર મંડળ ઝનૂનમાં આવી ગયું હતું. પરિણામે આગબોટના કેપ્ટનને આ દંગલમાં પોતાના જીવનો ભોગ આપવો પડ્યો. બારટન સાહેબને બહુ ખોટું લાગ્યું; કારણ કે આગબોટને માંડવીથી બેટ લાવવાનો તેણે હુકમ મુંબઈથી મેળવ્યો નહોતો. તેણે પોતાની જવાબદારીથી આગબોટ બેટમાં આણી હતી. ઝટઝટ આગબોટને કપ્તાનના શબ સાથે માંડવી મોકલી દેવામાં આવી; અને આવી રીતે બિન જવાબદાર કામ કરવા માટે બારટન સાહેબને અપજશ મળ્યો.

આ બાબતમાં ભૂલ એ થવા પામી હતી કે બારટન સાહેબે માંડવીથી બેટ આવી તરત જ વાઘેરસંઘને કહેણ મોકલ્યું કે તેમની જે ફરિયાદ હશે તે સાંભળવામાં આવશે અને જે અન્યાય થયો હશે તે ટાળવામાં આવશે. આ કહેણની અસર વાઘેર સરદારો પર સારી થઈ. તેમણે નમતું આપવા અને બેટ છોડી દેવાનો સંદેશો બારટન સાહેબને

જે માણસ સાથે મોકલ્યો તે માણસ ધિંગાણાનો ચરસૂડો હતો એટલે તેણે એ સંદેશો બારટન સાહેબને સુપ્રત કર્યો જ નહોતો. એ રીતે "વાયે કમાડ દેવાઈ ગયાં" અને બેટમાં ખુવારી ઉપજાવનાર જંગ જામ્યો.

આગબોટ બેટના બંદરેથી ઊપડી ગઈ તે પરથી વસઈ-મોજપના વાઘેરોએ જાણ્યું કે એ આગબોટ હવે બીજી આગબોટને લેવા ગઈ છે. અને બીજી મનવારો મોટા સૈન્ય સાથે બેટ આવશે તો તેમની સાથે તે ટક્કર ઝીલી શકશે નહિ. આ વિચારથી તે લોકો બેટનો કિલ્લો છોડી દઈ ચુપચાપ ચાલ્યા ગયા અને વસઈ જઈ, લૂંટફાટની મિલકતની વહેંચણી પોતપોતામાં કરી સૌ સૌને ગામે પહોંચી ગયા.

## જોધા માણેકની ખાનદાની

આવાં કિતૂરથી મ્હાપ માણેકના કુટુમ્બી—જોધો માણેક બહુ કચવાતો હતો. તેને જણાતું હતું કે ફેલકિતૂરથી વાઘેરનું રાજ ઓખામાં ટકવાનું નથી. જો વાઘેરનું રાજ રાખવું હશે તો મોટેરાંએ ખાનદાની રાખવી પડશે. નાના છોકરાઓના છોકરવાદને ચાળે મોટેરાં ચડશે તો વાઘેરનું નામ હલકું થઈ જશે. તેણે ગાયકવાડના અમલદારને અને બારટન સાહેબને કોઈ રસ્તે સમાધાન કરવાનું કહેણ મોકલ્યું.

સમાધાનની કલમો નક્કી કરવામાં આવી:

(૧) ગાયકવાડ સરકારે આજ દિવસ સુધી વાઘેરો તરફથી જે ગુના થયા હોય તે માફ કરવા.

(૨) વાઘેરમંડળે બેટની લૂંટમાંથી મેળવેલી મિલકત પાછી સોંપવી.

(૩) વાઘેર લોકોએ આરાંભડામાં અને બેટમાં કરેલાં કૃત્યોની નુકસાની ભરી આપવી.

(૪) વાઘેર સરદારોનો માનમરતબો સચવાય એવી રીતે ગાયકવાડી અમલદારે વર્તાવ રાખવો.

આ કરાર મંજૂર રહેવા વડોદરા મોકલાયા. તેની મંજૂરી આવતાં પહેલાં વડોદરાથી પૂરી તૈયારીથી સખારામ બાપુને તોપો સાથે ઓખામંડલમાં મોકલવામાં આવ્યો.

## સખારામ બાપુનો વસઈ પરનો હલ્લો

વસઈના વાઘેર સરદારોએ ટાબર, મેવાસા, મોજપ મકનપુર, બોડખેતરી અને ગઢેચીના ગરમ લોહીવાળા માણસોની ટોળી બાંધી જે અપકૃત્યો કર્યા હતાં—અરાંબડા ગ્રામ ભાગ્યું હતું અને બેટમાં અણઘટતી રીતે લૂંટ કરી ત્યાંની રૈયત પર ત્રાસ ગુજાર્યો હતો તે કામોથી ઓખામાં વસતા માણસોમાં વડોદરા સરકારના વહીવટ ઉપરની શ્રદ્ધા ઊઠી ગઈ હતી. તેથી વડોદરાની નામોશી દૂર કરવા અને વસઈના ફિતૂરી આગેવાનોની સાન ઠેકાણે લાવવા સખારામ બાપુએ પહેલો નિશ્ચય એ કર્યો કે વસઈ ગામને પાકા દાબ તળે લાવવાની જરૂર હોવાથી તોપ લઈને તે ગામને ઘેરો ઘાલવો.

વસઈના ગઢને ગાયકવાડી લશ્કરે ઘેરી લીધો તોપના મારાથી બચવા વસઈ ગામના ગઢની રાંગ આગળ ખરસાણી થોરની વાડ રાખેલી હતી. તેથી તોપના ગોળા છૂટતા તે આ થોરની વાડમાં જ અટવાઈ જતા અને ગઢની ભીંત ઉપર કંઈ પણ અસર થવા પામતી નહિ. સખારામ બાપુએ જાણ્યું કે વસઈને સર કરવાનુ કામ ઝટ પાર પડે તેવું નથી. તેથી વસઈના વાઘેર તરફથી આવેલી વિષ્ટિની શરતો તેણે કબૂલ રાખી. એ શરતો આ પ્રમાણે હતી :

(૧) બેટની લૂંટનો માલ જે વસઈમાં હોય તે સખારામ બાપુ પાસે વાઘેરોએ હાજર કરવો.

(૨) વાઘેરો પાસે જે કાતિલ હથિયાર હોય તે તેમણે ગાયકવાડના અમલદારને સુપ્રત કરવા.

(૩) ગાયકવાડનું ઉપરીપણું વાઘેરોએ સ્વીકાર્યું છે તે દર્શાવવા વાઘેરોએ ગાયકવાડને કંઈ નજરાણું આપવું.

(૪) વસઈના ગઢને દ્વારે મેડી છે તેની એક બાજુની ગઢની ભીંત તોડી નાંખવી.

(૫) વસઈના ગઢની આસપાસ ઘાટા થોરના ઝાડની વાડ છે તે પૈકીની એક દિશાની વાડ ગાયકવાડી લશ્કરે કાપી નાખવી.

વસઈના વાઘેરોએ આ શરતો પાળવા એટની લૂંટના માલ તરીકે થોડા ભાંગ્યાતૂટ્યાં વાસણો અને બેપાંચ રૂપાનાં વાસણો રજૂ કર્યાં, તેથી સખારામ બાપુએ સંતોષ માન્યો.

વાઘેરો પાસે હથિયારો તો ઘણાં હતાં પણ આ કરારનો અમલ કરતા હોય તેમ વાઘેરોએ બેચાર તૂટીફૂટી તલવાર અને લોખંડી જંજાલ સખારામ બાપુ પાસે રજૂ કરી અને નજરાણા તરીકે કોરી ૨૫ પચ્ચીસ રજૂ કરી.

વસઈના ગઢના પથ્થરોનું ચણતર એવું મજબૂત હતું કે મેડી તરફનો ગઢનો ભાગ પાડવામાં ગાયકવાડી માણસો સફળ થયા નહિ તોપણ એકબે જગ્યાએથી મોટા ચોસલાં સાંગડીથી નીચે ધસી દેવામાં આવ્યાં—અને થોરની વાડ લોકોએ એવી રીતે કાપી આપી કે કપાયેલાં થડિયામાંથી ફરીથી જૂજ વખતમાં થોરને નવી શાખાઓ ઊગી આવે.

આ ખબર વડોદરા ગયા પછી ત્યાંથી નારાયણરાવ ગોખલે નામના નવા વહીવટદારને દ્વારકા મોકલવામાં આવ્યા તે અમલદારને કહેવામાં

આવ્યું હતું કે વાઘેર સરદારોને જે જિવાઈની રકમ આપવામાં આવે છે તે આપતી વખતે યોગ્યાયોગ્યતાનો વિચાર કરી જિવાઈમાં કાપ મૂકી વાઘેરોની સાન ઠેકાણે લાવવી.

વસઈના આગેવાન યુવાનીઆના તોફાની વર્તન પ્રત્યે દ્વારકાના સરદાર જોધા માણેકની સહાનુભૂતિ નહોતી. તેથી દ્વારકામાં કોઈ મોટો ખળભળાટ જાગ્યો નહોતો, પણ વસઈના વાઘેરો પ્રત્યે ગાયકવાડ અમલદારની ઢીલી નીતિવાળો વર્તાવ જ દ્વારકાના યુવાન વાઘેરોએ જોયો અને વસઈના ગઢ ઉપર સખારામ બાપુ તોપથી સજ્જ થયેલું કટક લઈ ગયો છતાં ગઢને તે સર કરી શક્યો નહિ. તે વાત દ્વારકાના જોધા માણેકના ડાયરામાં ચર્ચાવા માંડી. દ્વારકાના યુવાન વાઘેરોનુ લોહી તપી ઊઠ્યું. એ યુવાનોમાં જોધા માણેકના પિતરાઈ ભાઈ શાર્દૂલનો પૌત્ર મૂળુ માણેક બહુ તેજદાર હતો. એણે જોધા માણેકને સમજાવ્યું કે અત્યાર સુધી આપણે ટોપીવાળાના ડરાથી શાન્ત બેસી રહ્યા પણ હવે અમને યુવાનોને નાનમ લાગે છે કે બાપુકી રાજગાદી ગુમાવીને અમે ગાયકવાડ તરફથી મળતા રોટલાના ટુકડામા લોભાઈ ગયા છીએ. એવી જિવાઈ મળી તો શું અને ન મળી તો ય શું ! અને વળી નારાયણરાવ તો એ જિવાઈમા પણ કાપકૂપ કરી રહ્યો છે. જુવાનીઆના તો ઠીક પણ જોધાભા જેવા ગરવા અને વડેરાના પણ જમીન લેવાયા છે એ હવે યુવાનોથી ખમાતું નથી. સાંજના કસુંબાના ડાયરામાં જોધા માણેક પાસે આવી ચર્ચા રોજ ચાલતી હતી તેવામાં નારાયણરાવ વહીવટદારે દ્વારકાની કચેરીમાં દ્વારકાના વાઘેરોનો દરબાર સમારંભ યોજ્યો. કોઈ પણ નવો વહીવટદાર દ્વારકામાં આવે ત્યારે તેની સલામે વાઘેર સરદારો જતા અને તે વહીવટદાર એ સરદારોને પાનસોપારીથી સત્કારતા. એ રીતે ગાયકવાડ અને વાઘેરો વચ્ચેનો સમ્બન્ધ દૃઢ થતો રહેતો, પરંતુ જ્યારે નારાયણરાવ વહીવટદાર તરીકે આવ્યા ત્યારે વાતાવરણ એવું બન્યું હતું કે ગાયકવાડી રાજ તરફ વાઘેરોનું મન ઊંચું

બન્યું હતું. તેથી વગર બોલાવ્યે કોઈ વાઘેર સરદાર નવા વહીવટદાર નારાયણરાવને મળવા ગયો નહિ. જોધા માણેક પણ ન ગયા. તેથી નારાયણરાવે ખાસ દરબાર ભરવાની પેરવી કરી હતી. જોધા માણેક કચેરીમાં વગર હથિયારે ખાનદાનીભરી દાનતથી ગયા તો ખરા, પણ ત્યાં તેમને કાને એવી મતલબના શબ્દો સંભળાયા કે આજની કચેરીમાં જોધા માણેકના જામીન ચાઉસ આરબ છે. તે જામીન તરીકે છૂટા થવાનું કહેશે કે તરત જ જોધા માણેકને બીજો જામીન મળતાં સુધી અટકમાં રાખવામાં આવશે. આવી હવાથી જોધા માણેક ચેતી ગયા અને કોઈ બાનું બતાવી દરબાર જામે તેની પહેલાં તે કચેરી બહાર નીકળી આવ્યા અને ઘેર પહોંચી ગયા. પાછળથી જણાયું કે જોધા માણેકના જામીન તરીકે જે આરબ જમાદારે કબૂલાત આપી હતી તેણે એ કબૂલાતમાંથી છૂટા થવાની માગણી કરી હતી. તે પછી જોધા માણેકના જામીન તરીકે બીજો આરબ જમાદાર મળી આવ્યો હતો.

જોધા માણેકની મળતી જીવાઈની રકમ નારાયણરાવ તરફથી અટકાવી દેવામાં આવી હતી. જોધા માણેક આથી નારાજ થયા હતા. થોડી મુદત સુધી એમણે ખમી ખાધું. નારાયણરાવ પાસે જિવાઈની ઉઘરાણી જોધાએ મોકલી ત્યારે એવી બાતમી મળી કે જોધા માણેક કચેરીમાં હાજર થાય પછી જિવાઈની રકમ તેમને મળશે. જોધાને એમના હેતુ મહેનાઓએ કહી મૂક્યું હતું કે જોધાભા જેવા કચેરીમાં જશે તેવા જ તેમને અટકમાં લેવામાં આવશે. આવી રીતે દિવસે દિવસે દ્વારકાના વાઘેર સરદારોના મનની અકળામણ વધતી ગઈ અને દાયરામાં જોધા માણેકની દેખ નીતિની અવગણના થવા લાગી. થનગનતો જુવાન મૂળુ માણેક દાયરાને પાણી ચડાવ્યા કરતો હતો કે જો હવે ઊંચું માથું કર્યું નહિ તો આપણે આપણું નૂર ગુમાવી બેસશું.

આવા સંજોગમાં જોધા માણેકે અમરેલીવાળા મજમુદારને ખાસ

મહેતા દ્વારા સન્દેશો મોકલાવ્યો. તેની મતલબ એ હતી કે. "દ્વારકામાં અને ઓખા પ્રદેશમાં વાઘેરોના જીવ ઊંચા થઈ રહ્યા છે. ગાયકવાડ તરફથી જિવાઈ આપવાના કામમાં ધાંધીઆ થઈ રહ્યા છે. માટે જો કોઈ પ્રકારનો શાન્તિભર્યો બન્દોબસ્ત ઝટ નહિ થાય તો મામલો ગંભીર બની જશે. બાજી મારા હાથમાં રહી નથી."

આ સંદેશો લઈ જનાર મહેતો ઓખાથી રાજકોટ ગયો પણ ત્યાંથી તેને અમરેલી પહોંચતાં વિલંબ થયો કારણ કે ચોમાસું જોરદાર જામ્યું હતું એટલે ધાર્યા પ્રમાણે પ્રવાસ ખેડી શકાયો નહિ. પરિણામ એ આવ્યું કે જોધા માણેકની ધીરજ ખૂટી અને જુવાનીઆઓની ગરમી વધી ગઈ. ધ્રાસણવેલ ગામે ઓખા પ્રદેશના વાઘેર આગેવાનોનો દાયરો ભરવાનું નક્કી થયું અને દાયરો કહે તેવા ઉપાય લેવાનું પણ નક્કી થયું.

# પ્રકરણ એકત્રીસમું

## ગાયકવાડની ધોસરી ફગાવી દેવાનાં છેલ્લાં પરાક્રમો.
## ધ્રાસણવેલનો દાયરો ( જાન્યુઆરી ૧૮૫૮ )

આ દાયરામાં દ્વારકા—અમરાપરના જોધોભા, બાપુભા અને જુવાન મૂળુ માણેક, વસઈના રવોભા, રણમલભા, પાલો અને દેવો (થારાણી કુટુમ્બના ), ઘડેચીનો ખીમો સુમણીયો, મેવાસાના ભીમોભા જોધાણી, સામળાસરના દેવો છ્બાણી અને રાયદે કુંરો, ગોરીઆલીના ધાંધીભા, રાજપરાના સાજો પીંડારીઓ, ધ્રાસણવેલના દાદાભાઈ અને રામાભાઈ વાઢેર, મૂળવાસરના જસાણી કુટુમ્બના કરસન અને પૂનાભા, મકનપરના હબુ કુંભાણી, વગેરે મળ્યા હતા ધીણકી અને પ્રેવાડના કોઈ પણ જણ આ દાયરામાં ફરક્યા નહોતા.

આ દાયરો ભરાયો તેની પહેલાં બાપુ માણેક પોતાની જિવાઈ માટે દ્વારકાની કચેરીમાં ગયો હતો.

તે વખત કચેરીમાં તેનો તિરસ્કાર થયો હતો, અને બાપુ માણેકને વહીવટદારે રોણું માર્યું હતું કે તમે અમરાપરનો ભોગવટો હવે ભોગવી શકશો નહિ. તમને ત્યાંથી બહાર કાઢી મૂકવાનો વિચાર થાથી રહ્યો છે. આ વાત બાપુ માણેકે જોધા માણેકને અને જુવાન મૂળુ માણેકને કહી સંભળાવી ત્યારે એમનો પિત્તો ઉકળી ઊઠયો—જોધા માણેકને સમજાયું કે અમરાપરમાં વાઘેરોનું સૈન્ય ઝટ એકઠું કરવું જોઈએ અને મજબૂત રીતે અમરાપરનું રક્ષણ થાય એવી ગોઠવણ કરવી જોઈએ. વાઘેર સરદાર જોધા માણેક ઘોડી પર ચડી ઓખાના ગામડે ગામડે ફરી

આવ્યા અને જુવાનોને અમરાપરમાં ભેગા થવા નોતરું આપી આવ્યા. હજુ જોધા માણેક સાવ છેલ્લે પાટલે બેસી જવા તૈયાર નહોતા. તે માનતા હતા કે સમજ વગરની ઉદ્ધતાઈ કરવાથી વાત સુધરવાની નથી, પણ તેમને એટલું તો સમજાયું હતું કે ગાયકવાડના અમલદારની દાનત ખાનદાનીભરી નહોતી.

## દાયરાનો ઠરાવ

ધ્રાસણવેલના દાયરામાં ભેગા થયેલા સરદારોમાંથી દેવાભા માણેકે દરખાસ્ત મૂકી કે હવે હિન્દુસ્તાનમાં ટોપીઆરા અંગ્રેજનું જોર કમી થવા લાગ્યું છે. દિલ્હી કાનપુરમાં તો અંગ્રેજનું બીજ રહેવા દેવામાં આવ્યું નથી. તો આપણે હવે ટોપીઆરાની બીક રાખ્યા વગર ગાયકવાડના અમલદારને દ્વારકામાંથી કાઢી મૂકીએ અને આપણી આણ ઓખામાં ફરીથી વર્તાવીએ તો શું ખોટું! પીઢ સરદારોને આ વિચાર ગમ્યો નહીં—તે કહેવા લાગ્યા કે એ રસ્તે ચડવામાં કંઈ સાર ખાટી જવાય એવું નથી—નકામી પાયમાલી થશે—ગાયકવાડ સરકારના હાથ મોટા છે. ગાયકવાડના ભેરૂ આખા કાઠીઆવાડમાં છે—વૉકર સાહેબે એવા કોલ કરાર કર્યા છે કે કાઠિયાવાડના બધા દરબારોએ ગાયકવાડને મામલા ટાણે મદદમાં રહેવાનું છે. માટે છેવટે આપણા હાથ હેઠા પડવાના છે. આપણા જુવાનીઆનુ લોહી તપ્યું છે એટલે આવી વાતો થાય છે. બાકી ધીંગાણે ચડવામાં કંઈ માલ નથી—આ સલાહ દેવાભા માણેકને બિલકુલ ગમતી નહોતી. તેણે જોરશોરથી સૌને ભાયડા બની જવાની હાકલ કરી. નક્કી કરવામાં આવ્યું કે દ્વારકામાં જોધા માણેકની ખડકીમાં દ્વારકાના ગઢ ઉપર ચડવા માટે વહાણના પરવણોની લાંબી નિસરણી તૈયાર કરી રાખવામાં આવી છે. તે લઈ દ્વારકાના ઉગમણા દરવાજાની ગઢની રાંગ ઉપર મૂકવી; અને વહેલી સવારે નિસરણી પર દશ દશની હાર થઈ જુવાનોએ ગઢ પર ચડી

જવું અને દરવાજાની કુંચી કબજે કરી—દ્વારકા ગામમાં વાઘેરની આણ વર્તાવવા જાંગી ઢોલ ઊભી બજારે વગાડવો. પહેલાં તો વહીવટદાર દાદાને ઘેર જઈ તેમને પકડીને બાના તરીકે કેદ રાખવા.

આ નિર્ણય સામે કોઈ થઈ શકયું નહિ; અને ધ્રાસણવેલથી જુવાનો ઉપડ્યા. જોધા માણેકની ડેલીમાંથી તૈયાર બનેલી લાંબી આડ પગાંવાળી નિસરણી બહાર કાઢવામાં આવી અને તેને ઉગમણા દરવાજા પાસે ગઢની રાંગે ઊભી કરવામાં આવી—" જય દ્વારકાનાથ ! " રણનાદ જગાડતાં જગાડતાં વાઘેર સરદારો—દ્વારકાના ગઢ પર ચડી ગયા. અંદર ઉતરી દરવાજાની ચોકી કરનાર પોલીસને થપડ મારી એક જણે દરવાજાની કુંચી કબજે કરી; દરવાજો ઉઘડ્યો અને વાઘેરનું મોટું ટોળું ગામમાં પેઠું. શેરીએ શેરીએ વાઘેરોના હથિયારબંધ ટોળાં ફરી વળ્યાં. દેવાભા અને બીજા ચાર જુવાનો વહીવટદારની મેડી પર ચડી ગયા અને હોકારો કરી તેમને બહાર બોલાવવામાં આવ્યા.

એ વખતે નારાયણરાવ ગોખલે નામના વહીવટદાર હતા. તેણે પોતાના અંગરક્ષક તરીકે ઘ્રેવાડ ગામના ગરાસદાર વાઘેરને રાખ્યા હતા. આ અંગરક્ષક દરબારને વિચાર થયો કે મારા રક્ષણ નીચે રહેલા અમલદારને હું સોંપી દઉં તો ખૂટલ ગણાઉં. તેથી તેમણે દેવુભા માણેકને કહ્યું. " જરા સબુર કરો. વહીવટદાર સેવા પૂજા કરે છે તે પૂરી થશે એટલે બહાર આવશે. હું તેમને ખબર આપું છું કે દેવાભા માણેક મળવા આવ્યા છે. "

એમ કહી તે ઘ્રેવાડના ગરાસીઆ વાઘેર અંદરના ઓરડામાં ગયા. નારાયણરાવને સાચી વાત કહી, અને કહ્યું કે તમારા ઓરડાની પાછળની ઓરડીની ભીંત હું ખોદી નાખું છું. તે રસ્તે આ સીંચણીઆના દોરડાનો આશરો લઈ નીચે ઉતરી બહાર ચાલ્યા જાઓ. તમારો જીવ જોખમમાં છે.

એ બધું દશ મિનિટમાં બની ગયું. પ્રેવાડના ગરાસદારે વહીવટદારના ઘરનું બારણું દેવાભાને ઉઘાડી દીધું; અંદર દેવાભાએ અને તેના માણસોએ વહીવટદારને ગોત્યા પણ તે જડયા નહિ. દેવામાણેક સમજી ગયા કે પોતાના ભાઈ પ્રેવાડના ગરાસીઆએ વહીવટદારને ભગાડી મૂકયા. તે વાતનો રોષ વાઘેરોમાં એટલો બધો ફેલાયો કે આજ સુધી ઓખાના વાઘેરોની આખી ન્યાત પ્રેવાડીઆને ખુટેલ ગણે છે; બીજી બાજુ પ્રેવાડના ગરાસદારની સેવાની કદર વડોદરા રાજ્યે એટલી બધી કરી કે ઓખાના બીજા વાઘેરોને ખેડવા એક સાંતીની જમીન સલામતીથી આપવામાં આવતી હતી પણ પ્રેવાડના ગરાસદાર કુટુમ્બને વગર સલામીએ જમીન ખેડવા માટે ગરાસ તરીકે અપાતી થઈ.

શ્રી નારાયણરાવ ગોખલે—પોતાના વાસમાંથી છૂટી દરિયાકાંઠે આવેલી જામનગરની ડેલી—જામપરામાં સંતાઈ રહ્યા અને બીજી રાતે દરિયાને કાંઠે કાંઠે ચાલતા ચાલતા પોરબન્દરના જેઠવા રાણાની હદમાં પહોંચ્યા. ત્યાંથી વાઘેરના બળવાની વાત વડોદરા અને મુંબઈ પહોંચી.

ગાયકવાડ સરકારની જે ફોજ દ્વારકામાં હતી તેના સુબેદાર તે વખતે દ્વારકામાં રામવાડીને નામે હાલ જે મન્દિર ઓળખાય છે ત્યાં રહેતા હતા. તે સુબેદારે તોપ તૈયાર કરાવી અને શંભુ જમાદારની સરદારી નીચે દ્વારકા શહેરમાં ઘૂમી રહેલા વાઘેર સરદારોને પાછા હઠાવવા તજવીજ કરી. દ્વારકામાં ઉઘાડી તલવારે ઘૂમતા વાઘેર જુવાનોને કબજે કરવાનું કામ ગાયકવાડી ફોજને બહુ કઠણ થઈ પડયું. કારણકે વાઘેર જુવાનોની મદદે વીફરેલી વાઘેરીઆણી યુવતીઓ પણ દ્વારકાના કિલ્લામાં ઘૂમવા લાગી હતી. પાણીના બેડાં માથે ઉપાડીને શેરીએ શેરીએ વાઘેર યુવતીઓ ફરતી હતી અને યુવાનોને પાણી પીવડાવી તાજા રાખતી હતી. કોઈ રોટલાની છાબ ભરી ભરીને દ્વારકાના રસ્તા પર ફરતી હતી અને યુવાનો ભૂખ્યા ન રહે તેની

કાળજી રાખતી હતી; અને કોઈ ઘવાયેલા યુવાનોને જોયા માણેકની ડેલીમાં લઈ જઈ ત્યાં ઢાળી મૂકેલા ખાટલા પર સુવાડી ઘાયલ યુવાનોને શેક, પાટાપીંડી કરતી હતી. ગાયકવાડની તોપો છૂટતી હતી તેથી સામાન્ય પ્રજા ખૂબ ગભરાઈ ગઈ હતી. વાઘેર સરદાર તો એ તોપના ભડાકાથી વધારે ઝનૂની બન્યા હતા. એવામાં ખબર આવ્યા કે દ્વારકાને વાઘેરોના કબજામાંથી છોડાવવા ટોપીવાળા અંગ્રેજનું લશ્કર રાજકોટથી આવી રહ્યું છે; અને કાઠીઆવાડ દીવાનજીએ અમરેલીથી ગાયકવાડી સૈન્યને દ્વારકા તરફ રવાના કર્યું છે. ગાયકવાડી સૈન્ય પહેલાં આવી પહોચ્યું એટલે વાઘેર સરદારો દ્વારકામાં પોતાની હાર થશે એમ માની અરાંભડા પાસેના બેટ (શંખોદ્ધાર)ના કિલ્લામાં જઈ પહોંચ્યા અને પોતાની જાતને સલામત માનવા લાગ્યા.

ઈ. સ. ૧૮૫૯માં જુલાઈ માસમાં બેટમાં જોરદાર વરસાદ પડ્યો હતો. બેટનાં તળાવો પાણીથી છલાછલ ભરાઈ ગયાં હતાં. એ બેટની ભૌગોલિક રચના એવી છે કે લગભગ વચલા ભાગની જમીન ખાડાવાળી —નીચાણવાળી—છે. બેટના સાર્વજનિક તળાવો એ નીચાણવાળી જગ્યામાં આવેલાં છે. તે તળાવો જો પૂરાં ભરાય નહિ તો એ જગ્યાએ બે ત્રણ જુદાં જુદાં તળાવો દેખાય, અને જો એ તળાવો ઓગણ જાય (છલ્લી જાય) તો ત્રણે તળાવો એક બની જાય; અને બેટની વચ્ચે નાનો શો સાગર આવી ગયો હોય તેવો દેખાવ ઊભો થાય. ઈ. સ. ૧૮૫૯માં ભારે વરસાદને કારણે એવું બન્યું હતું. એ તળાવોના પ્રદેશની આ પાર વસ્તીનો વાસ હોય છે અને પેલી પાર શ્રીશંખ-નારાયણનું કિલ્લાબંધ મન્દિર અને અન્ય દેવસ્થાનોની માલિકીના બાગબગીચા હોય છે.

વાઘેરો પોતાની સત્તા ઓખામંડળમાં ફરી જમાવવા તજવીજ કરે છે. વડોદરા સરકારના પ્રતિનિધિઓને વાઘેર સરદાર ગાંઠતા નથી. એ

જણાયાથી વડોદરા સરકારે તરત જ એ વાઘેરના બળવાને દબાવી દેવા કંપની સરકારની મદદ માગી.

સને ૧૮૫૯ના સપ્ટેમ્બર માસમાં મુંબઈથી, અમદાવાદથી અને રાજકોટથી કમ્પની સરકારના જુદા જુદા લશ્કરની જુદી જુદી ટુકડીઓને બેટ તરફ કૂચ કરી જવાના હુકમો અપાઈ ગયા.

રાજકોટથી ૨૦૦ ઘોડેસ્વારોનું લશ્કર છૂટયું અને ઓખામંડળ અને બારાડી વચ્ચે નંદાણા ગામે તે લશ્કરે પડાવ નાખ્યો. અમદાવાદથી ૭ તોપો સાથે લશ્કરની એક કમ્પની—સેન્ટ્રી, નાયક, હવાલદાર, જમાદાર, સૂબેદાર અને કમાન્ડિંગ ઑફિસર—તેની મદદે આવી પહોંચી. રાજકોટના લશ્કરના ઉપરી કર્નલ સ્કૉબીને હુકમ મળ્યો હતો કે મુમ્બઈથી નૌકા સૈન્ય અને પાયદળ લશ્કર કર્નલ ડોનાવનના ઉપરીપણા નીચે રવાના થયું છે તે તમારી તહેનાતમાં હાજર રહેશે અને તમારી આજ્ઞા નીચે કામ બજાવશે.

મુમ્બઈના કર્નલ ડોનાવન સાહેબનું સૈન્ય વહાણોમાં હતું. તે વહાણોને આગબોટ "ઝેનોબીઆ" અને આગબોટ "વિક્ટોરીઆ" સાથે દોરડાથી બાંધી દીધાં હતાં. તેથી એ કાફલો અરબી સમુદ્ર વીંધી રહ્યો હતો. એ ઉપરાંત "ફીરોજ" નામનો એક મોટો બરછો (ફ્રાયગેટ) પણ તેની પછવાડે ચાલી નીકળ્યો હતો. કર્નલ ડોનાવન પોતાની "જાન" લઈને જાણે લગ્ન ઊજવવા આવતો હોય તેવા ઉત્સાહમાં હતો. તેને કહેવામાં આવ્યું હતું કે રાજકોટથી સેનાપતિ કર્નલ સ્કૉબીની આજ્ઞા પ્રમાણે તેણે કામ કરવાનું હતું પણ કોઈ કારણસર કર્નલ સ્કૉબી રાજકોટ તરફથી વખતસર આવી ન પહોંચ્યા. મુંબઈનું નાકાસૈન્ય મારમાર કરતું—અરબી સમુદ્રનું પાણી કાપતું બેટને બારણે સમીઆણીના ટાપુ આગળ આવી પહોંચ્યું. હવે કર્નલ સ્કૉબીની વાટ વરરાજા કર્નલ ડોનાવનથી જોવાય તેમ નહોતું. તેનો લગ્નના વરઘોડાનો ઘોડો થનગનાટ મચાવી રહ્યો હતો.

ઈ. સ. ૧૯૫૯ના ઑકટોબર માસની ૩જી તારીખે સોમવારની રાતે કર્નલ ડોનાવને આગબોટના તૂતક ઉપરથી બેટના કિલ્લાઓના મન્દિરની અગાસી પરના દીવા ઝબકતા જોયા. કર્નલ ડોનાવનને એ દીવા વાઘેરોના અભિમાનસૂચક સાંકેતિક ચિહ્‌ન જેવા લાગ્યા.

## કર્નલ ડોનાવન બેટમાં દાખલ થાયછે

બેટની વસ્તીએ આટલાં બધાં લશ્કરી જહાજો અને આગબોટ પહેલાં કદી નહોતાં જોયાં. તેથી વસ્તીમાં ગભરાટ છવાઈ ગયો. વાઘેરોએ વસ્તીને બહુ રંજાડી નહોતી. દેવમન્દિરોને બહુ કનડગત વાઘેર સરદારોએ કરી નહોતી. એનું કારણ એ કે અરાંભડા દરબારની વાઘેરો ઉપર શેહ પડતી હતી; છતાં વાઘેરો ધનના ભૂખ્યા હતા. બીજી કોઈ રંજાડ વાઘેરોની બેટમાં વસ્તીને નહોતી; પણ હવે તો બેટની વસ્તીને જાણ થઈ ગઈ કે વાઘેરને ઠેકાણે પાડવા સોજરોનું લશ્કર આવ્યું છે. સોજરોના આગમનની ધાક વસ્તીને એટલી બધી લાગી કે લોકો પોતાનાં ઘર છોડી બેટના પૂર્વ ભાગ તરફ ભરેલાં તળાવોની પેલી પાર દેવમન્દિરોના બગીચામાં અને વાડીઓમાં નાસી ગયા. રોજ દેવનાં દર્શન કર્યા વગર અન્ન ન લેનારા ભક્તો પણ પોતાના જાન બચાવવા દેવદર્શનને વીસરી ગયા અને કટલાક અડગ ભક્તો દેવની સાથે જ રહ્યા.

બેટનાં મન્દિરો તે વખતે (ઈ. સ. ૧૮૫૯માં) બહુ ભવ્ય હશે. મન્દિરોના તોસાખાના (તિજોરીના ઓરડા) બહુ મજબૂત બાંધણીના હશે. મન્દિરોના ઉપયોગ માટે બંધાયેલાં પાણી ભરી રાખવાનાં ટાંકાં પણ ઘણી મજબૂત બાંધણીનાં હોવાં જોઈએ, કારણ કે બેટની વસ્તીએ ઘર છોડતાં પહેલાં પોતાની માલમિલકત મન્દિરોના તોસાખાનામાં પહોંચાડી દીધી હતી. કેટલાક ઘરેણાંદાગીનાથી ભરેલા મોટા ચરૂઓ પાણીના ટાંકામાં સલામતી ખાતર ઉતારી દેવામાં આવ્યા હતા.

એ દિવસો શરદપૂર્ણિમાના ઊજમાળા ઉત્સવના હતા, પણ બેટમાં ભય એવો વર્તાઈ રહ્યો હતો કે કોઈનું ચિત્ત દેવના ઉત્સવમાં ચોંટતું નહોતું.

કર્નલ ડોનાવન સાહેબે પોતાનાં વહાણોને બેટના બન્દરના બારાંમાં દાખલ થવાનો હુકમ આપ્યો. સમુદ્રના પાણીની ભરતીની સાથે સવારે વહેલા પરોઢિયામાં પાંચ વાગે આસો સુદ ૮ ને મંગળવારે તા. ૪ ઓક્ટોબરના રોજ મુમ્બઈનું દરિયાઈ લશ્કર બેટની ખાડીમાં ખડું થઈ ગયું. સૂર્યોદય થાય છે કે બેટના કિલ્લા પરથી વાઘેર સરદારોએ અને રડયાખડયા પૂજારીઓએ ચાર મોટી આગબોટ અને મનવારો ઝેનોબીઆ, વિકટોરીઆ, કલાઇડ, અને કૉન્સ્ટન્સ હારદોર તરતી ઊભેલી જોઈ. ફીરોજ અને બીજાં વહાણો પણ પડખે હતાં જ. આ કાફલો બેટના કિલ્લાથી લગભગ અર્ધા માઈલને અંતરે ખડો થઈ ગયો હતો. તે વખતે બેટનો કિલ્લો બરાબર દરિયાની સામે જ છાતી કાઢી ઊભા રહેલા યોદ્ધા જેવો લાગતો હતો. ( હાલ પણ એ કિલ્લાની રડી-ખડી છેલ્લી ભીંત ઊભી છે. ) એ કિલ્લો પશ્ચિમ બાજુએ બહુ મજબૂત હતો. ભીંતની પહોળાઈ ૨૫ ફૂટથી વધારે હતી અને ઊંચાઈ ૬૦ ફૂટથી પણ વધુ હતી. એ કિલ્લામાં અરાંભડાના વાઢેર રજપૂત રાજાનો રંગમહેલ હતો, દેવનાં અસલી મન્દિરો ( દહેરાં ) હતાં, વડોદરા રાજ્યના કામેગારનો ઉતારો હતો. અને એકાદ ભોંયરું હતું જેને માટે દંતકથા પ્રચલિત હતી કે તે ભોંયરામાંથી સમુદ્રની નીચેની સપાટીએ એવો ગુપ્ત માર્ગ હતો કે તે રસ્તેથી બેટમાંથી સામે પાર જઈ શકાય તેવી યોજના હતી. ખરી વાત તો એ હતી કે તે ભોંયરા જેવું દારૂગોળો રાખવાનું સલામત સ્થળ હતું. દેવમન્દિરો પહેલાં કેવાં હતાં તેનો ખ્યાલ આવી શકે એવાં એકાદ બે ચિહ્નો આજે મોજૂદ છે. એક તો બેટમાં આજે જે બજાર વચ્ચે ચોકીના હનુમાનનું મન્દિર છે તે અસલી મન્દિરનો એક ભાગ હતો. આજે જેને રાધાકૃષ્ણના મન્દિરની જગ્યા કહેવામાં આવે છે તે પણ અસલી મન્દિરનો એક ભાગ હતો, અને

હાલના મન્દિરમાં દરવાજામાં પેસતાં જમણી બાજુની ભીંત પર— ગણપતિના મન્દિરની પાછળ એકયુગલ મૂર્તિ જડેલી દેખાય છે. તે અસલી મન્દિરનો અવશેષ છે.

## બેટ ઉપર ઝનૂની હલ્લો

ઓક્ટોબર માસની ૪થી તારીખે આસો સુદ ૮ ને મંગળવારનો દિન બેટના લોકોએ અનુભવેલાં શૌર્યનો હતો. કર્નલ ડોનાવને રાજકોટ સેનાપતિની વાટ ન જોઈ. સવારથી આગબોટો ઉપરથી તોપના ગોળા વછૂટવા લાગ્યા. પૂજા કરતા પૂજારીઓ ચમક્યા—વાડીઓમાં અને બગીચામાં જઈ વસેલા જનમંડળમાં તોપના ધડાકાના ધણધણાટથી અને ધુમાડાના ગોટાથી ધ્રાસકો પડ્યો, પણ બેટના કિલ્લાને સાચવી બેઠેલા વાઘેર સરદારોની હિંમત જરા પણ ડગી નહીં. કિલ્લામાં પણ નાની તોપો હતી. તેના ભડાકા કિલ્લામાંથી થવા લાગ્યા. ડોનાવન સાહેબના આખા દિવસના સતત તોપના મારને પણ કિલ્લાની ભીંતે જરા પણ મચક આપી નહિ. રાત પડી. રાતે પણ છૂટક છૂટક ગોળા છૂટતા હતા. કેટલાક ગોળા એવા પ્રકારના છૂટતા કે જેમણે એ ગોળાની રમઝટ જોઈ હતી તેવી ડોશીઓએ તેનું નામ "કોપબાણ" પાડ્યું હતું.

**સંધિનાં કહેણ**—આસો સુદ ૯ને બુધવારનો દિવસ ઊગ્યો. કિલ્લાના સરદાર દેવા છબાણી, મૂળુ માણેક અને દેવા માણેક બેટના મહાજન ગૃહસ્થ જેરામ આદુ પાસે ગયા અને સંધિનું કહેણ સોજર સેનાપતિને જેરામ શેઠ મારફત મોકલવામાં આવ્યું. સેનાપતિ ડોનાવન કહે કે વાઘેર સરદાર કોઈ પણ જાતની શરત વગર માફી માગતા શરણે આવે એટલે અમને યોગ્ય લાગશે તે અમે કરી લેશું. આવી હીણપ આપનારી સંધિન્દેવો માણેક કે મૂળુ માણેક સ્વીકારી લે તેવા તે બાયલા નહોતા—સરદારો મૂછ પર તાલ દઈને મહાજન શેઠને કહે છે કે—

शेठ अंसी रांडी रांड जा पुतर नैयुं—असांजो बेली
द्वारकानाथ आय, टोपीआरा जो दि फरी व्यो आय

શેઠની સાથે બેટના મન્દિરના બાવાજી ગાદીપતિ પણ હતા. બાવાજીને પણ શૌર્ય ચડી આવ્યું. તેણે વાઘેર સરદારોને સંભળાવી દીધું કે "મન્દિરમાં ધાન્યના કોઠાર ભર્યા છે એટલે મોરચો લાંબો ચાલે તોપણ અનાજપાણીની તૂટ પડવાની નથી. ગઢમાં પાણીનાં ટાંકાં પણ ભરપૂર છે."

સંધિનો અસ્વીકાર કર્યાના સમાચાર આપવા શેઠ જે હોડીમાં આગબોટ પર ગયા હતા તે હોડી પાછી શેઠને કાંઠે પહોંચાડી ગઈ; અને હોડી આગબોટ પર પાછી પહોંચી ન પહોંચી ત્યાં તો સેનાપતિ ડોનાવન-સાહેબે તોપનો મારો લગાવ્યો. પાયદલ લશ્કરને સજ્જ કરવામાં આવ્યું. તે લશ્કરને કિનારે ઊતરવાનો હુકમ આપવામાં આવ્યો. પાયદલ લશ્કર કાંઠે ઊતર્યું ત્યારે નોમની તિથિ પ્રમાણે દરિયાની ભરતીના પાણી ઊતરી ગયાં હતાં. એટલે બેટના કંકરવાળા કિનારા પર લશ્કર ઊતરી કિલ્લા તરફ કૂચ કરવા લાગ્યું. કિલ્લામાં તે વખતે પૂરી સાવધાની હતી. નેટિવ ઇન્ફન્ટરીની ૨૮મી રેજિમેન્ટ અને છઠ્ઠી રેજિમેન્ટ બેટને કાંઠે બુધવારે પૂરા હાશથી ઊતરી પડી. પિસ્તોલના ભડાકા કરતાં કરતાં લશ્કર છેક કિલ્લાની ભીંત સુધી પહોંચી ગયું. કિલ્લામાંથી એ લશ્કર પર તોપો વછૂટી. કોઈ એમ કહે છે કે કિલ્લાની બહાર આજુબાજુ શેઠશાહુકારની મેડીઓ હતી તેમાંથી પણ બન્દૂકના ભડાકા લશ્કર ઉપર થતા હતા. એમ પણ કહેવાય છે કે વાઘેર સરદારોએ કિલ્લાની ભીંત ઉપર જુદી જુદી જગ્યાએ ચુનંદા ગોલીબાજ ગોઠવી દીધા હતા. તેમની ગોળીથી જ ઘણા અમલદારો, સિપાઈઓ માર્યા ગયા હતા. છેવટે એક બે તોપમાં ગોળીઓને ઠેકાણે કચ્છી દોકડા, ઢીંગલા અને રૂપાની કોરીઓ નાખી એવી આબાદ રીતે તોપ કિલ્લા પરથી વછોડવામાં આવી કે અંગ્રેજ

લશ્કરનો કચ્ચરઘાણ વળી ગયો. અંગ્રેજ લશ્કરે કિલ્લાની ભીંતે સીડીઓ લગાડી હતી તે વાઘેર સરદારોએ કિલ્લા પર ખેંચી લીધી. અંગ્રેજ લશ્કરના સરદાર કેપ્ટન મેક્કોર્મેક ઝંડાધારી વીલોમો અને બીજા દશ યુરોપિયન સિપાઈઓના રામ રમી ગયા. કેપ્ટન ગ્લાસ પૂલ, લેફ્ટેનન્ટ ગ્રાન્ટ અને બીજા સાડત્રીસ સિપાઈ ઘાયલ થયા અને મરીન બટાલીઅનમાંથી એક સિપાઈ મરાયો અને પાંચ સિપાઈ ઘાયલ થયા.

આ અંગ્રેજ અમલદારનાં હાડકાં જે કબરમાં બેટની ભૂમિ પર દટાયાં છે, તે કબર પર નીચેના શબ્દોવાળો લેખ આજે પણ બેટની યાત્રાએ જનાર વૈષ્ણવની બગીચાની હવેલી પાસે જોઈ શકે છે. બન્ને અમલદારને એક જ કબરમાં દાટવા પડ્યા હતા. જુદી જુદી કબરો ખોદવા અંગ્રેજ લશ્કરને અનુકૂળતા જ વાઘેરોએ રહેવા દીધી નહોતી.

એ કબર પરના લેખની વિગત નીચે પ્રમાણે છે:

કબર લંબચોરસ આકારની છે. ચોતરફ ત્રણ પગથિયાવાળી ઊભણી ઉપર આશરે અઢી ફૂટ ઊંચી લંબચોરસ કબર ચણાવેલી છે. તેની ઉપલી સપાટી પાંચ ફૂટ લાંબી અને અઢી ફૂટ પહોળી છે. તેના પર ઝાંખા લીલા રંગના કાળમીંઢ પથ્થરની લાદી જડવામાં આવી છે. તેના ઉપર ઊંડા કોતરાયેલા અક્ષરો છે. તે અક્ષરોમાં પોલા ભાગમાં સીસું ઢાળવાનું કામ બાકી રહ્યું છે.

લેખ

Edward Tanodery Wilaume Ensign 6th Regt. Bombay N. I

AND

Capt. Mc. Cormac, 28th Regt. of Foot killed on 6th Oct.

MDCCCLIX

આ રીતે વાઘેર સરદારે બેટમાં બતાવેલું વીરત્વ અંગ્રેજોને સારી પેઠે ખૂંચ્યું. બેટના ગઢની રાંગ ઉપરથી એ દિવસે વિજયડંકા વાગ્યા. તે પછી બેટના કિલ્લાએ કદી પણ વિજયડંકાનો નાદ સાંભળ્યો નથી. હા, દેવમન્દિરના ચોઘડિયાં એ જ કિલ્લામાં અત્યારે એ મન્દિરના નગારખાનામાં વાગે છે. દરેક માસની દશમની તિથિ આવે ત્યારે રાધિકાજી મન્દિરની અગાશી પરથી—દશમની દેવસ્વારી નીકળવાની અને બીજે દિવસે એકાદશીનું વ્રત આવે છે તેની જાહેરાતરૂપે હાલ ઝાલર વાગે છે ખરી.

## વેરનાં ઝેર ઊમટ્યાં

વાઘેરોએ કર્નલ ડોનાવનની આબરૂ કોડીની કરી નાખી. ધ્વજ-પતાકાથી જે મનવારો દરિયાની ખાડીમા તરતી હતી—ગાન્ધર્વ નગરી જેવી ભાસતી હતી—તેણે પોતાના સરદારોના મરણનો શોક પાળવા ધ્વજાઓ ઉતારી લીધી.

આ હારથી અંગ્રેજ લશ્કરનો ક્રોધ ઊભરાયો. તે જ દિવસે અંગ્રેજ લશ્કરના સેનાપતિને ખબર તો પડી કે વાઘેરોમાંનો શૂરવીર દેવો છબાણી પણ મરાયો છે, તોપણ ક્રોધની આગના ભડકા હવે આહુતિ વિના શમે તેમ નહોતા. બીજી સવારે જ બેટનો ગઢ સર કરી દુશ્મનોને કેદ પકડી (ફ્રાઈગેટ) બરછામાં તેમને મુંબઈ મોકલી આપું તો જ મારી આબરૂ રહેશે એવો નિશ્ચય સેનાપતિ કર્નલ ડોનાવને કર્યો.

## વાઘેરોની નાશભાગ

બીજા દિવસની ઉષા પ્રકટી ત્યારે અંગ્રેજ સ્કાઉટને (છૂપાચર) ખબર મળે છે કે કાબા લોક રાતે જ કિલ્લો છોડી—મોટી મિલ્કત સાથે નાસી ગયા છે અને નાની હોડીની મદદથી રાતોરાત ખાડી ઓળંગી ઓખામંડળના સૂકા પ્રદેશમાં ઊતરી પડ્યા છે. અંગ્રેજ લશ્કર હાથ

અંખેરતું રહ્યું. સ્કોબી સાહેબની ઇચ્છા તો મનમાં ને મનમાં રહી ગઈ —કર્નલ ડોનાવનના દોકડા મીંડી બની ગયા. પણ માણસનું ઝેર તો વધતું જ જાયને! કર્નલ સ્કોબી સાહેબે ઓખામંડળ લશ્કરી રણક્ષેત્રના ઇજનેર ડૉ. નેસ્મિથને બોલાવ્યો. તેણે તેને સખત શબ્દમાં તાકીદ આપી કે જરા પણ ઢીલ કર્યા સિવાય અંગ્રેજનો નાક રાખવા ખાતર આજ ને આજ બેટના ગઢનો ભૂકો કરી નાખો.

લશ્કરના સિપાઈઓ, લશ્કરી મજૂરો—સૌ વહાણમાંથી કીડીઓની હાર પેઠે ઊતર્યા. મહાજનને જણાવી દેવામાં આવ્યું કે ગઢનો ભૂકો થવાનો છે, માટે ચાર કલાકમાં જેમને ખસી જવું હોય—દેવની મૂર્તિઓને ખસેડવી હોય, અગર જે કંઈ તજવીજ કરવી હોય તે લશ્કરના સિપાઈઓની નજર નીચે કરી લેવી. મન્દિરની મૂર્તિઓ અચલ હતી. તેને ચલિત કરવામાં ખૂબ આપદા પડી. મૂર્તિઓને ઊખેડી મન્દિરોની ગૌશાળામાં પધરાવવામાં આવી. બાવાજી પણ બહાર નીકળ્યા. તેમનુ ધાન્ય ધાન્યને ઠેકાણે રહ્યું અને ટાંકામાં તથા મંદિરોના તોસાખાનામાં પૂરી મૂકેલી દોલત પણ ત્યાંની ત્યાં જ રહી.

## બેટના મંદિરનો અને કિલ્લાનો ભૂકો

આસો સુદ ૧૦ એટલે દશરાનો તહેવાર. નવરાત્ર ઊતર્યાં અને જોગણીઓના ખપ્પર ભરવા સારુ બેટમાં કાળો કેર વર્તાઈ રહ્યો. ગઢની આસપાસ સુરંગો રચવામાં આવી. મોટી સુરંગ ફૂટી ત્યારે એવો અવાજ થયો કે જે કદી બેટના અંતરિક્ષે સાંભળ્યો નહિ હોય. ઘણી ગર્ભવતી બાઈઓના ગર્ભ એ અવાજથી છૂટી ગયા. એવી કથા પણ છે કે એ વખતે જન્મેલા એકબે છોકરાના નામ—ગલોલ—ગલોલા—રાખવામાં આવ્યું હતું. ગઢ તૂટયો, ગઢની રાંગ તૂટી, દેવના આરસનાં આસનો તૂટયાં, જામનગરી સલાટોની ઠીકમનથી રચાયેલાં મજબૂત પાણીના ટાંકાની ભીંતના કોચલા ઊડયાં. એ સુરંગના અવાજે

બેટની ધરતીને ધણધણાવી દીધી, ગઢ ખૂલ્લો થયો. જેમ સૂરપાણના ધોધ આગળ ભમરા ઊડીને ઊડીને ચોંટે છે તેમ સોલ્જરોનાં ટોળાં ગઢમાં પેઠાં. જ્યાં માણસ દેખે ત્યાં તે તેની પાછળ દોડે, તેને ઠાર કરે. જેટલા માણસ સોલ્જરને મળે તે બધા કાબા છે એમ તે સમજતા હતા. આસો સુદ ૧૧ જેવા પવિત્ર દિવસે સિપાઈ માત્રને બેટ ગામમાં ફરી વળવા— લૂંટ ચલાવવા અને વાઘેરોને ઠાર કરવાની છૂટ મળી. વસ્તીનાં ઘર તો ખાલી હતાં. તે વખતે બેટમાં હાલ લીંબડાવાળી ડેલીના નામે શંખનારાયણની જે જગ્યા જાણીતી છે—તેમાં વહાણમાંથી ઉતારી મૂકેલાં પીવાનાં દારૂનાં પીપો ભરી રાખવામાં આવ્યાં હતાં. તે સોલ્જરોના હાથમાં અચાનક આવ્યાં. પછી તો સોલ્જરોની સ્થિતિ કેવી થાય તે સમજી શકાય તેવી વાત છે. કોઈ ઘરમાં ડોશીઓ ઘર સાચવવા રહી હશે, કોઈ ઘરમાં એકાદ પુરુષ પણ મિલકતની ચોકી કરતો હતો. એવા જનમંડળ ઉપર પીધેલા સોલ્જરોએ કાળો કેર ગુજાર્યો હતો તે વર્ણવ્યો જાય તેમ નથી. નિર્દોષ ડોશીઓને ચૂંથી નાંખવામાં આવી, ગાયોની કતલ કરવામાં આવી. એ મદઘેલા સોલ્જરોની કૂચ સદ્‌ભાગ્યે બેટના ભરેલાં તળાવનાં પાણીએ અટકાવી દીધી. સોલ્જરો તળાવનું પાણી જોઈ સમજ્યા કે ગામનો છેડો આવ્યો. એટલે તે પાછા આગબોટ પર ફર્યા.

## બેટની દોલત

મંદિરોના ટાંકામાથી એક જગ્યા પર મોટો ચરૂ ઘરેણાંથી ભરેલો મળી આવ્યો. એટલે તો સ્કૉબી સાહેબે હુકમ આપ્યો કે ગઢ આખો ઉડાડી નાખવો. પરિણામ એ આવ્યું કે ગુપ્ત રાખેલી બધી દોલત ઉઘાડી પડી ગઈ. સોલ્જરોથી એ દોલત ખાનગી રીતે લઈ શકાય નહિ. એ બધી દોલત વહાણમાં ભરવામાં આવી. "ફીરોજ" નામનો બરછો આખો ભરચક ભરાઈ ગયો. તે બધી દોલત મુબઈના બારામાં પહોંચી.

તે દોલતની કીંમત તે વખતે સાડાત્રણ લાખ રૂપિયા જેટલી થઈ હતી. ઈ. સ. ૧૮૫૯ની સાલમાં બેટ જેવા નાના ગામમાં કેટલી સમૃદ્ધિ હતી તેનો વિચાર કરો. બેટને વાઘેરો લૂંટી ગયા હતા. તે એક વાત તે પછી વાડીબગીચામાં જઈ વસેલાની પોતા પાસેની સચવાયેલી દોલત એ બીજી વાત. સોલ્જરોએ ઘૂસી ચોરીથી પોતા પાસે અને અમલદારોએ પોતા પાસે રાખેલી દોલત એ ત્રીજી વાત, અને જાહેર રીતે મુંબઈ પહોંચી તે સાડાત્રણ લાખ રૂપિયાની દોલત એ ચોથી વાત. કેવી અઢળક સમૃદ્ધિ !.

બેટના મામલાને ઠેકાણે પાડી અંગ્રેજ સેનાપતિ કર્નલ ડોનાવન દ્વારકા આવી પહોંચ્યા. જેમ દ્વારકાથી નાસીને વાઘેર આગેવાનો બેટના કિલ્લામાં ભરાઈ બેઠા હતા તેમ બેટમાંથી નાસી વાઘેર આગેવાનો દ્વારકામાં જતા રહ્યા હશે, એવી સમજથી અંગ્રેજ લશ્કર તોપખાના સાથે દ્વારકા આવી પહોંચ્યુ હતું, નવરાત્રના ઉજમાળા ઉત્સવોમાં આ રમખાણ જાગ્યું હોવાથી એ વરસે દ્વારકાની વસ્તીમાં નવરાત્રના આનન્દનું દર્શન થતું નહોતું. દશરાના દિવસે જ અંગ્રેજ લશ્કરના સોલ્જરોએ દ્વારકામાં ઠેર ઠેર પોતાનાં થાણાં નાખ્યાં હતાં. બેટમાં સોલ્જરોને વસ્તીમાંથી અને મન્દિરમાંથી દોલત હાથ આવી હતી. તેથી દ્વારકામાં પણ દોલત સાંપડશે એવી ધારણાથી સોલ્જરોએ ગોમતી-કિનારા પરનાં અનેક દેવળોની ઝડતી લીધી હતી. દ્વારકામાં દક્ષિણા-મૂર્તિના મન્દિરમાં અંગ્રેજ સિપાઈઓએ મોટી ભાંગફોડ કરી હતી. એ લત્તાનાં અનેક દેવળોને તોડવામાં આવ્યાં હતાં. તોપખાનાએ દ્વારકાની ઉત્તરે આવેલા રાવળા તળાવની ઉચ્ચ ભૂમિ પર પડાવ નાખ્યો હતો. ત્યાંથી તોપનો મારો દ્વારકા ગામ ઉપર થયો હતો. દ્વારકાધીશના જગત મન્દિર પર તોપનો એકાદ ગોળો પડવાથી મન્દિરના સ્તંભને ઈજા પહોંચી હતી. એ વાતની તોપખાનાના ઉપરીને ખબર પડી એટલે

જગત મન્દિરની દિશાએ તોપનો મારો જતો અટકાવવામાં આવ્યો હતો. આવા પ્રકારની તજવીજથી લશ્કરે વાઘેરોને દ્વારકામાંથી ભગાડી મૂક્યા હતા.

દ્વારકાથી અંગ્રેજ લશ્કર વાઘેરની ટોળીનો પીછો પકડી છેક વસઈ સુધી ગયું હતું. રસ્તામાં એક ટીંબા ઉપર ગુહાદિત્યનાં અસલી ત્રણ દહેરાં આવ્યાં તેમાં કેટલાક વાઘેર યુવાનો છુપાઈ ગયા. એ વાત અંગ્રેજના માણસોએ જાણી લીધી અને એ દહેરાં ઉપર પીસ્તોલની ગોળીઓની રમઝટ ઉડાડવામાં આવી હતી. ત્યાંથી વસઈ ગામમાં લશ્કર પહોંચ્યું અને વાઘેરનાં ઘરોને આગ લગાડવામાં આવી તથા વસઈ ગામે કનકેશ્વર મહાદેવની ભવ્ય ધર્મશીલા ઊંચા સ્તંભોની રચનાવાળી બાંધવામાં આવી હતી તેમાં વાઘેર આગેવાનો છુપાઈ ન રહે એટલા માટે એ ધર્મશીલાને સુરંગથી ઉડાવી દેવામાં આવી હતી. એ ધર્મશાળાના માતબર શરીરના હાડકાં જેવી મોટી પથ્થરની શિલાઓ આજે કનકેશ્વર મહાદેવના દેવળ પાસે ખંડેર દેવળો છે ત્યાં પથરાયેલી પડી છે.

આ ધીંગાણામાં વાઘેરનાં ૨૫–૫૦ માણસ મરાયા હતા. ત્યાંથી નાઠેલા વાઘેરો પાછળ બારટન સાહેબ મોટી ફોજ લઈને કૂચ કરી ગયો. પોશીતરા, સામળાસર પાસે વાઘેરોના ઘણા માણસો મરાયા અને બાકીના ખારા પાણીના રણના કાંઠા પર નાસી ગયા અને ત્યાંથી જામનગરના પ્રદેશમાં અને બરડા ડુંગરના પ્રદેશમાં વાઘેરો નાસી ગયા. પીંડારામાં ગાયકવાડી લશ્કર પડાવ નાખી પડ્યું હતું છતાં તેની વચ્ચેથી વાઘેર સરદારો ઘરબાર લઈને નાસી છૂટ્યા. તે વખતે કહેવાય છે કે ભીયા માણેકના ઘરવાળી ગાયકવાડ સરકારના લશ્કરના હાથમાં સપડાઈ ગઈ હતી. આ બાઈ મારફત ખબર મળ્યા કે ઓખામંડળના વાઘેરો ઘરબાર છોડી બહાર જતા રહ્યા છે. ગોરીઆળી ગામના વાઘેર-કાંયાં માણેકની ટોળીવાળા તેમ જ નાગનાથનો ભીયો સુમણીઓ વગેરે બારટન

સાહેબને શરણે આવ્યા અને પોતાના હથિયાર તેમને ચરણે ધરી દીધાં. બારટન સાહેબે આ પછી ઓખાના બધા ભાગ પર મજબૂત બંદોબસ્ત ગોઠવ્યો અને નાસી ગયેલા વાઘેરોને કાઠિયાવાડ એજન્સીના સત્તાધીશો કબજે કરશે એવી ધારણા બારટન સાહેબે રાખી હતી. તેવું ઓખાના ગામોની સુવ્યવસ્થા જાળવવા તરફ પોતાની હીકમત અજમાની હતી. વાઘેર સરદારો બરડાના ડુંગરમાં ભરાયા છે તે બાતમી કાઠિયાવાડમાં ફરી વળી. ત્યારે કાઠિયાવાડનાં ગામડાંઓની વસ્તીના હોંસતોંસ ઊડી ગયા હતા.

બેટમાંથી મુબઈ લઈ જવામાં આવેલી બધી દોલત ગવર્નર એલ્ફિન્સ્ટન સાહેબે ૭ માસ પછી પાછી બેટ મોકલાવી દીધી હતી એમ મન્દિરોના વહીવટ કરનારા કહેતા હતા.

જ્યારે બેટ દ્વારકામાં આવા પ્રકારની લશ્કરી ભીંસ મન્દિરો ઉપર આવી પડી હતી ત્યારે મુંબઈના વૈષ્ણવ મહાજનોએ સભાઓ ભરી કંપની સરકારને જાહેર કર્યું હતું કે દેવળો ઉપર તોપના મારા થાય અને મંદિરોને સુરંગથી ઉડાવી દેવામાં આવે તેથી મુબઈની હિન્દુ પ્રજાની લાગણી ખૂબ દુભાય છે.

આ હકીકતનો ઉલ્લેખ The Times of India નામના મુબઈના વર્તમાનપત્રમાં નીચે પ્રમાણે છપાયેલા ખબરપત્રમાં થયો છે: લેખકે પોતાની કાપલીઓની ફાઈલમાં સાચવી રાખેલી કાપલી પરથી આ ઉતારો કરવામાં આવ્યો છે.

[Hundred Years Ago]
From the Times of India.
October 26, 1859.

Sensation. The destruction and plunder of the Idols and temples of the Hindoos by the British force while

engaged in storming the fort of Beyt, seems to have produced the utmost sensation on the minds of the Hindoo community. Their feelings have been so greatly hurt by the excesses of the British soldiers at Beyt, that they *have resolved to pass these Dewali holidays in mourning* as it were. Not only that, but a great majority of them are trying every means in their power to disuade the other communities, such as the Parsee and the Borah, from lighting as usual their shops and establishments.

(ભાષાન્તર)

**સો વર્ષ પહેલાં** = ઑક્ટોબર-૧૮૫૯ના ટાઈમ્સ ઑફ ઇન્ડિયા પરથી.

**લાગણીનો ઉશ્કેરાટ**—બ્રિટિશ લશ્કરે બેટના કિલ્લા પર હલ્લો કરતી વખતે કરેલી હિન્દુઓનાં મંદિરો અને મૂર્તિઓની ભાંગફોડ અને લૂંટથી હિન્દુ કોમના મન ઉપર બેહદ કચવાટભરેલી ઉશ્કેરણી ઉત્પન્ન થઈ છે. બ્રિટિશ સોલ્જરોએ બેટમાં જે અતિશયતા કરી છે તેનાથી તેમની લાગણીઓ એટલી બધી દુખાઈ છે કે તેમણે આ દિવાળીના દિવસો જાણે કે શોકના હોય તેમ પસાર કરવાનો ઠરાવ કર્યો છે. એટલું જ નહિ પણ તે કોમનો મોટો ભાગ—પારસી અને વોરા કોમ જેવી બીજી કોમને પોતાની પાસેના બધાં સાધનથી સમજાવી રહ્યા છે કે હંમેશ મુજબ દુકાન ઉપર અને તેમની પેઢી ઉપર રચવામાં આવતી રોશનાઈ ન કરવી.

ઈ. સ. ૧૮૫૯ના ઑક્ટોબર માસમાં બેટનાં મંદિરો લૂંટાયાં કે તરત જ તે ફરી બાંધવાની યોજના થવા લાગી. તે વખતના જામનગરના રાજા અને કચ્છના રાજા એ મંદિરો બાંધવાનું વિચારી રહ્યા હતા; પણ છેવટે વડોદરા સરકાર તરફથી બેટનાં મંદિરો સરકારી

અમલદાર નાના સાહેબ ઘાસકડખીની દેખરેખ તળે ફરી બંધાયાં અને સંવત ૧૯૧૭માં ફાગણ સુદ ૭ ને સોમવારે (તા. ૧૮-૩-૬૧) બેટના મંદિરમાં દેવની મૂર્તિઓની પ્રતિષ્ઠાનો ઉત્સવ થયો. તે વખતે અમરેલીના ગુંસાઈના બાલક, માંડવી (કચ્છ)નાં વહુજી મહારાજ, કોટાના શ્રી મથુરેશજી ટીકાયતનાં વહુજીની હાજરી હતી. બેટમાં શ્રી દ્વારકાધીશની આ પ્રતિષ્ઠાનો દિવસ ફાગણ સુદ ૭ દર વરસે પાટોત્સવ તરીકે આજ સુધી ઉજવાય છે.

બેટનાં મંદિરો વડોદરા સરકારે નવેસરથી બંધાવી આપ્યાં હતાં તેની વિશેષ ખાતરી બેટના શ્રી સત્યભામાજી મંદિરનાં દફતરમાંથી મળેલા કાગળ ઉપરથી થાય છે. એ કાગળ અત્રે આખો ઉતારવામાં આવ્યો છે.

પત્ર

હરિભક્તિપરાયણ શ્રી બેટ શંખોદ્ધારના મંદિરના શ્રી સત્યભામાજીના બ્રહ્મચારીજી ગંગાધરજી તથા અધિકારી વ્રજદાસજી—

લિ. નારાયણરાવ રઘુનાથરાવ વહીવટદાર, મહાલ ઓખા મંડલ વિ. ગાયકવાડ સરકાર—જત વાઘેર લોકોના તોફાનથી સર્વે મંદિરો પડી ગયાં—તે સરકારથી નવાં કર્યાં. તેમાંથી શ્રી ત્રિકમજી મહારાજના મંદિરની ઉપજનો ભોગવટો તમારા તરફે છે. તેથી તમોએ મંદિરના ખર્ચ પેટે ઉધડ રૂા. ૫૦૦૦ અંકે પાંચ હજાર સુરતી પૂરા રાજેશ્રી નાના-ગોવિન્દ ઘાસકડબી હસ્તક આપ્યા તે પહોંચ્યા છે. એ રૂપીઆ સરકારના ઇમારત ખાતે જમે કર્યા છે. સંવત ૧૯૧૭ના માહ વદ ૩ વાર બુધ—મુકામ બેટ. દા. નાનાગોવિન્દના.

---

# પ્રકરણ બત્રીસમું

## બરડાના આભપરાનું ધીંગાણું

દ્વારકામાંથી વાઘેરો પોતાના બાળબચ્ચાં સાથે બરડાના ડુંગરમાં નાસી ગયા. તે પછી કંપની સરકારની દરિયાઈ ફોજ બેટ દ્વારકામાં રહી હતી. તે મુમ્બઈ તરફ ચાલી ગઈ અને બીજું જમીન પરનું અંગ્રેજી લશ્કર પગરસ્તે રાજકોટ તરફ જવા ઊપડયું. તે લશ્કર પીંડારા થઈ દાતરાણા ગામ આગળથી કાઠિયાવાડ તરફ જતું હતું ત્યારે લશ્કરને દાતરાણાના લોકો પાસેથી જાણવા મળ્યું કે વાઘેર લોકો તે ગામે થઈને બરડાના ડુંગરમાં દાખલ થઈ ગયા છે. વાઘેરના કુલ માણસો લગભગ ૧૫૦૦ થી ૨૦૦૦ જેટલા હતા. એ લોકો દાતરાણા પાસેના ભવનેશ્વરની ધાર પર હતા ત્યારે માણસોને રોટલા ખવરાવવા સારુ બાજરાનો લોટ દળાય તેવી સગવડ તેમની પાસે નહોતી. તેથી એ ભવનેશ્વર પાસે વાઘેર લોકોએ મોટા માટીના ગોળામાં બાજરાને બાફીને ઘુઘરી બનાવી હતી; અને મીઠા અને મરચાં સાથે બાજરાની ઘુઘરી ખાઈ બધા માણસોએ ભૂખ મટાડી હતી. એ વખતે વાઘેરોની સરદારી જોધા માણેકના હાથમાં હતી. જોધા માણેક પાસે પોતાના માણસોનું પોષણ કરવા પૂરી ખરચી હતી એમ દાતરાણાના લોકોએ અંગ્રેજ ફોજના માણસોને ખબર આપ્યા હતા. દાતરાણામાં જોધો માણેક કહેતો ગયો હતો કે અમે તો બરડામાં મોરચા નાંખી રહીશું. પૈસા ખરચીને નવાનગરની બજારમાંથી જ્યારે અમે ખાવાનું મેળવી નહિ શકીએ ત્યારે પેટ માટે આસપાસનાં ગામડાં ભાંગશું.

પાકા પાયાની આ બાતમી અંગ્રેજ ફોજના માણસોને મળ્યા પછી

પોલિટિકલ એજન્ટ સાહેબે કાઠિયાવાડના જુદા જુદા રાજમાં કહેવડાવ્યું કે બધા તાલુકાદારોએ એક સંપ કરી વાઘેરના બળવાને દાબી દેવાના પ્રયાસ કરવા જોઈએ, એમ નહિ થાય તો કાઠિયાવાડની વસ્તીને ખૂબ સહન કરવું પડશે.

એ સંદેશાથી જુદા જુદા ભાગમાં વાઘેરોને જેર કરવા સૈન્યો તૈયાર કરવામાં આવ્યાં. જુનાગઢમાં દીવાન અનંતજી અમરજી લશ્કર લઈ કુતીઆણા પાસે જઈ પહોંચ્યા અને પોતાની સરહદ પર ચોકી બેસાડી. ગોંડલનું સૈન્ય મણિશંકર નરભેરામે તૈયાર કર્યું અને તે સૈન્ય ઢાંક અને ઉપલેટાની હદમાં ચોકી કરતું રહ્યું. તેવી જ રીતે નવાનગર રાજના નાકાબંધી માટે જુદે જુદે સ્થળે ફોજ ગોઠવવામાં આવી. ઓખામંડળમાં જે ફોજ હતી તેને હુકમ આપવામાં આવ્યો કે ત્યાંની ત્રણસો માણસની પલટણે બે તોપને લઈને સત્વરે બરડાના ડુંગર પાસે જઈને મોરચો નાંખવો. તેથી ભાણવડ ગામે અંગ્રેજી લશ્કરે થાણું નાંખ્યું હતું. ભાણવડથી ઘુમલી ગામે બરડાના નાકા ઉપર રોજ લશ્કરી જાસુસ જતો અને બરડાના ડુંગરા પર વાઘેર થાણાની હીલચાલના ખબર વખતો વખતના લાવતો. ભાણવડના લશ્કરના ઉપરી અંગ્રેજ સેનાપતિ હિલ સાહેબ હતા. તે ઠરેલ સ્વભાવના હતા અને અનંતજી દીવાન સાથે તેમણે મસલત કરી કે વાઘેરો જો એક જ સ્થળે ભરાયા છે તો તેમની સાથે ધીંગાણું ખેલી તેમને તાબે કરવા કરતાં વાઘેરો સાથે સમાધાન કરી તેમને શરણે લાવવાની પેરવી કરવી જોઈએ. તે નીતિ અનુસાર જુદા જુદા માણસો મારફત વાઘેરોના આગેવાન જોધા માણેક પાસે સમાધાનના સંદેશા મોકલવામાં આવ્યા હતા. વાઘેરોને કહેવામાં આવ્યું હતું કે તે ગાયકવાડની પ્રજા છે. તેમને દાદ ફિરિયાદ જોઈતી હોય તો કાઠિયાવાડના બીજા રાજની હદમાં તોફાન કરવાં ન જોઈએ, પણ તેમણે અમરેલી જઈ પહોંચવું જોઈએ. ત્યાં તે લોકો ન્યાય માગવા જે કરવું હોય તે ખુશીથી કરે પણ જામનગર, પોરબંદર, ગોંડલ અને

જૂનાગઢ રાજ્યના વિસ્તારમાં રહી ધીંગાણાં અને લૂંટફાટ વાઘેર ભાઈઓ કરે એ બરાબર વ્યાજબી કહેવાય નહિ. અનંતજીએ તો પોતાના માણસ સાથે એમ પણ કહેવરાવ્યું કે જો વાઘેર ભાઈઓ હથિયાર મૂકી દે અને શરણે આવે તો અંગ્રેજ સેનાપતિ તેમને બધા ગુના માટે માફી આપે અને ઓખા પ્રદેશમાં તેમના વસવાટ માટે યોગ્ય બંદોબસ્ત ગાયકવાડ સરકાર પાસે કરાવી આપે.

વાઘેર આગેવાનોને અંગ્રેજ અમલદાર પરનો વિશ્વાસ નહોતો. ગાયકવાડ સરકારનું મથક દ્વારકાથી ઘણે છેટે વડોદરામાં હતું. તેથી વડોદરાથી દ્વારકા મોકલેલા અમલદાર પરથી પણ વાઘેરનો ઇતબાર ઊઠી ગયો હતો. વાઘેર સરદારોમાંના કેટલાક એમ કહેતા હતા કે અમારો હાથ જો નવાનગરના જામસાહેબ ઝાલે અને તે અમારા ગરાસ માટે, જીવાઈ માટે બાંયધરી આપે તો અમે હથિયાર જામસાહેબને સોંપી દઈએ. જમાનગતમાં જામસાહેબ તરફથી સારા બારોટ-ચારણને રજુ કરે તે પછી અમે આ વિષ્ટીનો સ્વીકાર કરીએ.

આવી વિષ્ટી વાઘેરો પાસે જુદા જુદા માણસો લઈ ગયા હતા, પણ તેનું પરિણામ કંઈ ન આવ્યું. બીજી તરફ બરડાના ડુંગર ઉપર વાઘેરની ટોળી લગભગ બે હજાર માણસોની હતી. તે લોકો રોજ ને રોજ આભપરાના ટેકરા પર પોતાના બચાવ માટે જુદે જુદે સ્થળે પથ્થરની ભીંતો અને કોઠા બાંધ્યા કરતા હતા. વાઘેરો પાસે માત્ર વાઘેરોનું જ લશ્કર નહોતું પણ ઓખા પ્રદેશમાંથી જોધા માણેક બરડા તરફ નાસી આવ્યો ત્યારે એમની સાથે તેમના વળના બીજી કોમના લોકો પણ ઓખાથી આવી નીકળ્યા હતા.

જોધા માણેકના લશ્કરમાં લગભગ પંદરસો માણસ તો હથિયાર-બંધ લડવૈયા હતા. એ સંખ્યામાંથી અર્ધા જેટલા માણસો તો બંદૂક-વાળા હતા. બીજા લોકો પાસે તલવાર અને જંજાલ વગેરે હથિયારો

હતાં. આવા માણસો ઉપરાંત બીજી પ્રવૃત્તિમાં કામ આવે તેવા બસો-ત્રણસો ઢેડા—મેઘવાર કોમના હતા; સોબસો પુરબીઆ હતા; કેટલાક સિંધી અને જાટ પણ હતા. એમની પાસે પચાસેક ઘોડા પણ હતા.

આ રીતે બરડાના ટેકરા ઉપર જોધા માણેકે નાનું સરખું ગામ વસાવ્યું હતું. કારતક મહિનો પૂરો થવા આવ્યો હતો અને શિયાળાની ઠંડી ઋતુ શરૂ થઈ ગઈ હતી. એ દિવસની ટાઢમાંથી બચવા માટે રાતે વાઘેરના વાસમાં ઠેકાણે ઠેકાણે તાપણાં થતાં. તેના પ્રકાશથી વાઘેરની હીલચાલ પૂરેપૂરી દેખાતી હતી અને તેથી આસપાસની જુદી જુદી દરબારી ફોજના માણસોમાં એક પ્રકારની ધડક પેસી ગઈ હતી કે જોધા માણેકને વશ કરવાનું કામ એમના પર આવ્યું છે તે બહુ મુશ્કેલીથી પણ પાર પડશે કે કેમ!

બરડાના ડુંગર પર આભપરાની ધાર પર ધામા નાંખી બેઠેલા વાઘેરોને ઉચ્ચ સ્થાન મળ્યું હતું. તેથી તેમના પર હલ્લો લઈ જનાર લશ્કરી અમલદાર ઝટ ફાવે તેમ નહોતું. છેવટે એટલું તો નક્કી થયું કે વાઘેરોને ચોતરફથી ઘેરી લેવામાં આવે તો તે લોકો લાંબો વખત બહારની મદદ વગર આભપરા પર નભી શકે નહિ.

આભપરાને ઘુમલી તરફથી દબાવવા માટે જામનગરનું છસો માણસનું સૈન્ય જાલમસિંહ જાડેજાની સરદારી નીચે સજ્જ રાખવામાં આવ્યું હતું.

આભપરા પર જવાની ફાડમાની કેડી હતી. તે રસ્તો દબાવવા કંપની સરકારના બસો માણસોનો જાપતો રાખવામાં આવ્યો હતો.

તેવી જ બીજી કેડી **ચાવડી**ની હતી. તે પણ સરકારી બસો માણસોએ સંભાળી હતી.

ઘુમલીમાંના **નવઝર**ની કેડીએથી આભપરા પર જવાનો માર્ગ અગત્યનો હતો. તેથી ત્યાં ચારસો માણસોનું સરકારી લશ્કર ઓનર સાહેબની દોરવણી નીચે રાખવામાં આવ્યું હતું.

કિલેસરના ઉચ્ચ ભાગમાંથી ઢેઢખૂણાના નામથી ઓળખાતી જગ્યા પર હલ્લો લઈ જવા માટે પોરબંદરના સો માણસ અને ત્રણસો સિપાઈ કંપની સરકારના ગોઠવાયા હતા.

એક યોજના એવી હતી કે **દંતાળાનો** ઊંચો ભાગ જો હાથ કરવામાં આવે તો વાઘેર લોકો ટક્કર ઝીલી શકે નહિ. તેથી તે કામ માટે ખાસ તાલીમ પામેલા જૂનાગઢના ચારસો માણસ, ગોંડળની એક ફોજ અને નાની સરખી કંપની સરકારની લશ્કરી ટુકડી સજ્જ રાખવાની ગોઠવણ કરવામાં આવી.

આવા પ્રકારનો વ્યૂહ વાઘેરોને દબાવવા માટે રચાઈ રહ્યા પછી એમ ઠરાવવામાં આવ્યું કે પરોઢીએ ચાર વાગે બધી બાજુએથી એક સાથે હુમલો લઈ જવો.

નવાનગરના થોડા માણસો ઘુમલીમાં રહ્યા અને બાકીના **કંસારી**ની કેડીએથી આભપરા તરફ ધસ્યા. જાલમસિંહજીએ વાઘેરોના યુવાનો સાથે ભારે ટક્કર લીધી અને દેવા માણેક સાથે તો પોતે એકલા હાથે શરવીરને છાજે એવી રીતે લડ્યા. એ લડાઈથી વાઘેરોનું જોર કમી થયું હતું, પણ આગેવાનોની ખુમારી વધી હતી. દેવોમાણેક યુવાનીના પૂરમાં તણાયો હતો. કેટલાક વાઘેરો એમ માનતા થયા કે હવે વાઘેરોએ હથિયાર મૂકી દેવાં જોઈએ, પણ દેવો માણેક તો એકનો બે થાય તેમ નહોતો. એમની અડગ ટેકની કવિતા કવિઓએ લોકમાં વહેતી મૂકી હતી.

न छडीयां तलवार देवुभा जोयनो न छडीयां तलवार
न छडीयां तलवार मूळुभा बंकडा न छडीयां तलवार.

સૌરાષ્ટ્રની લોકકથાના અધ્વર્યુ શ્રી મેઘાણીએ આ ગીત લોકપ્રિય બનાવ્યું હતું અને તેમની પોતાની ધરતાવાળી લટકથી આ ગીત તેમણે ગ્રામોફોનની રેકર્ડ પર વહેતું મૂક્યું હતું.

## આભપરાનું યુદ્ધ

જાલમસિંહજી લડતા હતા ત્યાં કિલેશ્વર તરફથી પોરબંદરની ફોજ આવી પહોંચી. **ચાવડી**ની કેડીએથી કંપની સરકારનું લશ્કર લઈ મેજર ઓનર આવી પહોંચ્યા. ત્યાં વાઘેરો મરણિયા થઈને લડ્યા. અંગ્રેજ અમલદારને વાઘેરોએ ધરભેગો કરી નાખ્યો અને પછી તે દંતાળાના ડુંગર તરફ આશરા માટે ચાલતા થયા. આ વખતે આભપરા પર જે તોપો પહોંચાડી હતી તે તોપોનો મારો વાઘેરોના ટોળાં ઉપર ચાલુ કરવામાં આવ્યો. ચાલુ તોપના મારા નીચે રહીને દંતાળાને ટેકરે પહોંચાશે નહિ એમ માની આભપરા ઉપર જ વાઘેરના માણસો થંભી ગયા અને લડવા માંડયા. ધીરેથી એ ટોળાંએ દંતાળાનો ડુંગર હાથ કર્યો. જુનાગઢની ફોજે દંતાળો કબજે કરવાનું માથે લીધું હતું પણ તેનાથી એ કામ પાર પાડી શકાયું નહિ. વાઘેર દંતાળે પહોંચી ગયા. અહીં વાઘેરોએ રાતવાસો કર્યો અને પાછલી રાતે દંતાળેથી પોરબંદરનાં ગામડાંમાં તે નાશી ગયા. પોતાના બૈરાંછોકરાં સાથે આવી યોજનાવાળી કિલ્લેબંધીમાંથી પણ વાઘેર લોકો નાશી છૂટ્યા એ એમની હીકમત ગણવી કે એમનું આંધળીઉં સાહસ ગણવું? કેટલાક કહે છે કે સિપાઈઓની ઢીલાશ અને મામલો લંબાવવાની નીતિને કારણે આવું બન્યું હતું. ગમે તે હો, એટલું તો ખરું કે વાઘેરોનું ખમીર ક્ષત્રિયોનું હતું. લૂંટફાટ કરનારી બીકણ ડરપોક પ્રજાનું નહોતું—એ વાતની પ્રતીતિ અંગ્રેજ સેનાપતિઓને થઈ ગઈ હતી, કારણ કે એકથી વધારે અંગ્રેજ સેનાપતિ વાઘેરોને હાથે મરાયા હતા.

આભપરાના ધીંગાણામાં વાઘેર સરદાર **જોધામાણેક**ના અને **દેવામાણેક**નાં પરાક્રમ એટલાં તો આશ્ચર્યકારક હતાં કે કાઠિયાવાડના લોકગીતોની માળામાં દેવા માણેકનાં ગીતો મણકા તરીકે પરોવાઈ ગયાં છે. તેમાંના થોડાંક લાધ્યાં છે તે અહીં ઉતારવામાં આવ્યાં છે.

દુહા

જેઘો માણેક

धाराली धकुंदीअे बमणां छूटे 'बाण
रेटाळो टला लीअे शांगाणी जोध सजाण १

सोजरने सोंझा करां, वाढे ते नर वंका
जोधो धींगाणे चढ्यो अेना दृदली लग डंका २

अेकां घरने उजड कीआ रणदा लागो रेस
अेकल वेणो धर अचो नकलंक जोध नरेस ३

चडे ने बल करे चोगणो अरीआं भांजण एज
चतुरंगी फोजे चडे नकलंक जोध नरेस ४

દેવો માણેક

जाडा जालमसंघरा जी साफळीआ केकाण
अेणे देवो उठीओ सींगाडो जोराण
जमीओ जालमसंघरो भाजो तं भोपाळ
देवे जंजाळुं छोडीऊं गो उडे अंधाण
ओखा गढ कोइ आवे नहि लडवा बांधे लार
तें आडी रवांगे आण दीनी माणक देवडा
जंजाल छूटी जालमसंघरी हाकणा भरख देवा
आमपरे शकनुं मळीउं परनाळे रक्त पीवा.

કાફી

देवेभासे झगडो कीयो जालमसंघ वाघेरसें कजीओ कीयो
पेलुं धींगाणु रणमां कीधुं, ओलो आयरडो तळमां रीओ. जालमसंघ–
बीजुंरे धींगाणु खोडीयारे कीधुं हमीरडो सूरो पूरो थीयो. जालमसंघ–
पेलो तासीरो देवेभाअे कीधो, जालमसंघनो जमीयो पाडयो. जालमसंघ–

रोझी घोडीथी जालमसंघ उतर्या देवे भाअे पडकारो कीधो. जालमसंघ–
काफी तोजी चोलावे नथुनाथ देवेभासे पाणी रोओ. जालमसंघ–

ખરડાના ડુંગરા પર **આભપરાનું** ધીંગાણું વાઘેર સરદારો જામ-નગરની ફોજ સાથે ખેલતા હતા ત્યારે એ ફોજના નેતા દરબાર શ્રી **જાલમસિંગજી** જાડેજા હતા. તે વિભાજી જામના ભાયાત થતા હતા. એ જાલમસિંગજીના વંશમાં—શ્રી રણજિતસિંહ જામ મહાપરાક્રમી રાજા થઈ ગયા.

આ આભપરાના યુદ્ધની કથા—જાલમસિંગજીના બારોટ કવિ રણછોડ (રહેવાસી કંડોરણા) તરફથી झमाळ—વૃતમાં ઉતારવામાં આવી હતી. તેમાં જાલમસિંગ અને વાઘેર સરદાર વચ્ચે સંવાદ યોજવામાં આવ્યો છે. આ કાવ્ય પરથી આભપરાનું ધીંગાણું કેટલું ભવ્ય અને હાહાકાર ઉપજાવે તેવું હશે તેનો ખ્યાલ આવે છે. આ કાવ્યની ભાષા પરથી સમજાય છે કે વાઘેરના સરદારો–દેવો માણેક, જોધો માણેક, શાર્દુલ માણેક—વગેરે કાઠિયાવાડના પરાક્રમી લડવૈયા રાજકુમારો ગણાતા હતા.

* * *

જાડેજા શ્રી જાલમસિંગજી અને વાઘેર સરદારો વચ્ચે જામેલ આભપરાના યુદ્ધનું વર્ણન :

झमाळ काव्य

सरसत गुणवत समरीअे, नित प्रत लीजे नाम
आराधुं ऊमियापत्ति, अंतर आठुं जाम,
अंतर आठुं जाम, रदा मध्ये राखीए
कोटि सुधारण काम, दिनो दिन दाखीए ॥
मों पर करजो म्हेर .सदा दम चाहीए
.माणेक भड मछराल झमाळे गाईए ॥ १

एक दिवस रण नढ रचो जंग मचो जमराण
जाम कुंवर माणक जरु लडीआ दो राजाण
लडीआ दो राजाण खत्री वट स्याग सुं
वढीए वढीआ वीर के लडवा लागसुं
जालम रचीयो जंग भूजावळ भूपति
अळदोनुं अळभंग नवड भड नरपति ॥ २
दळ वादळ भूपत दळां अणकल फोज अभंग
गढपतिए नर घेरीआ आठे जण अणभंग
आठे जण अणभंग ओनाढी ऊठीया
लांधणीया लंकाळ मादुळा छुटीया
बळवंत बोले बोल, के आदर आपसुं
मरदां लेसुं भार घोंडारी डावसुं ॥ ३

(માણેક વચન)

पटाधर माणेक भड भड माणेक भोपाळ
भूरो केदी न भाळीओ लांधणीओ लंकाळ
लांधणीओ लंकाळ के केसर केहडो
सादुळो मरमोड के जाडेज जेहडो
खेधो मारे खेर कुंभा थळ कापसुं
सुण जाडेज सुजाण के आदर आपसुं ॥ ४

(જાલમસિંહજી વચન)

आज धरानह ऊगरो जांघा तेग सुजाण
सुण देवा साची कहु जालम हु उदराण
जालम हुं उदराण विहंडण वेरीआ
अणभंग जेह ओनाड ते सिंह छंछेडीया

प्रदम्हारे बळवंत धरासर घोडीयां
अण मळीया मुज आज सो केम छोडीयां ॥ ५

(માણેક વચન)

भड आधडेल भोमीयां सुण जाडेज सुजाण
हुं देवड सादुल हर जोरावर जमराण
जोरावर जमराण समसेर न छोडीए
* अबडो लाजे आज (जो) दोकर जोडीए
लागे मचवी खेल लोहां दळ लडसुं
सात्रव केरां सीस के तेगे त्रोडसुं— ६

(જાલમસિંહજી વચન)

कहे बळ कीण विध करे सोचहुं धारी सोड
मधझर फोजां माहरी माणेक हुं सरमोड
माणेक हुं सरमोड के जालम जाणवो
दळुं घोडारी डाव रतो शक आणवो
लउं पकडी लंकाळ पवंगा पुरमां
अकळावुं नर आज घोडांरी घलुरमां ॥ ७

(માણેક વચન)

जाडा भड तुज जाणीओ जोरावर झुंझार
डारे जो माणेक डरे तो भोम न झीले भार
भोम न झीले भार सुके जळ सायरां
वरसे नव वरसाद वाये धर वायरा

* માણેક વંશનો સ્થાપનાર હમીરજીનો દાદો અબડો નામ હતો. તેથી દાદાનું નામ ન લજાય—તેનું અહીં સૂચન છે.

नानो जाणी नाग सिंहा नव छेडीअें
कडवां फळ कुळवंत वडा नव वेडीजे ॥ ८

(જાલમસિંહજી વચન)

मुकु नही माटी थीअे चखहुंसे चखचोळ
क्षत्रीवट हुं तो खरो राखुं तुं सर रोळ
राखुं तुं सर रोळ जाडो कहे जाणजे
सोहडां हुंदो शक अेतो मन आणजे
हुं जालम जदुराण भुजा वळ भाळशा
अेणि भोम अहंकार के आज उतारशां ॥ ९

(માણેક વચન)

मदझर भड माणक तणा दीठा केसर दुठ
जगमध केनी जनुनीअे सेर न खाधी सुंठ
सेर न खाधी सुंठ वढये कोण वेडसे
दीठो नहि दरीवाण सहोडां मोळसें
भुजा वळ भोपाळ के आदर आपसुं
जाडा आवे आज ते करमळ वापसुं ॥ १०

(કવિવચન)

अण भंग केसर आफळा भड दोनु भोपाळ
मल्लु अखाडा मंडीआ डाढाळां डमराज
डाडाळा डमराज के थाप कुंभा थळा
डाढण होय सधीर मदोनद मेगळा
लो झड भय ललकार झडो झड झाटके
मोहड मादुळ सिंह अळां मर आटके ॥ ११

केसरीआ दोड आखडे धरमचीआं धुफाण
वळे शाक व्रहेमंड में 'घर हरिया ध्रींघाण
घर हरियां ध्रींघाण के पळ' छड पोहवा
अपछर हे थट आज क्षकुंदी जीहवा
चोसठ क्रोड शक्त के हुरा हरखीयां
धरियालु परमाणके सुंदर नरखीया ॥ १२

धरा धड्डके मेघसे भोम न झीले भार
कडके पीठ कोरंभरी दश थडके दीगपाळ
दश थडके दीगपाळ के शेशां शळकीया
घर मचीओ धंधकार सोहडां छ्ळकीयां
अरीआ लागे आज के फागण फुलीआं
पावस बीज प्रमांण प्रहर धंधुकीया ॥ १३

झळळळ सांगु झळहळे खळळळ रत्ती खाळ
भळळळ भाला भडहर्या कळळ वहे करमाळ
कळळ वहे करमाळ के माणेक मंडीआ
जाम तणा घर जेह सो वेड न छंडीआ
रणवट भोम रसाळ मचेदो मेगळा
हटे न को हहराण झणंके दोवळा ॥ १४

मारण रचीओ भूपति रण जंग मचीओ राण
वाजे सोहड वीर-हक गहके सिंधु गाण
गहके सिंधु गाण वजड हथ वडकीआ
अळ धुजे असमांण कोरंभा कडकीआ
माणक भड मछराळ धींगा अर ढांहणा
कर वीजळ करमाळ वेरी सर वाहणा ॥ १५

(માણક વચન)

मुछां हाथ नांखी मडद कह देवड कळभाण
लख पालण वळ लाजमां होसे थारी हाण
होसे थारी हाण के लाजुं लागसे
"माणक धणीआमार" (अेम) कवि मुख कावसे
जाम तणो धर जेह अभंग भड प्रेखीअे
(पण) रण चडतें राजाण धणी नव लेखीअे ॥ 16

(જાલમસિંહજી વચન)

जाडो रंग देवे जरु भड त्रहुं माणक भूप
तुं बंको क्षत्री-तिलक राजन्द्र कळनुं रुप
राजन्द्र कळनु रुप दणी सर देखीओ
बादर केसरी वाघ लुहां वळ लेखीओ
अणभंग जोयो आज प्रथी सर पारखो
देवड भड तुं दुठ समोवड सारखो ॥ 17

(કવિવચન)

जालम जंग जीते जरु के देवळ कळभाण
राजेन्द्र खेली रंगमु पारखीओ परमांण
पारखींओ परमाण के खांगे खेलीओ
रण मध दो राजाण के रंगमु रेलीओ
समरण दही सवास कही कहावजो
रंग मीना रजपुत लडवा लावजो ॥ 18

भड दोनु जीता भला भारथ बंका भूप
रंग माणक रण जीतणा तेम रंग जाडा कळरुप
रंग जाडा कळरुप के भूप भजाडीआ

जुगमें वाजत जीत वार्जीत्र वजाडीआं
मोती थाळ मंगाइके वीर वधावीआं
रण झगडो *रणछोड झमाळे गावीआं ॥ १९

संवत ओगणीस वीस शुभ रण झगडो राजाण
माणेक देवा मलकमा नर फरका निशाण
नर फरका निशाण भूप भडाआं रा
पणीजें देश विदेश गुणी जश गाईरा
आ झगडारी झमाळके रणवट रूपरी
देवड आलम होई भडां भड भूपरी ॥ २०

આ કાવ્ય—કાલાવડના કવિ માવદાનજીએ પ્રકટ કરેલ પુસ્તક—યદુવંશ પ્રકાશ અને જામનગરનો ઇતિહાસ—માંથી ઉતારવામાં આવ્યું છે.

---

* રણછોડ—કાવ્ય લખનાર બારોટનું નામ છે

## પ્રકરણ તેત્રીસમું

### ધરમની બહેન

રાજસ્થાનમાં અને સૌરાષ્ટ્રમાં ક્ષત્રિયો જ્યારે શિકારને કામે, રાજકાજને કામે, કે બીજા હેતુસર પ્રવાસે નીકળતા ત્યારે એમના જીવનમાં કેટલાક પ્રસંગો એવા આવતા હતા કે તેમને પોતાના ખાનપાનાદિની સગવડ માટે અથવા તો કોઈ રાજકીય હેતુ સાધવા માટે પ્રવાસ દરમ્યાન કોઈ કોઈ ગામે એકાદ વિચક્ષણ બાઈની મદદ લેવી પડતી હતી. આવે વખતે એ ક્ષત્રિય વીર જે બાઈને પોતાનું કામ કરી આપવાનું સોંપવા ઇચ્છતો તે બાઈ સાથે તે **બહેન** તરીકે સમ્બન્ધ બાંધતો. એવી મુકરર કરેલી **બહેનને ધરમની બહેન** કહેવાય છે; અને વીર પુરુષ એ બહેનનો **ધરમનો ભાઈ** બની રહેતો હતો. મોગલ રાજ્યમાં ઘણી રજપૂતાણીઓ બાદશાહી હલ્લામાંથી બચી જઈ પોતાનું શિયળ સાચવવા ઘણા બહાદુર રાજકુમારોને એવા સન્દેશા મોકલતી કે આજથી હું તમારી **ધરમની બહેન** છું એમ સમજશો. કેટલાક રાજાઓ પોતાનું રાજકીય કામ સાધવા સારુ પોતાના રાજ્યના મુત્સદ્દી સરદારોની કુટુમ્બની સ્ત્રીઓને **ધરમની બહેન** બનાવતા હતા. આવી ધરમની બહેનોએ ભારતના ઇતિહાસમા ઘણી વાર મહાન કાર્યોમાં પોતાનો સાથ આપ્યો હતો.

ઓખામંડળના શૂરવીર વાઘેર સરદારોનું જીવન તો સાહસોથી ભરપૂર રહેતું. એ સરદારો આરામપ્રિય નહોતા, તેમ જ તેમની ખાણી-પીણી વિલાસભરેલી નહોતી. વાઘેર સરદારની બધી મિલકત પોતાની ઘોડી, તલવાર, બન્દુક, જમૈયો અને ભેટયમાં બાંધેલ રોકડ નાણું કે સોનાના બાબમાં સમાઈ જતી હતી. સવારે ઘોડી પર સ્વાર થઈ દેવો

માલેક બહાર નીકળતો ત્યારે તેને પોતાને કે તેના ઘરના માણસોને ખબર નહોતી રહેતી કે આજે બપોરે તે રોટલા ક્યાં ખાશે અને રાતે તે ક્યાં ગામમાં આરામ કરશે. આવી સ્થિતિમાં જે ક્ષત્રિયો જીવન ગાળે તે પોતાના પ્રવાસમાં સમયસૂચકતા વાપરી પોતાના ભાણાની તજવીજ કોઈ ખેતરમાં કાપણી કરનારી બાઈ મારફત, ખેતરે ખેડૂત માટે ભત્તાર લઈ જતી બાઈ મારફત કે રબારીના કુબામાં એકલદોકલ રહેતી બાઈ મારફત કે સરકાર તરફથી જંગલમાં બાંધવામાં આવેલા થાણાના ચોકિયાતની ઘરવાળી મારફત મેળવી લેતા. એ બાઈને પહેલાં તો પોતાની ભેટમાં સાચવેલું નાણું કે સોનાનું ઘરેણું આપી તેને **ધરમની બહેન** સ્થાપવાનું કામ તે કરતા હતા. વાઘેરોની ધાક બરડામાં, બારાડીમા અને આખા કાઠિયાવાડમાં એવી બેસી ગઈ હતી કે વાઘેર સરદારની ઇચ્છા સામે કોઈ પણ થઈ શકતું નહિ. તો પછી સ્ત્રી જાતિ તો ક્યાંથી વાઘેર સરદારની માગણી નકારી શકે ! ચોકીવાળા સિપાઈની ધણિયાણીને જેવું ઘરેણું મળતું કે તરત જ તે બહેન સ્થપાઈ જતી અને ચોકિયાત તેની સામે ચું કે ચાં ઉચ્ચારી શકતો નહિ. ઘણા મહેતાના ઘરમાં પણ વાઘેર ભાઈઓને ધરમની બહેન મળી રહેતી.

વાઘેરો જ્યારે બહારવટે નીકળતા ત્યારે આવી ધરમની બહેન મારફત પોતાના કપરા સંજોગમાં પણ તે ગુપ્ત રહી શકતા અને પોતાના રોટલા મેળવી શકતા હતા.

અંગ્રેજ સેનાપતિઓના ઘોડા કાઠિયાવાડમાં ગુપ્ત બાતમી મેળવવા નદીનાળામાં ખૂબ ઘૂમતા પણ તેમને છુપાયેલા વાઘેર સરદારની બાતમી મળતી નહિ, કારણ કે નદીનાળામાં કોઈ પુરુષ માત્ર વાઘેર સરદાર પોતાનું કામ કરાવતા નહિ. તેમનાં કામ તો ધરમની બહેનો કરતી હતી. તેથી અંગ્રેજ જાસૂસને બહેન-ભાઈ ઉપર તો કોઈ પ્રકારનો વહેમ ઊભો થતો જ નહિ. તેથી ગાઈના માથા પર રોટલાની ઘડી બાંધેલી અંગ્રેજ

સિપાઈ દેખતા તો તે સમજતા કે એ બાઈ પોતાનાં ખેતર પર ખેડૂત માટે રોટલા લઈ જાય છે. તે બાઈ છૂપાયલા વાઘેર સરદારના રોટલા લઈ જાય છે એવી શંકા તેમને કદી આવતી નહિ.

ઈ. સ. ૧૮૫૬ થી ઈ. સ. ૧૮૬૫ સુધીના દશકામાં તો વાઘેર સરદારોની લૂંટફાટ અને ધાકધમકી સૌરાષ્ટ્રમાં એકસરખી એવી ચાલી હતી કે ભાગ્યે જ એવો દિવસ કાઠિયાવાડમાં ઊગતો કે જે દિવસે કોઈ ગામ ભાંગ્યાના કે કોઈ લગ્નની જાન લૂંટયાના કે કોઈ યાત્રાળુ લૂંટાયાના ખબર જાહેરમાં ચર્ચાતા ન હોય.

ધરમની બહેનો બહુ વફાદાર અને અકલમંદ હોય છે. પોતાના વાઘેર ભાઈની બાતમી તે પોતાના ધણી કે દીકરાને પણ આપતી નહીં. બલ્કે પોતાના ધણીદીકરા જો વાઘેરોને પકડવાના કામમાં સરકાર તરફથી રોકાયા હોય તો તે ધરમની બહેનો પોતાના ધણીદીકરાની હિલચાલની બાતમી વાઘેર ભાઈઓને આપતી હતી.

એવા કિસ્સા એકથી અનેક વાર બન્યા છે કે જ્યારે ધરમની બહેનના ધણીદીકરા કૂબાના, ઘરના એક ભાગમાં હોકાપાણીની મિજલસ ચલાવતા હોય ત્યારે ધરમની બહેનોએ વાઘેરભાઈને એ જ ઘરમાં કે કૂબામાં સલામતીભરેલો આશરો આપ્યો હોય.

આવી સંસ્થા વાઘેર ઊભી કરી શક્યા તેનો જશ કોને આપી શકાય? વાઘેરોની ઉદારતા અને દયાભાવને? કે બહેનોની વફાદારી અને ભીંસમાં આવેલા પરની બહેનોની મમતાને? કોઈ કહે છે કે એનો યશ કાઠિયાવાડની ખીકણ વૃત્તિને અથવા તો લોભવૃત્તિને અથવા તો કપટ છલવાળી મનોવૃત્તિને આપવો જોઈએ.

ધરમની બહેન પોતાના ભાઈને જ્યારે મળે ત્યારે ભાઈ પોતાનું માથું બહેન તરફ ઝુકાવે અને બહેન ભાઈનાં ઓવારણાં દુઃખડાં લે. એ શિષ્ટાચાર કદી તૂટતો નહિ. લેખકે ઘણા ગરાસિયા અને રાજ્ય

ચલાવનાર તાલુકદારને જોયા છે કે જેમણે સારા ઘરની આધેડ વયની બાઈને પોતાની **ધરમની બહેન** બનાવી હતી. ભાઈ જ્યારે ધરમની બહેનને ઘેર આવે ત્યારે તેમને આવકારવામાં આવે; અને ઘરના નાના-મોટા માણસો ખસી જઈને ભાઈ બહેનને ગોઠડી કરવાની અનુકૂળતા આપે. એમાં ન તો ગરાસિયાની તોછડાઈ ગણાતી કે ન તો સારા ઘરના બાઈમાણસની નાનમ ગણાતી.

આવી **ધરમની બહેનની** સંસ્થાની ખરી માહિતી ફાર્બસ સાહેબને ઉત્તર ગુજરાતમાં અને કાઠિયાવાડમાં લોકજીવનનો અભ્યાસ કરતાં કરતાં મળી હતી. તેમણે દલપતરામ કવિને કહ્યું હતું કે આવી સુન્દર સંસ્થાના અસ્તિત્વના ખબર એમને વહેલા મળ્યા હોત તો ગુજરાત—કાઠિયાવાડના ઘણા વીર પુરુષોને અંગ્રેજ સત્તાએ અન્યાય કર્યો છે તે થવા ન પામત.

સૌરાષ્ટ્રના ગામે ગામને પાદરે શૂરવીર લડવૈયાના પ્રાણત્યાગની કથા કહેતા હોય તેવા પાળીઆ ઊભા હોય છે. તેમ ગામડે ગામડે લોકકથામાં ધરમની બહેનોની રસભર જીવનની વાતો પ્રચલિત હોય છે. કોઈ જગ્યાએ આવી ધરમની બહેનો ઢેડવાડામાં મેઘવારના ઘરમાં હોય છે તો કોઈ ઠેકાણે આહેરના ઘરમાં ઢોરઢાંખર અને ખેતરવાડીનો પોયરો કરનાર આહેરાણીના રૂપમાં હોય છે. ક્યાંક ચારણો અને ક્યાંક ગરાસિયાણીઓ, ક્યાંક મહંતના અખાડાની સેવિકાઓ તો ક્યાંક મહેતા મુસદ્દીના ઘરની ડોશીઓ ધરમની બહેન બની રહેતાં હતાં.

અંગ્રેજ લેખકે લખ્યું છે કે "The days of Chivalry are gone." તેમ આપણે પણ ઉચ્ચારવું જોઈએ કે ધરમની બહેનોનો જમાનો ગયો જ ગયો. આધુનિક સમાજરચનામાં **ધરમની બહેનની** સંસ્થાનું સ્થાન નથી.

---

## પ્રકરણ ચોત્રીસમું

### ધરમની બહેનનું કાપડું

મૂળુ માણેકની ધરમની બહેનો ઓખામાં, બારાડીમાં અને બરડામાં તથા જુનાગઢના ગીરના પ્રદેશમાં સ્થપાઈ હતી. આવી બહેનોને ભાઈ તરીકે પસલીનું કાપડું (કમખો, ચોળી) જ્યારે જ્યારે મોકો આવે ત્યારે મૂળુ માણેક પહોંચાડતો અને ભાઈ બહેનનો નાતો દિન પર દિન વધતો જતો હતો.

ભાઈનું કાપડું જ્યારે બહેનને પહોંચતું ત્યારે બહેન તો પોરસાઈને પોતાને ભાગ્યવાન માનતી હતી, કારણ કે ધરમની બહેનને ભાઈનું કાપડું મોકલાતું તે માત્ર સવાગજ રેશમી કાપડનો કે જામનગરી કીનખાબનો કટકો જ ન હોય. એનું નામ જ માત્ર ધરમની બહેનનું કાપડું હતું, પરંતુ કાપડાને નામે બહેનને ત્યાં સોનાચાંદીના બાબની કોથળીઓ પહોંચતી. ઊનના લોઠકા ધાબળા પહોંચતા અને કોઈ કોઈ વાર તો ખજૂરના વાડીઆમા છૂપાવેલી કોરીઓના ઢગલા પહોંચતા હતા. તે ઉપરાંત કોઈ કાળે ઓચિંતી ધરમની બહેન સાથે જોધા માણેકની પ્રત્યક્ષ મુલાકાત થતી ત્યારે એ બહેનની વિદાય લેતાં ભાઈ પોતાની ભેટમાં જે કંઈ વાંસળીમાં કે ભેટ બંધણામા હોય તે બધું બહેનના ખોળામાં ખાલી કરી દેતા. ધરમની બહેન ભાઈને પાદર સુધી વળાવવા જતી તે ગામ ન જાણે માટે આવી વિદાય મોટે ભાગે રાતના ભાગમાં ગોઠવાતી હતી.

આવી ધરમની બહેનોમાંની એક બારાડી પ્રદેશના ભાતેલ ગામની પાસેના ગામડામાં રહેતી હતી. તે જાડેજા રજપૂતની ઠકરાણી હતી. ઓખાના વાઘેર સરદારો—દેવો માણેક, મૂળુ માણેક, અને વીરો

માણેક—જ્યારે ભાતેલને અડખે પડખે છાના આવ્યા હોય ત્યારે આ રજપૂત બહેનને કોઈ ને કોઈ રીતે ખબર થતા. એટલે તે બાઈ રોટલાના થડા અને છાસ-દહીના દોણાં સીમની રખારણો સાથે વાઘેર ભાઈના છૂપા વાસમાં પહોંચતા કરતી હતી.

એવી જ બીજી ધરમની બહેન વાઘેરોએ ઓખાની સીમા પર નન્દાણુ ગામ આવેલ છે ત્યાંની રાજગોર બ્રાહ્મણીને સ્થાપી હતી. ઓખામાં જ્યારે જ્યારે વાઘેર ભાઈ તંગીમાં આવતા ત્યારે ત્યારે નન્દાણા ગામની આ બ્રાહ્મણ બાઈ પોતાના માવતરને ત્યાં સંપેતરું ઓખામાં મોકલાવે છે એમ કહી તેના માવતરના ગામ ભાવડા ગામે કુંભારને માટલાં અને ઘડાના છાલકાથી લદાયેલા ગધેડા સાથે તે બાઈ મોકલતી હતી. એ છાલકું ખૂબ વજનદાર રહેતું; કારણ કે માટલાં અને ઘડા અનાજથી અને ગોળથી ભરેલા રહેતા હતા. કુંભાર એમ માનતો હતો કે ગોરાણીના માવતરને ત્યાં એ સંપેતરું જાય છે, પણ ભાવડાના રાજગર બ્રાહ્મણ એ માલ પોતાને ત્યાં રાખી વાઘેર સરદારોને ભીડ વખતે આપ્યા કરતો હતો. આ નન્દાણાની બ્રાહ્મણી બહેનને ત્યાં ઘણી વાર રખારી અને ચારણ આવતા અને ભાઈઓના ખબર અંતર આપી જતા અને દરદાગીનાના ડાબલા એ બાઈને સોંપી જતા. આનું નામ ધરમની બહેનનું કાપડું.

જ્યારે વાઘેર સરદારોનો ભેટો કોઈ મહેતા—કામદાર સાથે થઈ જતો ત્યારે તે જરા પણ ખમચાતા નહિ. તે પોતાને ઘોડે બેઠા બેઠા મહેતાને રામ રામ કહેતા અને ભેટમાંથી સૂડી, સોપારી કે અફીણની ડાબડી કાઢી મહેતાને આપતા હતા. કસુંબાની કાંકરી કોઈ વાર મહેતા લેતા પણ ખરા. આટલી વિધિ થાય કે તરત જ પોતાની ભેટમાંથી એકાદ સોનાની વીંટી, સોનાના વેઢલાની જોડ કે સોનાના કાનના ઠોળિયાંની જોડ વાઘેર સરદાર કાઢી મહેતાના હાથમાં મુકતા અને કહેતા કે "આ ભેટ અમારાં બહેનને ભાઈના કાપડાં તરીકે આપજો. તમારે અમારાથી જરાય

ઓચપાવું નહિ. તમે તો ચિટ્ઠિના ચાકર છો એ અમે જાણીએ છીએ. તમારા ઉપર અમને જરાય ખાર કે વેંધ નથી, આ તેઃ રાજકાજના ખેલ છે." આટલું કહેતાં તે ઘોડાને તગડી મૂકતા. મહેતો વાઘેરની ખાનદાની ઉપર વિચાર કરતો કરતો ઘોડા પર થંભી જતો અને વિચારતો કે આનું નામ રાજબીજ! કેટલી બધી ખામોશી! મને તલવારના એક ઘાથી હમણા પૂરો કરી નાખવા એ સરદારે ધાર્યું હોત તો વાતમાં કંઈ વાર નહોતી, પણ એણે તો અફીણની કણી લેવા ડાબડી મારા હાથમાં ધરી અને પોતે અનાજ, પાણી વગર સાંસાં ભોગવી રહ્યા છે તેવે વખતે પણ ભેટમાંથી સોનાના બાબની ભેટ આપવા ઉદારતા વરસાવી રહે છે. આવા માણસોને દેશવટો ન હોય! તેમને તો દરબારની ડેલી પરના ઢોલિયાની ગાદી હોય. આ વિચાર મહેતાને કેમ આવ્યો? બહેનના કાપડાંની ભેટ પરથી આ વિચાર ન સૂઝે તો બીજો કયો વિચાર સૂઝે!

આવી રીતે ધરમની બહેનના કાપડાંના પ્રભાવથી વાઘેરોને આફતના વખતમા અણધારી મદદ આવી પહોંચતી હતી. આભપરાના ધીંગાણામાં પંદરસોથી બે હજાર માણસોના કાફલાને વાઘેર સરદારો રોટલાપાણી કઈ હિકમતથી પૂરા પાડી શકયા હશે તેનો વિચાર અંગ્રેજ સેનાપતિને વારંવાર આવતો હતો. તેમને બહુ મોડી મોડી ખબર પડી કે વાઘેર સરદારોની ધરમની બહેનોના થાણા જ્યાં ત્યાં સ્થપાયાં હતાં. તેથી એ બહેનોને વાઘેર સરદારોએ મોંઘામૂલા કાપડાં મોકલી ભાઈબહેનનો નાતો ટકાવી રાખ્યો હતો. તે મોંઘામૂલા કાપડાંના જોરથી આભપરાની ટેકરી પર અનાજપાણીના ઊંટના ઊંટ રાતોરાત ગોંડલથી, ઢાંકથી કે ઉપલેટાથી આવ્યા જતા હતા. દેવા માણેકની ઘોડી તો દરબારી જોગાણ ખાઈને સદા પંખાળા વેગથી ધાર્યે ઠેકાણે ધણીને પહોંચાડી દેતી હતી. આભપરાના તાસીરામા દેવાભાની ચાગલી ઘોડી દરબારી જોગાણ વગર રહેવા પામી નહોતી. એ પ્રતાપ હતો ધરમની બહેનનાં કાપડાંનો.

---

# પ્રકરણ પાંત્રીસમું

## જોધા માણેક અને મૂળુ માણેક વળે ચડ્યા

બરડાના આભપરાના ધીંગાણામાં નાસી છૂટેલા વાઘેર સરદારો નરમ પડવાને બદલે તેમને મળેલી અન્યાય ભરી છક્કડથી તે લોકોનું ક્ષાત્રતેજ વધારે તપી ઊઠ્યું. જામનગરના રાજાને વચ્ચે રાખી જોધા માણેક હથિયાર મૂકી દેવાની વિષ્ટિ ચલાવી રહ્યો હતો; અને જુવાનિયા વાભાને અને મૂળુ માણેકને શાન્ત પાડવાની પેરવી કરી રહ્યો હતો ત્યારે આભપરા ઉપર વાઘેરોને હંફાવવા પોરબંદર, ગોંડલ, જુનાગઢ અને જામનગર રાજ્યના લશ્કરોએ ગાયકવાડના લશ્કરને અને કંપનીના લશ્કરને જે સાથ આપ્યો તેથી જોધા માણેકને ખાતરી થઈ કે કાઠિયાવાડમાં એવો મત જાગ્યો છે કે વાઘેરોને તો કચડી નાખવાં અને ફરીથી ઊભા થવા ન દેવા; એ વિચાર ઉપર બધી બાજી ખેલાતી હતી.

આ રીતે વ્યવહારકુશલ જોધા માણેક પણ સમજ્યો કે હવે વાઘેરોએ પોતે થઈ પોતાનો રસ્તો કરી લેવો પડશે. જોધો માણેક પોતે વળે ચડયો અને જુવાનિયા તો વીફરી બેઠા હતા જ.

તરત જ આભપરાથી નાસી છૂટેલાએ વાઘેરનું પાણી કાઠિયાવાડની રૈયતને અને કાઠિયાવાડના રાજાઓને દેખાડવાનું નક્કી કર્યું. મૂળુ માણેક બોલી ઊઠ્યો "આપણે મરદ બન્યા છીએ, રાંડીરાંડના જમાત નથી. ગામો ભાંગશું, દરબારગઢ તોડશું, કામેરાને મૂંઝવશું, વેપારીઓની વખારો લૂંટશું પણ હથિયાર હેઠાં નહિ મૂકીએ." દેવો માણેક ઘૂરકી ઊઠ્યો, "અરે ટોપીઆરાની મદદથી ગાયકવાડે વાઘેરનું ગજ પચાવી લીધું છે. તે પાછું પડાવી લીધા વિના આપણે જંપ વાળી બેસી શકીએ જ નહિ."

ડાયરાએ શાબાશીના પડકારથી આ નિર્ણયને સ્વીકારી લીધો.

સને ૧૮૬૦ના ડિસેમ્બર માસમાં વાઘેરના ધીંગાણાની વાતો છેક ઇંગ્લંડ પહોંચી અને ત્યાંથી તરત જ હુકમ છૂટ્યો કે ઓખામંડળનો ભાગ રાજકોટના પોલિટિકલ એજંટની સત્તા નીચે સોંપવો; પરન્તુ મુંબઈમાં અને વડોદરામાં રહેતા અમલદારોએ નિર્ણયાત્મક સલાહ આપી કે ઓખામંડળને વડોદરાના રેસિડન્ટ નીચે રાખવો અને દ્વારકામાં આસિસ્ટન્ટ રેસિડન્ટની કચેરી રાખી તેની મારફત વડોદરાના રેસિડન્ટે વહીવટ ચલાવવો.

આભપરાના દંગલમાંના કેટલાક ઓખાના માણસો બારટન સાહેબને શરણે આવ્યા હતા. બીજા સાતસો માણસ લશ્કરના સેનાપતિ ઓનર-સાહેબને શરણે જઈ પહોંચ્યા હતા. જોધો માણેક બરાબર સમજી ગયો હતો કે વાઘેરોનું હવે કોઈ રહ્યું નથી. કાઠિયાવાડના દરબારો અને રજવાડાં પણ વાઘેરોનું બળ તોડી નાખવા તૈયાર થયા છે. એવા સંજોગમાં સામે પૂર જોર કરવામાં કંઈ સાર હોઈ શકે નહિ. આ વિચારથી પ્રેરાઈને વાઘેર સરદાર જોધો માણેક સને ૧૯૬૦ના માર્ચ માસની ૨૯મી તારીખે બાર્ટન સાહેબની સલામે ગયો હતો અને પોતાના હથિયાર મૂકી દેવાં છે એવી વાત સાહેબ બારટન પાસે કરી હતી. એ વાતો ચાલતી હતી તે મૂળુ માણેક કળી ગયો હતો. તેણે જોધા માણેક પાસે અંગ્રેજ લોકોનું અને ગાયકવાડના ઘોડા ખેલવનાર તાતિયા લોકોનુ એવું એવુ વર્ણન કરી બતાવ્યું કે જોધા માણેકને ખાતરી થઈ કે હથિયાર હેઠાં મૂકી દેવાથી તેને હવે પાછો ગરાસ મળવાનો નથી, પણ દેશનિકાલની શિક્ષા તેને થશે, અને કોઈ અજાણ્યા મલકમાં એમને ચોકીપેરા નીચે મોકલી દેવામાં આવશે. એટલે બારટન સાહેબ પાસે હથિયાર મૂકી દેવા ગયેલો જોધો માણેક દ્વારકાથી નાશી છૂટ્યો. તે ફરીથી દ્વારકા આવ્યો જ નહિ.

## (વીફરેલા મૂળુ માણેક અને જોધા માણેકના)
## પરાક્રમોની પરંપરા

દેવા માણેક અને મૂળુ માણેક બે ભાઈઓ વડીલ જોધા માણેકને પોતાના તરફ ખેંચી શક્યા તેથી તે રાજી થતા હતા. હવે જ્યાંત્યાં ઓખાના વાઘેરોના હુમલાની જ વાતો થવા લાગી. કાઠિયાવાડના ગામડાંએમાં રાતની આવજા તો વાઘેરોના બીકથી બંધ જ થઈ ગઈ હતી. દીવે વાટ ચઢી કે તરત જ હાટડાં ફટાફટ બંધ થઈ જતાં. મંદિરમાં આરતીની ઝાલર થઈ જાય કે તરત જ સૌ પોતપોતાની ફળિયાની ડેલીના બારણા અંદરથી દસાવી દીવા ઠારી ખાટલામાં પડયા પડયા રાતું વીતાવતા હતા. એક વાર માંગરોલ પાસે માધવપુરના મેળામાં જોધા માણેકની ઘોડી આવીને ઊભી કે મેળામાં બેઠી રહેલા માણસોના હોસકોસ ઊડી ગયા. પણ જોધા માણેકે તે જ વખતે તરત જ મંદિર તરફ ચાલતી પકડી અને મંદિરના પુજારી સાથે મેળાના માણસોને કહેવરાવ્યું, "જોધો ગામ ભાંગવા નથી આવ્યો પણ દેવને બારણે હાથજોડ કરવા આવ્યો છે," એમ કહેતાં મંદિરને ઉંબરે રૂપાના કડલાંની જોડ અર્પણ કરી; અને તરત જ ઘોડી પર પલાણી માંગરોલ તરફ ઘોડીને તગડી મૂકી. તે વખતે માંગરોલમાં બહારવટિયો ગીગલો મઈયો દગાથી મરાયો હતો. ગીગલાનો ભાઈ જેસલો જૂનાગઢનો બહારવટિયો હતો. તેના આમંત્રણથી વાઘેર ભાઈઓએ માંગરોલ ગામ ઉપર ત્રાટકવાનો મનસૂબો કર્યો હતો, પણ કોઈ કારણસર તે વખતે માંગરોલ બચી ગયું.

પણ જોધા માણેકની રીસ ગાયકવાડના કામોરા ઉપર ઊતરી હતી તે હજુ શાંત થઈ નહોતી તેથી વાઘેર સરદારોએ ગાયકવાડનું ગામ કોડીનાર ભાંગવાનો નિશ્ચય કર્યો. એ વિચારમાં બધા વાઘેર સરદાર એકમત હતા. તરત જ ગીરના ગામડાંમાં ધરમની બહેનોના થાણા હતાં

પાગા દ્વારકા લઈ જવાનું અને ઓખાના વાઘેરોના તોફાનને નબળું પાડવામાં પૂરેપૂરા મદદગાર થવાનું ત્યાં ને ત્યાં પણ લીધું.

આ શિલેદારની પાગા દ્વારકામાં ખસ્યા પછી એક શિલેદાર અને તેની ઘોડેસ્વારની પાગા દ્વારકામાં આસિસ્ટંટ રેસિડન્ટની મદદમાં ઘણાં વરસો સુધી રહેતી થઈ ગઈ હતી.

વાઘેરોએ કોડીનાર ભાંગ્યાના ખબરથી ગિરનો આખો પ્રદેશ વાઘેરોથી દબાવવા લાગ્યો હતો. કોડીનારથી માંડીને છેક ધારીના દરવાજા સુધી વાઘેર બહારવટિયો કોઈની બીક રાખ્યા વગર ખરે બપોરે હરફર કરી શકતો હતો. કોડીનારમાં વાઘેર સરદારે બનાવેલ પરાક્રમનું ઝાંખું દર્શન લોકગીતની માળામાં પરોવાઈ રહેલાં એક ગીતમાંથી ઉપજાવી શકાય છે. એ ગીત આ રહ્યું :

## કાફી

કોડીનાર ભાંગી જાય જોધા માણેક કોડીનાર મારી જાએ,
ઓખાનો રાજા કોડીનાર ભાંગી જાએ.

આથમણે નાકેથી ધણને વાળીને ઉગમણે નાકે લઈ જાએ,
જોધા માણેક કોડીનાર ભાંગી જાએ.

નીસરણી માંડીને ગામમાં ઉતરો બંદીખાનની બેડીઉ ભંગાવરે,
જોધા માણક કોડીનાર મારી જાએ.

દાયરો કરી કસુંબો કાઢયો સાકરૂના ઠુંગા વેચાય,
જોધા માણક કોડીનાર મારી જાએ.

ખરે બપોરે બજાર લૂંટી માયાના સાંદિયા ભરાય,
જોધા માણક કોડીનાર મારી જાએ.

શેખ છંચાક કહે કાગળ લખાય છે, વાતું વધેદે વંચાય,
જોધા માણક કોડીનાર ભાંગી જાએ

કોડીનારની લૂંટમાંથી મેળવેલ સંપત્તિથી ગિરના જંગલમાં વાઘેરો ઘોડો વખત અમનચમન કરતા રહ્યા, પણ ગિરના જંગલના વાસમાં આરોગ્ય જળવાતું નહોતું. કેટલાક માંદા પડયા અને છાવણી છોડી ભાગી ગયા. આ જંગલના વાસમાં જોધા માણેકને તાવની બીમારી લાગુ પડી અને તે બીમારીથી જોધા માણેક ગિરના જંગલમાં જ પોતાની છેલ્લી પથારી કરી. એ સમાચાર દ્વારકા પહોંચ્યા ત્યારે દ્વારકામાં લોકો કળકળી ઊઠ્યા. દ્વારકામાં આસિસ્ટંટ રેસિડન્ટ રહેતો હતો, છતાં લોકોએ જોધા માણેક તરફનો ભાવ બતાવવા બજાર બંધ રાખી; બ્રાહ્મણોએ લાડુ ખાવાનું એક માસ સુધી બંધ કર્યું. દ્વારકાની બહેનો, વહુદીકરીઓ જોધા માણેક દ્વારકાના રાજાના અવસાનનો શોક પાળીવા તાંબાપિત્તળના બેડાંથી પાણી ભરવાનું એક માસ સુધી બંધ રાખ્યું અને માટીના ઠીકરાના બેડાંથી પાણી ભરવાનું રાખ્યું. દ્વારકાના રૂપણ બંદર પર જોધા માણેકની મેડી ઉપર નિશાન કાઢી ઉપર કાળા વાવટાની લંગર ઊડતી રાખવામાં આવી. દ્વારકાના મહાજને એક વરસ સુધી વિવાહવાજમ બંધ રાખ્યા અને એક વરસ સુધી જોધા માણેકના ઘર પાસેના ચોકમાં દ્વારકાની બાઈઓ ઢોલ વગાડી જોધા માણેકના મરશિયા રોજ રાતે ગાવાનું ચાલુ રાખ્યું. જીવતર સફલ કર્યું જોધા માણેકે. મરતી વખતે ભલે એ ઓખાનો રાજા મટી ગયો હતો પણ મરણ પછી તો તેણે રાજા તરીકેના બધા લહાવા લીધા.

ગિરના ડુંગરને બરડાના ડુંગરે જોધા માણેકના મરણ માટે ઠપકો આપ્યો હોય તેવું કાવ્ય લોકવાણીમાં પોરબન્દરના મેર લોકોમાં પ્રચલિત થયું હતું તે અહીં ઉતારવામાં આવે છે:

> बरडो कहे गिरवा तें क्युं काळुं काम
> माणेक जोधा मारीओ जेनु नवखंड छतुं नाम.

બરડો ડુંગર ગિરવા ડુંગરને કહે છે, " હે ગિરવા, નવખંડ પૃથ્વીમાં

જે જોધા માણેકનું નામ પ્રખ્યાત થયું હતું તેને તેં તારા પ્રદેશમાં મરવા દીધો એ તો તેં ભયંકર કાળું કૃત્ય કર્યું. તેને શો ઠપકો દેવો ?"

गिरवो भणे बरडा गिरमां झाझी भूल
अछवो जोधो जोखमो माणेक मोटे मूल

ગિરનો ડુંગર કહે છે, "હે બરડાના ડુંગર, તું કહે છે તે હું સાંભળી લઉં છું, પણ વાત તો એ છે કે રતન (માણેક) જેવા મહામૂલા જોધા માણેકને છુપાવી રાખવામાં મોટું જોખમ ખેડવું પડે. રતન હોય તે તો ઢાંક્યા ઢંકાય જ નહિ. ઠીકરાં, પથ્થરા છાના સંતાડી શકાય. એ વખતે આભપરાના ધીંગાણા પછી બરડાના ડુંગરમાં છૂપાતાં છૂપાતાં બહારવટું ખેલી રહેલા પ્રાસણવેલ ગામના વાઢેર રાણા રામભાઈ મરણ પામ્યા. બીજો સરદાર મૂળવાસરનો મેઘો જસાણી બરડામાં હોકાટા કરતો હતો તેને પલટણવાળાની ગોળી વાગી એટલે તે મરાયો. આસો માણેક પણ મરણ પામ્યો.

તેથી ગભરાટ ફેલાયો; અને ઘણા માણસો ઓખા જઈ સરકારને શરણે થયા- તેમા મકનપુરનો સરદાર હણુ કુંભાણી તથા દ્વારકાનો સરદાર બાપુ માણેક પણ હતા. હવે મોટા સરદાર મૂળુ માણેક વિચારમાં પડ્યો. તે પણ ઓખામાં આવ્યો ખરો. એક વાવ પર તે બેઠો હતો. ત્યાંથી એક રબારીએ એમનો સાથ કર્યો અને દ્વારકામાં બારટન સાહેબને ખબર આપી. દ્વારકાથી આઠ માઈલ પર સાહેબનો તંબુ નંખાયો. મૂળુને રબારી સાહેબ પાસે તેડી ગયો. બારટન સાહેબે મૂળુને ઓખાના સરદાર તરીકે જીવાઈ ચાલુ કરી આપવા વાત કરી. મૂળુ માણેક હથિયાર હેઠાં મૂકવાની તૈયારી કરતો હતો, અને બારટન સાહેબ મૂળુને પોતાની સાથે દ્વારકા લઈ જવા વિચારી રહ્યા હતા ત્યાં બહારથી તેડું આવ્યું કે મૂળુભાનાં ભાણું મંડાયાં છે તો રોટલા ખાવા પધારે. મૂળુ માણેક

ફરી એક કલાક પછી બારટનને મળ્યો. હમણા તરત દ્વારકા ન આવવાના બહાના કાઢ્યાં. બારટને પણ ધીરજ પકડી.

પછી જે જે લોકો બરડાના ધીંગાણા પછી શરણે થયા હતા તે બધા ઉપર રીતસર તહોમત મૂકી અમરેલીમાં લશ્કરી કોર્ટમાં રજૂ કરવામાં આવ્યા મૂળુ માણેકને પણ સૂઝયું કે તેમણે આપેલ વચન પ્રમાણે તેમણે પોતાના બીજા સાગરીત સાથે રહેવું ઠીક છે. તેથી તે જાતે પોતાની ઇચ્છાથી અમરેલી પહોંચ્યા અને ત્યાં હથિયાર હેઠાં મૂક્યાં. અમરેલીમાં જે જે લડવૈયા હાજર કરવામાં આવ્યા હતા તેમાંના દશ જણ જૂનાગઢના દીવાન અનંતજી મારફત શરણે આવેલા હતા.

અમરેલીમાં જે લશ્કરી કોર્ટ ભરાઈ હતી તેમા કોર્ટના મેમ્બર તરીકે ચાર અમલદારોની સંયુક્ત નિમણૂક થઈ હતી : (૧) વૉલેસ સાહેબ, (૨) કર્નલ ઍન્ડરસન, (૩) કેપ્ટન હીલ, અને (૪) વાર્ડન આ કોર્ટે અમરેલીમાં કેટલાક દિવસ સુધી કામ ચલાવ્યું. કોર્ટ પાસે સુડતાલીસ તહોમતદાર તપાસ માટે રજૂ કરવામાં આવ્યા હતા. બહુ લાંબી લાંબી જુબાનીઓ કેટલાક મહેતાઓની, કેટલાક ખેડૂતોની, કેટલાક રબારી અને મેર લોકોની થઈ. છેવટે કોર્ટ તરફથી ફેંસલો બહાર પડ્યો. તેમાં ઠરાવ થયો કે મુખ્ય સરદાર મૂળુ માણેકને ૧૪ વરસની કેદ, બાપુ માણેકને ૭ વરસની કેદ, શાંગાને પાંચ વરસની કેદ અને ધાંધાને પણ પાંચ વરસની કેદની શિક્ષા કરવામાં આવી. બીજા બાકીના ત્રીસેક જણને પણ ઓછીવધત્તી કેદની શિક્ષા કરવામાં આવી હતી. તેમને બધાને ગુજરાતમાં રેવાકાંઠાની જેલમાં લઈ જવામાં આવ્યા હતા. આ કોર્ટમાં કેટલાકને સરકારે ફોડીને માફીની શરતે કોર્ટ પાસે ખરી હકીકતની રજૂઆત કરાવી હતી. તેવા પંદરસત્તર જણ ઉપર કોર્ટે રહેમ બતાવી કોઈ પ્રકારની શિક્ષા કરી નહોતી.

અમરેલીમાં જ્યારે કોર્ટમા જુદા જુદા માણસોની જુબાનીની નોંધ

થઈ ત્યારે ઘણી નવાઈભરેલી હકીકત અત્યાર સુધી છૂપી હતી તે બહાર આવવા પામી. એમાંની થોડીક અહીં ટાંકવામાં આવે છે:

( ક ) ગાયકવાડી અમલદારોની અનાવડતથી કેટલાંક કામો બગડ્યાં હતાં.

( ખ ) વાઘેર સરદારોને ઠરેલી જીવાઈની સુકાત કરવામાં ગાયકવાડી અમલદાર ખોટી ડખલગીરી કરતા હતા એટલું જ નહિ પણ ઝીણા મોટા વાંક બતાવી વાઘેર સરદારોને કેદમાં નંખાવવાની કોશિષ કરતા હતા.

( ગ ) ગાયકવાડી વહીવટના અને ગેરઈન્સાફની રાવ ખાવા જોધો માણેક રાજકોટ અને વડોદરા અંગ્રેજ અમલદાર પાસે એકથી વધારે વાર ગયો હતો. તેને ત્યાંથી દીલાસો મળ્યો હતો, પણ એનું ફળ કંઈ આવતું નહોતું.

( ઘ ) મૂળુ માણેક પોતાના લગ્ન વખતના ખર્ચ માટે અમુક રકમની માગણી કરવા ગાયકવાડના અમલદાર પાસે ગયો હતો, પણ તેને આવા અગત્યના પ્રસંગે પણ કોઈ રાહત મળી નહોતી.

( ચ ) કોડીનારની લૂંટના કામમાં કોડીનારના વહીવટદાર ડોસાભાઈ પારેખ વાઘેર સરદાર સાથે મળી ગયા હતા અને લૂંટમાંથી તેમણે ભાગ મેળવ્યો હતો. આ ડોસાભાઈ તો અમરેલી કોર્ટમાં પોતાનું ભોપાળું ફૂટી ગયું છે એવું જાણતાં જ ઝેર ખાઈ મરી ગયા હતા.

( છ ) કોડીનારની લૂંટમાં આસપાસના ઠાકોર પણ ભળી ગયા હતા.

(જ) ધારી ગામના અને દલખાણીઆ ગામના ગાયકવાડી સિપાઈઓ અને તેના અમલદાર કોડીનારની લૂંટની યોજના થઈ છે એ વાત જાણતા હતા છતાં તેના ખબર અમરેલી, કોડીનાર કે જૂનાગઢના અમલદારોને તેમણે જણાવી નહોતી.

આ રીતે અમરેલીમાં ૪૭ તહોમતદારની કૉર્ટે તપાસ કરીને કામોનો ફેંસલો કર્યો તેમ દ્વારકામાં બારટન સાહેબે પણ ઈ. સ. ૧૮૬૧ની સાલમાં શરણે આવેલા તોફાની લોકોને ગુનેગાર ગણી તેમના કામની ન્યાયની રીતે તપાસ કરવાનું નાટક રચ્યું હતું. બારટનસાહેબે પણ એ કામે ફેંસલો આપી ૫૦ થી ૬૦ જણને કેદખાનામાં ધકેલી દીધા હતા.

આ વખતે મામલાને જુદું વલણ આપવાની દૃષ્ટિથી બારટન સાહેબની જગ્યા પર ઓખાના આસિસ્ટન્ટ રેસિડન્ટની જગ્યા પર જોન્સ્ટન સાહેબની નિમણૂક થઈ હતી.

---

# પ્રકરણ છત્રીસમું

## જોન્સ્ટન સાહેબની કારકિર્દી

ઓખામાં નવા આસિસ્ટન્ટ રેસિડન્ટ જોન્સ્ટન સાહેબ આવ્યા. તેમણે આવતાની સાથે વાઘેરોના મુખીઓનો દાયરો ભર્યો અને તેમના યોગક્ષેમ માટે વિચાર કરી ખાસ યોજના બહાર પાડી. એ વિષે ઈ. સ. ૧૮૬૧ના માર્ચ માસમાં વટહુકમ કાઢવામાં આવ્યો કે ઓખામાં વસતા વાઘેર પુરુષ જો ખેતી કરવા ઇચ્છે તો તેને સરકાર તરફથી એક સાંતી જમીન (૪૮ વીઘાં) પોતાના ગામની સીમમાં આપવામાં આવશે અને તે જમીન બદલ સરકાર દર વરસે માત્ર એક રૂપિયો જ સલામી તરીકે વસુલ કરશે.

વળી એમ પણ કરાવવામાં આવ્યું કે જે વાઘેર યુવાનો લશ્કરી નોકરીમાં જોડાવા ઇચ્છા બતાવે તેને સારી તાલીમ આપી લશ્કરની નોકરીમાં જોડવા. આ યોજનાથી દ્વારકામાં વાઘેર યુવાનોની એક લશ્કરી કંપની ઊભી કરવાની ધારણા હતી; પણ તે યોજના પાર પડી નહોતી.

વાઘેરોના ગામડે ગામડે જોન્સ્ટન સાહેબ રોજબરોજ મુલાકાતે જતા હતા. સારી વર્તણૂકવાળા વાઘેરોને તે સાબાશી આપતા હતા, અને નાનાંમોટાં ઈનામો આપતા હતા. એકાદ બદચાલનો માણસ જોન્સ્ટન સાહેબને ગામડામાં દેખાતો હતો ત્યારે તેને બીજે ગામ રહેવા મોકલી દેવામાં આવતો હતો. અથવા તેને નાનીમોટી શિક્ષા પણ કરવામાં આવતી હતી.

આ અમલદાર પોતે જ ઓખાના ગામડે ગામડે ફરતા હતા એટલું જ નહિ પણ એમણે પોતાના લશ્કરી અમલદારને દરરોજ જુદે જુદે ગામે

ફેરણી પર જવાનો હુકમ કર્યો હતો. તેથી રોજ્યરોજની હિલચાલ ગામડામાં શી ચાલે છે તેની માહિતી એમને મળ્યા કરતી હતી.

એકાદ વરસ જોન્સ્ટન સાહેબ દ્વારકામાં રહ્યા ત્યાં તો તેમની બદલી થઈ અને એમની જગ્યાએ કેપ્ટન રાઈસ સાહેબ દ્વારકામાં આસિસ્ટન્ટ રેસિડન્ટ તરીકે આવ્યા—જાન્યુઆરી ૧૮૬૨.

# પ્રકરણ સાડત્રીસમું

## રાઈસસાહેબની કારકિર્દી

### (ઈ. સ. ૧૮૬૨ થી ૧૮૬૫)

### બલોચ લશ્કરી સિપાઈનો ત્રાસ

વાઘેરોના આગેવાન વીર પુરુષોને ફિતૂર ઉઠાવ્યાના આરોપ સર કેદની શિક્ષા આપી વડોદરાની, રેવાકાંઠાની અને સાબરકાંઠાની જેલમાં મોકલી દીધા પછી અંગ્રેજ આસિસ્ટંટ રેસિડંટને ઓખા પ્રદેશમાં શાન્તિ સ્થાપવાનું કામ કરવાનું રહ્યું હતું. તેથી જ્યારે રાઈસસાહેબે જોન્સ્ટન સાહેબના ગયા પછી દ્વારકાની લશ્કરી સત્તા હાથમાં લીધી ત્યારે એમનું કામ ઓખામાં શાન્તિ જળવાય એ જોવાનું હતું.

દેવો માણેક, મૂળુ માણેક, બાપુ માણેક, સાંગો, દેવો છબાણી, રાણોજી—વગેરે નામીચા સરદારો જેલમાં પકડાઈ ગયા હતા તેથી બરડાના લોકો, બારાડીના લોકો જરા શાન્તિનો દમ લેતા થયા હતા; પરન્તુ ઓખાની સમસ્ત વાઘેર પ્રજાને અને અરાંભડા, પોશીતરાના દરબારના કુટુમ્બને તો હૈયાનો ઉકળાટ સતાવી રહ્યો હતો. વારપરબ આવે, સારા ઊજમાળા દિવસો આવે ત્યારે વાઘેર વસ્તીને દેવોભા અને મૂળુભા યાદ આવે અને એમના વિના વારપરબ માણવાનું કાંઈને સૂઝે નહિ. આવા સંજોગમાં દેશમાં ઉપરથી વાતાવરણ શાન્તિનું દેખાતું હતું પણ અંદરખાનેથી ઓખા પ્રદેશના બધાં ગામડાંઓમાં ઉશ્કેરાટ અને વેરવૃત્તિથી પ્રેરાયેલાં છાનાં છમકલાં જ્યાં ત્યાં થયાં જ કરતાં હતાં.

આ પરિસ્થિતિ કેપ્ટન રાઈસસાહેબની નજર બહાર નહોતી. તેથી તેમણે પોતાના જાણીના બલોચ લોકોની લશ્કરી ટુકડી દ્વારકામાં સ્થાપિ

અને એ બલોચ દેશી ભાષાથી અજાણ્યા હતા એટલે ઓખાના કોઈ લોકોના ગુપ્ત સંબંધમાં ઝટ જોડાઈ ન શકે એવી રાઈસસાહેબને ખાતરી હતી. ગામડે ગામડે બેચાર બલોચ સિપાઈનું થાણું રાઈસસાહેબે ગોઠવી દીધું અને ગામડામાં થતી બધી હિલચાલ ઉપર નજર રાખવાનું એ થાણાના સિપાઈઓને સોંપવામાં આવ્યું. શહેરના વેપારી મહાજન ઊંચું માથું ન કરે અને વાઘેર પ્રજાને ઉશ્કેરી તેમને મદદ ન કરે તેની દેખરેખ બલોચ લશ્કરી ટુકડીના આગેવાન સૂબેદાર હાથીખાનને સોંપવામાં આવી. આનું પરિણામ એ આવ્યું કે બલોચ સિપાઈની મસ્તી અને નફટતાના ભોગ બની હેરાનગતિ ભોગવવાના દિવસો વસ્તીને નસીબે આવી પડચા. ગામડાંઓની છાણા વીણતી, લાકડાં કાપતી, ખેતરે ભતવાર લઈ જતી અને પાણી શેરડે પાણી ભરવા જતી બહેનો-બાઈઓ ઉપર બલોચ સિપાઈઓ જાહેર રીતે હલકી છેડતી કરતા થયા અને રાક્ષસી અમાનુષી કૃત્યોની પરંપરા ગામડાંઓમાં ફેલાઈ ગઈ, શહેરના મહાજન લોકોની વસ્તી પણ હાથીખાનના સાણસામાંથી મુક્ત રહેવા પામી નહોતી. મોદીની દુકાનેથી અનાજ પાણી પલટણના સિપાઈ ખરીદી જતા તેના પૈસા ચૂકવાતા નહિ. દુકાનદારો રાઈસ-સાહેબ પાસે ફરિયાદે જતા ત્યારે તેમનું કોઈ સાંભળતું નહિ.

રાઈસસાહેબની આ નીતિના પાયામાં બે સિદ્ધાન્તો જડ નાખીને બેઠા હતા : (૧) તે એમ માનતા હતા કે અત્યાર સુધી વાઘેર લોકોનું બંડ અંગ્રેજ અમલદાર શમાવી નથી શકયા તેનું કારણ એ છે કે વાઘેરોને છાની રીતે મહાજન વર્ગની મદદ મળતી હોવી જોઈએ. તેથી મહાજન વર્ગની વસ્તીને એમના કુકૃત્યનો બદલો મળશે ત્યારે તે ઠેકાણે આવશે. આવી સમજથી બલોચના ત્રાસથી પરેશાન થઈ ગયેલી પ્રજા જ્યારે પોકાર ઉઠાવતી ત્યારે રાઈસસાહેબ તેની દાદફરિયાદ પર લક્ષ આપતા નહિ અને વડોદરા તથા રાજકોટ પણ તે લખી નાખતા કે

## પ્રકરણ આડત્રીસમું

### મૂળુ માણેકની આણ

વાઘેર દરબારોના ઇતિહાસમાં મૂળુ માણેક (ત્રીજા)નું નામ સોનેરી અક્ષરોથી લખાયું છે. તેનું કારણ એ છે કે મૂળુ સમૈયાના ભાઈ સાંગા માણેકના દીકરા જોધા માણેકની પરાક્રમી છાયામાં એ ઊછર્યો હતો અને તેના પિતા બાપુ માણેકની અને દાદા શાર્દૂલ માણેકની વડાઈભરી છાયામાં તેના મનસૂબા ઘડાયા હતા. તે જરાક ઉછાંછળો જણાતો ત્યારે કાકા જોધા માણેક તેને વડીલ તરીકે સાનમાં લાવતા, અને ઘણી વાર મૂળુ માણેક જોધા માણેકની પીઢતાભરી નીતિને નેવે મૂકાવી દેવા જેટલું ક્ષત્રિય ખમીર બતાવતો હતો. તેને કોઈની ધોંસરી નીચે રહી કાળા કસૂંબા કાઢવામાં તે તણાઈ જાય એવો પોરસીલો કે વિલાસી નહોતો. તેનું વ્યક્તિત્વ એટલું બધું પ્રભાવવાળું હતું કે લોકો કહેતા હતા કે મૂળુ માણેકના કપાળમાં જોગણી બિરાજતી હતી. મૂળુ માણેક જ્યાં જાય ત્યાં સૌ તેની છાયામાં દબાઈ જતા. મોટા મોટા રાજા અને મરાઠા સરદારો તેમ જ ભલાભલા મુત્સદ્દી કારભારીઓ મૂળુની શેહમાં સહેલાઈથી નમી પડતા હતા. મૂળુનો બોલ કોઈ ઉથાપી શકતું નહિ. તે જ્યાં ફરતો ત્યાં સદા દરબારી ઠાઠમાં જ રહેતો હતો. અંગ્રેજ લશ્કરી અમલદારો તો એમના ખાનગી પત્રવ્યવહારમાં આ સરદારને હંમેશાં **Mulu the Brave** એ નામથી જ ઓળખતા હતા.

જ્યારે ઓખાના બધાં ગામડાંના વાઘેર વટેરા પ્રાસણુવેલ ગામના તળાવની પાળ ઉપર ગાયકવાડી અમલદાર ઉપર ઓચિન્તો હલ્લો લઈ જઈ દારકાને સર કરવાની ગોઠડી ચલાવતા હતા ત્યારે જોધા માણેક

ઠરેલ સ્વભાવની ડહાપણભરી સલાહ આપી ધીંગાણે ન ચડવાનું કહેતો. તે વખતે જુવાનીના રંગથી રંગાયેલો મૂળુ માણેક જ સૌને પાણી ચડાવતો અને જોધો માણેક પણ તેની વાતને નકારી શકતો નહિ.

બેટના હલ્લામાં, બરડાના આભપરાના હલ્લામાં અને કોડીનાર ભાંગવામાં મૂળુ માણેકના ખમીરે મોટું બળ આપ્યું હતું. મૂળુ ન હોય તો એ ધીંગાણાં ગોંડલ, પોરબન્દર અને જુનાગઢના રાજ્યના લશ્કરી માણસોને વસમાં થઈ પડ્યાં હતાં તેવાં વસમાં થયાં ન હોત.

બહાદુર મૂળુ માણેક ઊંચો કદાવર નર હતો. તેની દાઢીના નમણા વાળથી તે સિંહ જેવો શોભતો હતો. તેની કાળી ભમર જેવી લાંબી મૂછો દાઢીની શોભામાં વધારો કરતી હતી. મૂળુની ગરદન ભરાવદાર હતી, અને કોઈ વાર એ ગરદન પર મૂળુ સોનાનો ટૂંપિયો કે ગઠેલો કંઠો પહેરતો ત્યારે તે કોઈ રાજગાદીનો ધણી હોય એવું સૌને ભાસતું હતું. તેના માથા ઉપર લગભગ એક આખા તાકા જેટલી લાંબા ધોળા કાપડની પાઘડી સદા મુકુટ જેવી શોભતી. મૂળુ માણેકની પાઘડીમાં કહો કે ઘણાખરા વાઘેર લડવૈયા ના માથા પરના પોશાકમાં માથાને બંધબેસતી કાંસાની તાસળી ( પહોળા મોંનો વાટકો ) અન્તરપટ તરીકે રાખવામાં આવતી હતી. આ તાંસળીથી લડવૈયાના શિરની ખોપરીનું રક્ષણ થતું હતું. દુશ્મન ઓચિન્તો કડિયાળી લાકડીનો કે તલવારનો ઘા માથા ઉપર કરી જાય તો મોટી પાઘડીને લીધે અને પાઘડીમાં છુપાયેલી કાંસાની તાંસળીને લીધે ખોપરી પર ભારે ઈજા થવા પામતી નહિ. એ તાંસળી વાઘેરોના માથા પરના બખતરના ટોપની ગરજ સારતી હતી.

મૂળુ માણેક અંગ ઉપર સફેદ ઝૂલવાળી **આંગડી,** કેડ સુધીનું કેડિયું–અંગરખું પહેરતો હતો. આ અંગરખાંની બાં ભુજા ઉપર અને કાંડા ઉપર ચપોચપ બેસતી હોય તેવા માપની રાખવામાં આવતી હતી. બન્ને બાં હાથની લંબાઈ કરતાં બમણી કે અઢી ગણી લાંબી રાખવામાં

આવતી હતી. તેથી હાથ ઉપર જ્યારે આખી બાંય ચડી જતી ત્યારે ભુજા ઉપર અને હાથની કલાઈ ઉપર કપડાંની કરચલીઓની હાર ગોઠવાઈ જતી હતી. આ કરચલીઓ હાથ પર કે ભુજા પર આવી પડેલા તલવારના ઝાટકાને છેક ચામડી સુધી પહોંચવા દેતી નહી. લાકડીના ઘા સામે પણ તે કરચલીઓ કમાનની પેઠે ટક્કર લેતી અને ઘાના ધક્કાને કરચલીઓ પહેલાં ઝીલી લેતી તેથી ઘાનો માર હલકો થઈ જતો હતો. આવી જાતની આંગડી એક વાર શરીર પર પહેરવામાં આવે પછી તે વખતોવખત કાઢવામાં આવતી નહિ. વાઘેર લોકો કદી એકાંત વગર શરીરે ઉઘાડા થતા જ નથી. શું રાતે કે શું દિવસે, શું ઉનાળે કે શું વરસતે વરસાદે ઘણી વાર તો એ આંગડી ફાટે ત્યારે જ બીજી આંગડી શરીર પર ચડે એવી રીત વાઘેર લોકોમાં પડી ગઈ છે.

આગડીની છાતીના ભાગ પર દોઢે ચડેલા કાપડની કમાન ગોઠવાઈ હોય છે અને ડાબી બાજુએ આંગળાને શરીર સાથે મજબૂત રીતે જકડી રાખવા જાડી કસોનાં ઝૂમખાં ગોઠવાયાં હોય છે. આ કસોનાં ઝૂમખાં આંગડીની શોભામાં વધારો કરે છે એટલું જ નહિ પણ તે છાતીના પડખાં ઉપર આવી ચડતા આકસ્મિક ધક્કામાંથી ડાબી બાજુની પાંસળીઓનું અને તેની નીચેના હૃદયનું રક્ષણ કરે છે. આંગડીને ઝૂલડી (ઝૂલડી) કહેવાય છે. તેનું કારણ એ કે છાતી નીચેથી કેડ સુધી આંગડીને—અંગ્રેજી ભાષામાં જેને "પ્લેટ" કહીએ છીએ તેવી રીતે બાજલી પાડેલી ઝૂલથી સુશોભિત બનાવી હોય છે. જેમ વાઘેર કુટુંબનો મોભો મોટો તેમ આ ઝૂલડીની ઘટતા મોટી હોય છે. સરદારોની ઝૂલડીનો ભાર આ રચનાને લીધે વધારે હોય છે. એ ઝૂલડીની ઝૂલ યોદ્ધાને પોતાના અંગને ગમે તે પ્રકારનો વળાંટ આપવાની સગવડ આપે છે; તેમ જ છાતીથી કમ્મર સુધીના શરીરના ભાગનું રક્ષણ પણ તે ઝૂલડીની ઝૂલથી થાય છે.

મૂળુ માણેક કમરની નીચે સફેદ કાપડનો કસકસતો અને ચૂડીદાર પાયજામો પહેરતો હતો; અને પાયજામા ઉપર કમર ઉપર પછેડીની ભેટ બાંધતો હતો. પાયજામાની નાડી રંગબેરંગી જીનના કે સૂતરના ફૂમતાથી શોભતી હતી; અને મૂળુ માણેકની ભેટમાં સદા કટારીનું સ્થાન રહેતું હતું. પગમાં મજબૂત ચામડાના એક તળિયાના ચૂંચાળા જોડા મૂળુ માણેક પહેરતો હતો. આ જોડાની રચના વગડામાં દોટ મૂકવામાં કે ટીંબાટેકરા પર ચડઊતર કરવામાં અનુકૂળતા આપતી હતી. આવા જોડાને હાલમાં ઓખા પ્રદેશના નામ ઉપરથી "ઓખાઈ જોડા"ના નામથી ઓળખવામાં આવે છે.

મૂળુની હથેલીઓ અને આંગળા ભરાવદાર હતા અને તેના હાથની પકડમાં જે કંઈ ચીજ આવે તેને એ પકડની ભીંસ ભારે થઈ પડતી હતી. લગામ વગર માત્ર હાથની પકડથી મૂળુ માણેક ઘડી વાર ઘોડીને વશ રાખી માઈલો સુધી દોડાવી જતો હતો.

આ રીતે મૂળુ તે મૂળુ જ હતો.

મૂળુ માણેકે તેમના સાથીઓ સાથે જેલમાથી ભાગી આવ્યા પછી કાઠિયાવાડના પ્રદેશમા જાહેર રીતે બહારવટું ખેડયું હતું. ઓખામાંથી ઘણા લોકો એમની ટોળીમા પહોંચી ગયા હતા. તેમ જ કાઠિયાવાડના કાઠિયા વર્ણના ઘણા તોફાનપ્રિય મરદો એમના સંઘમાં ભળી ગયા હતા; અથવા મૂળુના નામથી જુદી જુદી ટોળકી જમાવી દેતા હતા. કોળી, ખાંટ, સિંધી, કાઠી, ચાઉસ અને શેખના મસ્તાના લોકોને મૂળુ માણેકનાં ધાડાંમાં ભાગ લેવામાં ખૂબ રસ પડતો હતો.

આમ હોવાથી પશ્ચિમ કાઠિયાવાડમા અને દક્ષિણ કાઠિયાવાડમાં બહારવટાએ નીકળેલો મૂળુ માણેક આંખના કણા જેવો સૌને ખટકતો હતો.

બરડાના ડુંગર પરના **આભપરાના** દંગલ પછી અનેક સ્થળે વાઘેરોએ પોતાના હાથ બતાવ્યા હતા, અને પોતાને થયેલા અન્યાયની દાદ માગી હતી. એ ધીંગાણાંનાં વર્ણન ઘણાંખરાં એકસરખાં હોય છે. તેથી તેમાંનાં કેટલાંક જાણીતા ધીંગાણાંનાં સ્થળોનાં નામ જ અહીં આપી મૂળુ માણેકની આણ કેવી પ્રખર રીતે કાઠિયાવાડમાં વરતાઈ રહી હતી તેનો સહેજ ખ્યાલ વાંચનારને આપવાનું દુરસ્ત માન્યું છે.

ઘેલણસરના ડુંગર પાસેના ગામની લૂંટની વહેંચણી કરવા દેવો માણેક અને રણમલ કુંભાણી ડુંગરની વાવમાં બેઠા હતા. ત્યાં પોરબંદર રાજ્યની સિપાઈની ટુકડી મુબારક જમાદારની દોરવણી નીચે આવી ચડી. લૂંટનો માલ ઉપાડી વાઘેર સરદારો ડુંગર ઉપર દોડતા નાઠા. સાત જણા વાવ આગળ રહ્યા હતા. ડુંગર પર સરદાર પર મુબારક જમાદારની ટુકડીએ બન્દુકના ભડાકા કર્યા. ત્યાં તો વાવ પર રહેલા સાત જણે એ ટુકડી પર કડિયાળી લાકડીઓથી એવો તો તાસીરો જમાવ્યો કે મુબારક જમાદાર મુંઝાઈ ગયો અને વાઘેરોને તે કહેવા લાગ્યો કે અમે તમારી **ખાતર** આજ સુધી રાખતા આવ્યા છીએ; આજે તમને અમારી **ખાતર** કેમ નથી આવતી? વાઘેરોએ જમાદારની ટુકડીને સલામત રીતે જવા દીધી.

* * *

બરડાના પ્રદેશમાં મૂળુ માણેકના સોએક માણસોએ એક દિવસ **નાગવદર** ગામ ભાગ્યું. લૂંટનો માલ લઈ પોતાના છૂપા વાસમાં સાકે માણસો ચાલ્યા જતા હતા. રસ્તામાં પારડી ગામની આથમણી દિશાએ અંગ્રેજ અમલદાર **રસેલ** સાહેબ અને તેના સાથી ચારપાંચ ઘોડેસ્વાર દેખાયા. રસેલ સાહેબને ભાસ્યું કે સાઠ જણનો એ કાફલો પોરબન્દરની લશ્કરી ટુકડી હોવી જોઈએ. એમ સમજી તે પોતીકા માનેલા માણસો સામે ગયા. વાઘેરોનો અને રસેલ સાહેબનો ભેટો થઈ ગયો. વાઘેર જુવાને

સાહેબના ઘોડાની લગામ જકડીને પકડી રાખી. સાહેબે પૂછ્યું—તમે પોરબન્દરના દરબારી લશ્કરના માણસો છો ?—જવાબ મળ્યો "અમે તો મૂળુ માણેકના માણસ છીએ—" રસેલ સાહેબે તરત જ પિસ્તોલ બહાર કાઢી. એટલામાં તો મૂળુના માણસ હમીર કુંભાણીએ ઝાપટ મારી પિસ્તોલ કબજે કરી. પછી તે સાહેબે ઘોડાને એડી મારી બે પગે ઊભો કર્યો એટલે વાઘેરના હાથની લગામ વછૂટી ગઈ અને રસેલ સાહેબ ઘોડો દોડાવી નાશી છૂટયો. પાછળથી વાઘેરાએ બેચાર ગોળી સાહેબ તરફ છોડી. એક ગોળી તેની ટોપીને અડકી ચાલી ગઈ. સાહેબ બચ્યો પણ તેના અંગરક્ષક કહેવાતા બે સ્વારોના વાઘેરાએ રામ રમાડી દીધા. ૧૮૬૫ના ચોમાસાની લીલવણીમાં સ્વારોના લોહીથી જમીનમાં ચિતરામણ થઈ આવ્યું હતું.

* * *

મૂળુ માણેકનુ બહારવટું કાઠિયાવાડના ગામડાંઓને સુખે ઊંઘ કરવા દેતું નહોતું. તેથી રાજકોટમાં તાલુકદારોના કારભારી મહેતાઓ પોલિટિકલ એજંટની કચેરીમાં મસલત કરવા મળ્યા. એમ ઠરાવ કરવામાં આવ્યો કે જામનગરે, ગોંડલે, જૂનાગઢે અને પોરબંદરે પોતપોતાની ફોજ તૈયાર કરવી અને પછી એ ફોજોએ હિકમતપૂર્વક વાઘેરોને ઘેરી લેવા અને તેમને તાબે કરી લેવા જોઈએ. એ મસલત પ્રમાણે જામનગરની ફોજ હેબર્ટની સરદારી નીચે નીકળી; તેણે દ્વારકાના રાઈસસાહેબની બલોચી ફોજ સાથે મળી વાઘેરોની શોધ ચલાવી. એ ફોજ ગોંડળના ઢાંક ગામ પાસે આવી. ત્યાં મહેતા મંગળજી બૂચે ખબર આપ્યા કે મૂળુ માણેક પાટણવાવના ડુંગરામાં છે અને તેની પાછળ જૂનાગઢની અને ગોંડળની ફોજ કૂચ કરી ગઈ છે.—તે પરથી સાહેબ પણ ફોજ લઈ તે તરફ ચાલ્યા. વાઘેરો ડુંગરામાંથી નાસી રોઘડા ગામમા સંતાયા. ત્યાં લશ્કરના માણસોએ ઘેરો ઘાલ્યો. વાઘેરાએ

બે બલોચને ઠાર કર્યા. પછી હેબર્ટસાહેબે રોધડા ગામ ઘાસથી સળગાવ્યું. ત્યાં તો મૂળુ સાથીઓને લઈ ગામના છીંડા દ્વારા સાહેબના તંબૂ પાસે થઈ ને બલોચની ચોકીને થાપ દઈ નાશી છૂટ્યો–બલોચોને નામોશી લાગી. સવારે ગામડું સળગાવ્યું અને બલોચ સીપાઈઓએ ગામડાંની બેનુ-દીકરીયુંને સાહેબના તંબૂ પાસે લઈ જઈ સાહેબની નજર નીચે બાઈઓની લાજ લૂંટી. આ ખબર મૂળુને જ્યારે મળ્યા ત્યારે તેને ખૂબ ક્રોધ ચઢ્યો અને તેણે પોતાના માણસોને સાહેબ લોક સામે અને બલોચ સિપાઈ સામે ખૂબ ઉશ્કેરી મૂક્યા—હેબર્ટની ડાયરી પરથી આ બનાવ ઈ. સ. ૧૮૬૫ના ડિસેમ્બર માસની ૨૭મી તારીખે બન્યો હોવાનું જાણી શકાયું છે.

* * *

એક દિવસ નગરના, જૂનાગઢના અને પોરબન્દરના ત્રણસો માણસો ભેગા થયા — ઘેલણસરના ડુંગરમાં આ લોકોએ વાઘેરોનો પત્તો લગાડ્યો. ત્યાં દંગલ શરૂ થયું. વાઘેરો પણ મરાયા અને પોરબન્દરના રાણાના માણસો પણ ઘેલણસરને ટકરેથી વાઘેરોએ છોડેલી ગોળીઓથી મરાયા. આ વખતે મૂળુએ એવી યુક્તિ કરી કે જૂનાગઢના માણસોએ રાણાના માણસોને વાઘેર સમજી મારી નાખ્યા. આ રીતે દરબારી લશ્કરોને માંહેમાંહે લડતા મૂકી મૂળુ માણેક જૂનાગઢના ગિર પ્રદેશમાં ભાગી ગયો.

તે પછી મૂળુએ તો ઠેકાણે ઠેકાણે ધીંગાણાં મચાવી મૂક્યાં અને જામનગરની, પોરબન્દરની અને જૂનાગઢની ફોજોને થકાવી દીધી.

એક રાતે મૂળુ બારાડીના પ્રદેશમાં રાવળ ગામ પાસેની સચોસરાની ધાર પર પડાવ નાખી આસપાસ કેર વર્તાવતો હોય તો બીજી રાતે પોરબન્દર રાજ્યના બગવદર પાસે સતીના દહેરાં આગળ લશ્કરી માણસો સાથે ટક્કર લેતો હોય.

એક વાર તો બસો જેટલા વાઘેરોએ મળી પોરબન્દરના પ્રધાન ઠક્કર અને મોડ જમાદારના પાંચસો માણસોને એવા સકંજામાં લીધા

કે વાઘેરોએ સિપાઈઓની બન્દુકો મોંગડાં નજીકના ધીંગાણામાં પડાવી લીધી હતી. જ્યાં પોરબન્દરનો પ્રદેશ સાવચેત બને ત્યાં તો તે દેશને મૂકી, જઈ પહોંચે આલેચનાં ડુંગરા પર. આલેચના ડુંગરાના વાસ દરમ્યાન દેવા માણેકે અને મૂળુ માણેકે ઘણા દરબારી માણસોને સ્વર્ગે પહોંચાડયા હતા.

આલેચના ડુંગરા છોડી મૂળુના માણસોએ ખંભાલીઆ પાસેના વડતરા અને સોનાયડી ગામોની વચ્ચે મોટું ધમસાણ મચાવ્યું હતું. ત્યાંના ગરાસીઆ રજપૂતોને વાઘેરનો કાફલો ભારે થઈ પડ્યો હતો. એ ધમસાણમાં કામે આવેલા ઘણા ગરાસીઆની ખાંભીઓ આજે મૂળુના પરાક્રમની સાક્ષી પૂરતી ઊભી છે.

સોનાયડી આગળથી વાઘેરોને ભગાડવા માટે કાલિદાસ મહેતા અને મણિશંકર ફોજદાર જામનગરથી ખાસ બહાર પડ્યા હતા. એમનો વાઘેર સાથેનો ભેટો ખંભાલીઆ પાસે થયો હતો. કાલિદાસે જરૂર હીંમત બતાવી વાઘેરોના માણસો સાથે વાતો ચલાવી હતી; પણ એ વાતો તો વાઘેરની જાળમાંથી સાજાસારા ઘેર પહોંચી જવા માટે હતી.

વાઘેર સરદાર મૂળુ ઘણી વાર એકલો પણ ગોંડલને ગોંદરે કે ભાદરને કાંઠે ખરચી પાણી મેળવવા ઘોડાં ખેલવતો જઈ ચડતો હતો. એ વાત અંગ્રેજ સેનાપતિઓથી અજાણી નહોતી. એ સેનાપતિઓમાંથી કોઈએ મૂળુ માણેક માટે અંગ્રેજી ભાષામાં કવિતા લખી—લખાવી પ્રચલિત કરી હતી—તે કિનકેડના પુસ્તકમાં સચવાઈ રહી છે.

### મૂળુ માણેક વિષે—અંગ્રેજી ભાષામાં પ્રશસ્તિ-કાવ્ય

The Marathas may charge
like the set of the tide,

He (Mulu) fears not,
who often the battle had tried.
They dread him at Dhari,
though Dhari be far,
And they shake at his name
in remote Kodinar.
The Lords of the land may sit
perched on a throne
But he takes all their treasures
and towns for his own.
And their insolence fades and
their whiskers uncurl,
When they see the gay
banner of Manek unfurl.
Awaiting the feast
each Kathi reclines
Mulu comes. At his ease off
their dinner he dines.
Deep vengence they plan.
What reaches Mulu the Bold
Kings growl before him
whenever they are told.
And the Rajput and Kathi
they fear him the same.
And the White man grows
whiter on hearing his name!!

("Outlaws of Kathiawad" by Kincaid)
નામના પુસ્તકમાંથી.

ને ઘડે સૌ યોજના વસુલાત ભીડા વેરની
મૂળુ મરદો મોટપે શૌર્યનો એ શિખર છે
છે કોણુ એવો જે, પહોંચે એના આભને.
નમી મારગ દેતા નરપતિ બધા આ દેશના
રજપૂત અને કાઠી સહુ અનુકૂળ મૂળુના માર્ગમાં.
અને ગોરા લોકો !
સુણતાં **મૂળુના** નામને
છતે બેઠે ઘોડે·
ગોરા મટી ફીકા થતા.

# પ્રકરણ ઓગણચાલીસમું

## બહારવટું નિષ્ફળ ગયું

વાઘેર સરદારો એમ ધારતા હતા કે પોતાને થયેલા અન્યાયની વાત કંપની સરકાર બહારવટાંના રંજાડથી સમજવા પ્રયત્ન કરશે અને તેમને ફરીથી ઓખા પ્રદેશના રાજા તરીકે સ્થાપવાનો રસ્તો કાઢશે. કદાચ કંપની સરકાર ન સમજે તો—પોરબન્દર, જામનગર, અને જૂનાગઢના રાજાઓના મુલકમાં વાઘેરના બહારવટાંનાં ધીંગાણાં થાય છે તો તે દેશની પ્રજા દુઃખી થાય છે—તેનાં દુઃખ દૂર કરવા એ ત્રણ રાજ્યો મળીને વાઘેરોને કંઈક રાહત અને જૂની તાલુકદારી અપાવશે; પરન્તુ ત્રણચાર વરસના જોરદાર બહારવટાંના કાર્યક્રમની અસર ન તો કંપની સરકાર ઉપર થઈ કે ન તો કાઠિયાવાડના રાજાઓ ઉપર થઈ. જો કંઈ અસર થઈ હોય તો એટલી થઈ કે વાઘેર બહારવટીઆને કોઈ રીતે મ્હાત કરવા જોઈએ અને કાઠિયાવાડમાં શાન્તિ સ્થાપવી જોઈએ—એ જરૂરનું છે.

અંગ્રેજ સેનાપતિઓએ તો એવી સૂચના મુંબઈ ગવર્નરને મોકલી હતી કે વાઘેર સરદાર મૂળુને કાઠિયાવાડના બધાં રજવાડાં આડકતરી રીતે મદદ આપ્યા કરે છે—તેથી અંગ્રેજ સેનાપતિ અને કાઠિયાવાડના વડોદરા રાજ્યના દીવાન ગંભીરતાપૂર્વક આ બહારવટાનો અન્ત લાવવા મળ્યા. જામનગર, પોરબન્દર, જૂનાગઢ અને ગોંડલના રાજ્યોને સખત તાકીદ આપવામાં આવી કે કોઈ પણ રીતે વાઘેરના તોફાનને દાબી નહિ દેવાય તો તેમના ઉપર ખાસ મોટી લશ્કરી બટાલીઅનો તેમના રાજ્યમાં નભાવવાનું ખર્ચ નાખવામાં આવશે. તે ઉપરથી રાજકોટના

પોલીટિકલ એજન્ટે યોજના ઘડી કાઢી અને તરત જ વાઘેરોનાં તોફાનો બંધ પાડવાની નીતિ હાથ પર લેવામાં આવી.

આ વાત મૂળુએ જાણી એટલે તે જરા નિરાશ તો થયો. પણ લીધેલી બાજી ખેલવી જ જોઈએ એમ સમજી જે વાઘેરો તેને પડખે હતા તે બધા એકસાથે ન રહેતાં તેની જુદી જુદી ટોળી બંધાઈ ગઈ. અને એ ટોળીએ જુદી જુદી દિશામાં તોફાનો મચાવવાં, લોકોને ચકવે ચડાવવાં અને જો કંઈ સમાધાન થાય તો છેલ્લો ઉપાય અજમાવી જોવો એમ નક્કી કરવામાં આવ્યું.

એક ટોળી મૂળુએ રાખી, બીજી ટોળીનો સરદાર દેવો માણેક બન્યો અને ત્રીજી ટોળી રઘુમલને સોંપવામાં આવી. એ ટોળીઓ જુદા જુદા ભાગમાં પોતાના પડાવ નાખતી અને જ્યારે કોઈની ખર્ચી ખૂટે અને રોટલા પાણી વગર મુઝાય ત્યારે તે ટોળીના સરદાર એકમેકને મળતા અને અરસપરસની ભીડ ભાગતા.

હવેનાં ધીંગાણાં મુરણિયાનાં ધીંગાણાં હતાં કારણ કે અંગ્રેજ સેનાપતિઓના અને દેશી રજવાડાંના લશ્કરી માણસો ચોતરફ એવી યોજનાસર ગોઠવાઈ ગયાં હતાં કે વાઘેર સરદારો જરા ગાફેલ રહે તો સપડાયા વગર રહે જ નહિ. એક વાર વીરા માણેકની ટોળી સકંજામાં આવી ગઈ. વીરો ધીંગાણામાં મરાયો. વાઘેર સરદારોએ નાસવું પડ્યું, પણ વીરાની લોથને ઉપાડીને ભાગી જવાનાં સાધન મૂળુ પાસે નહોતાં. તેથી વીરાનું માથું ધડથી જુદું પાડી—માથાને ધરતીમાં દાટીને વાઘેરો નાશી છૂટયા હતા.

એવામાં દેવા માણેક અને મૂળુ માણેક વચ્ચે એક વાર લૂંટના માલની વહેંચણી કરવામાં મતભેદ જામ્યો અને દેવા માણેકે ભાઈ મળુ સાથે અબોલા લીધા. આ બનાવ વાઘેરોની પડતીના ચોક્કસ ચિહ્ન સમાન

બની રહ્યો. પાછળથી બે ભાઈ સખત ભૂખમરાથી અને અંગ્રેજ લશ્કરની કનડગતથી કંટાળ્યા અને તેમણે પોતાના અબોલા કોરે મૂક્યા હતા એવી વાત પણ લોકકથા કહે છે.

એવામાં રાણાજીની ટોળીની પણ એક સ્થળે પીછેહઠ થઈ હતી, રાણાજી પોતે મરાયા હતા, તેના માથાને પણ ધડથી જુદું પાડી ટોળી-વાળા પોતાની સાથે તે માથું લઈ ગયા હતા.

એક વાર મૂળુની ટોળી રાવલ પાસે શીંગડા ગામ છે ત્યાંના શેરડીના વાડમાં આશરો લેતી હતી. ત્યાં દરબારી લશ્કર આવી પહોંચ્યું અને મૂળુના માણસોએ તે જોયું. પછી તો ટપાટપી થઈ; તેમાં મૂળુ માણેક પોતે અને પુંજો જખમાયા. લશ્કરના માણસોને ટોળીવાળાએ વિખેરી નાખ્યા. આ દિવસોમાં મૂળુના માણસોની સ્થિતિ બહુ તંગ બની ગઈ હતી. રોટલા ક્યાંયથી પહોંચતા નહિ, અને માણસોને શેરડી ચાવીને અને કાચા દાણા ખાઈને દિવસ કાઢવા પડતા હતા. મૂળુ માણેકને આવલ સ્થિતિમાં સંભાળવાનું કામ બહુ કપરું થઈ પડ્યું હતું. બે દહાડા શેરડીની વાડમાં છુપાવી રાખી મૂળુને એકાદ ઘોડા ઉપર ગોઠવી ટોળી ગિર તરફ ભાગી ગઈ હતી. ત્યાં બે ચાર માસ પછી મૂળુ માણેક સાજો થયો અને ફરી હથિયાર બાંધી તે પોતાના છૂપા દોસ્તોની મદદ મેળવવા હરવા ફરવા લાગ્યો.

હવે કંપની સરકારના સેનાપતિ એન્ડરસનને ખબર મળ્યા કે દેવો માણેક કાળાવડ પાસે માછરડાની ધારથી બે ગાઉ દૂર વાડમાં સંતાયો છે. તે સેનાપતિએ ફોજ સજ્જ કરી, હેબર્ટ અને લાટુચ જુવાન લશ્કરી અમલદારને સાથે લીધા. જૂનાગઢના જમાદારનું લશ્કર અને ગાયકવાડના સીબંધી અને સવારો મળી હજારેક માણસો સાથે માછરડા તરફ કૂચ કરવામાં આવી. જામનગરની ફોજ પહેલી પહોંચી. તે ફોજે વાઘેરો ઉપર ગોળીઓ છોડી; વાઘેરો ગભરાયા; પાસેના ડુંગર પર

ચડી ગયા હોત તો સલામતી તેમને મળી જાત પણ મોટી ફોજ જોઈ તે ગભરાયા અને પાસેની માછરડાની ધાર ઉપર ભાગી જવાનું કર્યું. થોડા માણસો લશ્કર સાથે ટપાટપી કરવા રોકાયા અને બીજા બધા માછરડાની ધાર પર ચડી ગયા. હવે એન્ડરસન સાહેબે એ ધારને ચોતરફથી ઘેરી લીધી.

# પ્રકરણ ચાળીસમું

## માછરડાની ધાર પર વાઘેરોનું છેલ્લું પરાક્રમ

જામનગર રાજ્યના કાળાવડ ગામ પાસેના માછરડાની ડુંગરાળી ધાર પર થાકેલા, હતાશ થયેલા અને સાધનરહિત બનેલા વાઘેરોનું મંડળ જઈ ચડયું ખરુ, પરંતુ હવે એ સ્થળેથી બીજે સ્થળે છટકી જવાનું કામ બહુ મુશ્કેલ બન્યું હતું. જામનગર રાજ્યની ફોજ સજ્જ થઈ જાલમસિંગની નેતાગીરી નીચે આવી પહોંચી હતી. રાજકોટના પોલિટિકલ એજન્ટે તો ચુનંદા યુરોપિયન લશ્કરી અમલદારોને તાકીદ આપી હતી કે હવે વાઘેર બહારવટિયાને કાઠિયાવાડમાં જ્યાં ત્યાં ફરતા રહેવાની છૂટ આપવી એ લશ્કરી અમલદારોની નામોશી ગણાવી જોઈએ.

એટલા માટે હવે માછરડાની ધારને ચોતરફથી ઘેરી લેવાની બાજી ગોઠવવામાં આવી. દક્ષિણ બાજુની કિલ્લેબંદી અંગ્રેજ લશ્કરી અમલદાર લાટુચ સાહેબના લશ્કરને સોપવામા આવી. તેની મદદમાં મીયાં અલવીનું સાલે હિંદીનુ અને જૂનાગઢનું ફોજખાતું રાખવામાં આવ્યું હતું. માછરડાની પશ્ચિમ સીમા પર જાપતો રાખવાનું કામ અંગ્રેજ લશ્કરી અમલદાર હેબર્ટને સોંપવામાં આવ્યું હતું. તેની મદદમાં શિવરામ ગાર્દીના માણસો રહ્યા હતા. પૂર્વ દિશા જામનગરના સેનાપતિ જાલમ-સિંગને સોપવાનું નક્કી કર્યું હતું; પરંતુ જાલમસિંગ પૂર્વ તરફથી પરિક્રમણ કરી પશ્ચિમે ઘેરો ઘાલી રહેલા હેબર્ટસાહેબની પડખે આવી રહ્યા હતા. અને નગરના માણસોની દોરવણી જાલીમસિંગે સાચવી નહોતી. એમને ઊંડે ઊંડે ભાસતું હતું કે જામનગરના ફોજી માણસો કદાચ ટાણા ઉપર ઢીલા પડી જાય અગર તો બેવફા પણ બની જાય. મુખ્ય

સેનાપતિ એન્ડરસન સાહેબે આ ઘેરાની બધી જવાબદારી પોતે સંભાળી હતી અને પોતે લશ્કરી અમલદારને છાજે તેમ માછરડાના ડુંગરની પરિક્રમાં ફરતા હતા અને બધા માર્ગો પર મજબૂત ચોકી ગોઠવી દેવાના કામમાં તે રોકાઈ ગયા હતા.

સૌથી પહેલાં દક્ષિણ સીમા પરથી લાટુચ સાહેબનું લશ્કર અને જૂનાગઢનું લશ્કર વાઘેરો ઉપર ધસવા માંડયું. તેમ જ પૂર્વ તરફના જામનગરના માણસોએ પણ વાઘેરો ઉપર હલ્લો કર્યો. વાઘેરોએ, ડુંગરની ધાર ઉપર માટી પથ્થરના મોરચા રચ્યા હતા તેનો આશરો તેમણે લીધો અને લડવાનું શરૂ કર્યું. પશ્ચિમ તરફથી હેબર્ટ સાહેબ પણ ફોજ સાથે આગળ ધસ્યા અને વાઘેરોના માણસો ઉપર પકડ જમાવી. મરણિયા થઈને લડતા વાઘેરોએ હેબર્ટસાહેબ ઉપર ગોળી છોડી. સાહેબને તે ગોળી વાગી કે બીજી ગોળી વાઘેરોએ છોડી; તે સહેજમાં છટકી ગઈ. હવે વાઘેરો પાસે દારૂગોળો રહ્યો નહોતો. બંદૂકો ખાલી થઈ ગઈ હતી. તેથી મોરચાના આશરાથી જરા છૂટા પડેલા વાઘેર પર લશ્કરી મારો ચાલુ થયો. એક બે વાઘેરો મરાયા. તે જ વખતે પૂર્વ તરફના ખાડામાં સંતાઈ બેઠેલી વાઘેરની ટોળી તરફ લશ્કર ધસ્યું. વાઘેરો ગભરાયા. પોતાની બંદુક ફોડવાની પણ તેમને સૂઝ ન પડી. તે વાઘેરો ભાગ્યા અને ખાડામાંથી બહાર નીકળી ડુંગર ઊતરવા લાગ્યા એવામાં દેવા માણેકને ગોળી વાગી અને તેનો છેલ્લો પ્રાણ માછરડાની ધાર પર જ ઊડી ગયો. પછી તો જરા આગળ નીચાણવાળા ભાગમાં દેવા માણેકનો સાગરીત સૈયદ મરાયો અને ચબરાક લૂંટખોર ભોજીઓ પણ મરાયો. આવી સ્થિતિ આવી પડવાથી વાઘેરો પૂર્વ તરફ નાસવા માંડયા. ત્યાં જામનગરની ફોજ ગોઠવાઈ હતી, પણ તે ફોજના માણસોએ તો દોડતાનાસતા વાઘેરોનો માર્ગ મોકળો કરી આપ્યો: સિપાઈઓ આવી રીતે ઊભા ઊભા તમાસો જોતા હતા. જમાદાર સાલે હિંદીએ ફોજના માણસોને પડકાર્યા અને કહ્યું કે આમ તમાસો

જોતા ઊભા કેમ છો ? નામરદ કેમ થઈ ગયા ? આમ જોઈ લાટુચ સાહેબને શૂરાતન ચડ્યું. તેણે જામનગરની ફોજી માણસનું ઘોડું હાથ કર્યું અને સવાર થઈ તાબડતોબ વાઘેરો પાછળ દોડયા અને તરતજ સાલિ હિન્દી જમાદાર તેની પાછળ પગે ચાલતા થયા. રસ્તામાં વાઘેરોનો સાગરીત બાવો જખમી હાલતમાં પડ્યો પડ્યો ઉંકાટા મારતો હતો. તેને ફોજવાળાએ ઠાર કર્યો અને તેના શરીર પરના દાગીના ઉતારી લીધા. મિયાં અલવી લાટુચ સાહેબના ઘોડાની પાછળ ગયો. લાટુચ સાહેબે રસ્તામાં ઘાયેલ થયેલો વાઘેર સૂતેલો જોયો. તેમને થયું કે ઘાયલને પૂરો કરવો જોઈએ. એમ સમજી ઘોડેથી ઊતરી પોતાની તરવારની અણી તેને ઘોંચવા લાગ્યો કે તરત જ જખમી વાઘેરના પડખામાં ભરેલી બંદૂક હતી. તેને સાહેબ તરફ તાકી પગના અંગૂઠાથી બંદૂકનો ઘોડો મરતા વાઘેરે દાબ્યો કે લાટુચસાહેબ ત્યાં ને ત્યાં જ મરણ પામ્યા. તેનું મડદું ઉપડાવી મિયાં અલવી લશ્કરી ઉતારે ગયા. આસપાસ તપાસ કરવા ફોજી માણસો ઘૂમી વળ્યા અને કેટલીક લાશોને લશ્કરી કૅમ્પમાં ભેગી કરી. જે જે વ્યક્તિની લાશ ઓળખી શકાઈ તેના નામની નોંધ કરવામાં આવી. હેબર્ટસાહેબ ઘાયલ સ્થિતિમાં હતા તે તે જ રાતે મરણ પામ્યા. વાઘેરની ટોળીના પકડાયેલા માણસો પર કચેરી ભરવામાં આવી. તેમને શિક્ષા કરવામાં આવી.

અહીં વાઘેરોના માણસો કરતાં ફોજના માણસો વધારે મર્યા હતા. માછરડાની ધાર પર દેવા માણેકે દેહ મૂકી તે ધારને ઓખામંડળના ઇતિહાસમાં અમર કરી, કારણ કે એ ટેકરી ઉપર હેબર્ટ અને લાટુચ જેવા કાબેલ લશ્કરી અમલદારોના જાન ગયા. ગાયકવાડી અને કંપનીસરકારની ફોજના અનેક માણસો ત્યાં દેવા માણેકની સાથે જ લાંબા થઈ સૂતા હતા.

દેવા માણેકની આ વખતની બહાદુરીનાં ગીતડાં લોકોને મુખડે ગવાતાં થયાં:

माछरूडे मांडव रोपीओ तोरण बांध्या तरवार
अपछरा थई उतावळी वर देवो वरवा
जंजाळ छूटी जाल्मसंगरी डाकणा भरन्त देवा
नाछरूडे शकर्लीयुं मळीयुं परनाळी रक्त पीवा

માછરડાની ધાર ઉપર વાઘેરો સાથે યુદ્ધ ખેલતાં જે બહાદુર માણસોના પ્રાણ ગયા તેમની યાદગીરીમાં એ ડુંગર ઉપર મોટો કીર્તિસ્તંભ અંગ્રેજ સરકાર તરફથી રચવામાં આવ્યો છે. આ સ્તંભ પચ્યાસ ફૂટ ઊંચો છે. તેના નીચલા ભાગમાં પૂર્વ દિશાએ ચાર ફૂટ લાંબો અને અઢી ફૂટ પહોળો આરસ પથ્થર ચોડવામાં આવ્યો છે. તે પથ્થરમાં લેખ કોતરવામાં આવ્યો છે. તેની નકલ અહીં ઇતિહાસને ચોપડે ચડાવવાની દૃષ્ટિએ ઉતારવામાં આવી છે.

## લેખ

આ રણસ્તંભ કાઠિયાવાડના રાજસ્થાનો તરફથી તા. ૨૩ ડિસેમ્બર ૧૮૬૭ના રોજ લડાઈ થઈ તેની યાદગીરી રહેવા સારુ ઊભો કરવામાં આવ્યો છે. તે દિવસે માલિકે મુઆઝિમની સત્તરમી કાળી (દેશી) પલટણના મેજર જે. એચ. રેન્ડોલ સાહેબની સરદારી તળેની સરકારી ફોજ આ ટેકરી ઉપર બદમાશ વાઘેર લોકોની ટોળી તેના નામાંકિત મુખી ઓખાના દેવા માણેકના હાથ નીચે હતી. તેના ઉપર બહાદુરીથી હલ્લો કરી એ ટોળીના ઘણાખરા લોકોનો નાશ કર્યો. આ ટેકરી ઉપર સાહસિક હલ્લો કરવામાં કાઠિયાવાડના ત્રીજા પોલિટિકલ આસિસ્ટંટ કપ્તાન એચ. ટી. હેબર્ટ સાહેબ તેને મથાળે મરણતુલ્ય જખમી થઈ પડ્યા. ત્યાં એક બહાદુર અને ધૈર્યવાન શૂરવીર સરદાર પડ્યો. કપ્તાન સી. બી. લાટુચ સાહેબ, આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબ મોઝફના ભાઈ જેવા તથા ઘણા દિવસના સોબતી અને દોસ્ત, લડાઈમાંથી થોડા જીવતા રહેલા બદમાશ લોકો ભાગેલ તેનો પીછો લેતાં પડ્યા. નિર્ભયપણે

તથા નિવૃત્તિથી પોતે એકલા જ બહાદુરીથી જઈ મોતને શરણ થયા. આ બન્ને સાહેબો તેમની હયાતીમાં પ્રિયકર તથા ખુશબખ્ત હતા. તેમ મોતમાં પણ આ યોદ્ધા એકબીજાથી જુદા પડ્યા નહિ. મેજર જે. એચ. રેન્ડોલ સાહેબ પોતાના લોકોને ધીરજ તથા હિંમતથી જે પથ્થરની ઓથે હરામખોરોએ આશરો લીધેલ ત્યાં થઈને જતાં બંદૂકની ગોળીથી માથામાં ભારે જખમી થયા પણ તેઓ સાહેબ તથા તેમની સાથેના કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ ડબ્લ્યુ. ડબ્લ્યુ. **એન્ડરસન** સાહેબ મહારાણીસાહેબના મુંબઈ ખાતાના પહેલા ભાલાવાળા રસાલાના કપ્તાન એચ. ડબ્લ્યુ. **હેરિસ** સાહેબ—એટલામાં એટલાજ અમલદારો બ્રિટિશ સરકારના—આ વખતે હાજર હતા. તેઓ આ નામાંકિત લડાઈની ગુવાઈ દેવા સુખરૂપ બચ્યા છે. સદરહુ ટોળીમાં ૨૬ બદમાશ હતા તેમાંથી અંધારાને લઈને ફક્ત ૭ આસામી ભાગી ગયા અને તેમનો મુખી દેવો માણેક બીજા લોકો સાથે માર્યો ગયો. બ્રિટિશ સરકારની ફોજ પૈકી નીચે લખેલા આસામીઓનું માનભરેલું મૃત્યુ થયું. સ્વાર સખારામ મોરે ચોથી ટ્રુપ પહેલો રસાલો, સ્વાર નારાયણ ખંડો ત્રીજી ટ્રુપ પહેલો રસાલો, સ્વાર મહંમદ ઉસ્માન ત્રીજી ટ્રુપ પહેલો રસાલો, સ્વાર રઘુવીરસિંગ ત્રીજી ટ્રુપ પહેલો રસાલો, સિપાઈ સાહિબદીન ભાઈલીયા પાંચમી ટ્રુપ, ૧૭મી કાળી પલટણના સિપાઈ બહાદુર જમાદાર સૈયદ અલવીના હુકમ નીચેની ફીલ્ડર (તાલુકદારી) સીરબંદી પૈકી નીચે લખ્યા લોકો માર્યા ગયાઃ—

દફેદાર ગંગાસિંગ માનગર, નાયક મદનખાન, સીપાઈ આસરખાન, સીપાઈ મહેરામબક્ષ, સીપાઈ હામદ જામસાહેબની સીરબંદીનો, પરમેશ્વર મહિમા આપો—''

* [અસલ અંગ્રેજી ભાષામાં લખાયેલા લેખનું આ ભાષાન્તર છે. તેમાં 'બદમાશ' શબ્દ Rebel શબ્દનું ભાષાન્તર હોય એમ જણાય છે.]

• આ લેખ કાલાવડના વતની કવિ માવદાનજીએ લખેલ પુસ્તક નામે :"યદુવંશ પ્રકાશ—અને જામનગરનો ઇતિહાસ"—માંથી ઉતારવામાં આવેલ છે.

આ લેખમાંથી સ્પષ્ટ રીતે સમજાય છે કે વાઘેરોને મહાત કરવાનું કામ જ્યાં સુધી દેશી રાજાઓની ફોજ પર મુકાયું હતું ત્યાં સુધી કોઈ નક્કર પરિણામ લાવી શકાયું નહોતું, કારણ કે દેશી રાજ્યના કારભારીઓ—મહેતા અને ફોજદારો સાચા ક્ષત્રિય નહોતા. એમને માટે તો કાઠિયાવાડમાં હાસ્ય ભરેલું કાવ્ય પ્રચલિત થયું હતું—

અગર બળંતે ગુણ કરે, સુખડ ઘાસંતે
સૂરા હોય તે રણ ચડે, ને મહેતા નાસંતે.

અગરનો મુખ્ય ગુણ જ્યારે તેને બાળવામાં આવે છે ત્યારે સુગંધરૂપે જાહેર થાય છે; સુખડના કાષ્ટની સુગંધ તેને ઘસવામાં આવે ત્યારે પ્રકટ થાય છે. શૂરવીર લોકોનું અસલી ખમીર તે રણક્ષેત્રમાં ઊતરે છે ત્યારે પ્રકટ થાય છે અને મહેતા મુત્સદ્દીની હોશિયારી બહાદુરીથી નાશી જવામાં પ્રકટે છે. વળી દેશી રાજ્યોમાંથી સાચા ક્ષત્રિય તરીકે વાઘેરોને કબજે કરવામાં બહાર પડ્યા હોય તો તે જામનગર રાજ્યના રાજાના ભાયાત જાલમસિંગજી એક જ હતા. તેણે તો આભપરામાં પોતાનું પરાક્રમ દર્શાવ્યું હતું અને માછરડાના દંગલમાં પણ તે દેશી ફોજની હરામી દાનત જોઈ શક્યા હતા. જ્યારે અંગ્રેજ સત્તાધીશને જણાયું કે આઠ આઠ વરસ સુધી વાઘેરના સરદારો કાઠીઆવાડના ગામે ગામે દેકારો બોલાવી રહ્યા હતા છતાં કોઈ તેનો સાચો સામનો કરતું નહોતું અને તેની નામોશી અંગ્રેજ પોલિટિકલ એજન્ટને કડવા લાગી. તે પછી અંગ્રેજ લશ્કરી કપ્તાનો અને મેજરો સાચી હિમ્મતથી બહાર પડ્યા અને પ્રાણને ભોગે પણ વાઘેર સરદારોનું બંડ શમાવવાનું તેમણે માથે લીધું ત્યારે માછરડાની ધાર પરના યુદ્ધે આ મામલાનો અંત આણ્યો.

અંગ્રેજ સરદારોએ પોતાના બ્રિટિશ રાજ્યની આબરૂ વધારવા અને બ્રિટિશ રાજ્યની મજબૂતી વધારવા પોતાના પ્રાણને હોડમાં મૂકી માછરડાનું યુદ્ધ ખેલ્યું એ વાત કાઠિયાવાડના રાજસ્થાનોએ જાણ્યું ત્યારે એમને એક પ્રકારની નાનમ લાગવા માંડી. તે ધોઈ નાખવા એ રાજસ્થાનોએ માછરડાને ટીંબે પ્રાણ અર્પણ કરનારા યુરોપિયન લશ્કરી સરદારોની કીર્તિની ખાંભી ઊભી કરવાની પોતાની કર્તવ્યબુદ્ધિ બતાવી. આ યુદ્ધમાં કામે લાગેલા બીજા શૂરવીરોના નામ જોઈએ છીએ તો ગાયકવાડના મરાઠા સ્વારો, પરદેશી પુરબીઆ, મુસલમાન ખમીરવાળા જમાદારો માલૂમ પડે છે કે જેમણે વફાદારીથી પ્રાણને ભોગે ક્ષાત્રતેજ બતાવ્યું હતું.

આ પ્રસંગમાંથી સમાજના અભ્યાસીઓ ઘણુંય તારવી શકે તેમ છે.

---

# પ્રકરણ એકતાળીસમું

## મૂળુ માણેકની આખરની વસમી ઘડીઓ

માછરડાના સારામાઠા ખબર ઓખામાં પહોંચ્યાં ત્યાં ઘણા વાઘેરોના અને વાઘેરોની પડખે રહી તેમને બળ આપનારાના હાંજા ગગડી ગયા. દ્વારકામાં આસિસ્ટન્ટ રેસિડન્ટ વિલિઅમ સ્કોટ સાહેબને શરણે એક પછી એક વાઘેર આવવા લાગ્યા.

માછરડા પર દેવો હણાયો તેની પહેલાં જ સાંગો બારાડીમાં રખડતી સ્થિતિમાં પકડાઈ ગયો હતો. મૂળુ માણેક હવે એકલો પડ્યો. બેચાર માણસ ભાગ્યે જ તેની તહેનાતમાં રહ્યા. મૂળુને હવે વેઠેલી ભૂખતરસની અસર શરીરની તાકાત પર જણાવા લાગી. ઉજાગરાથી હાડકાં દુઃખવા લાગ્યાં. પોતાના અંગત માણસોના અને ભાઈ જેવા ભાઈ દેવા માણેકના મરણથી તેને ભારે અફસોસ થવા લાગ્યો. ભાઈના મોત વખતે પોતે હાજર નહોતો એટલે એ વિયોગવાળું મરણ મૂળુ માણેકને ખૂબ સાલવા લાગ્યું.

છૂપા વાસમાં મૂળુને અન્નપાણીના પણ ઘણી વાર સાંસા પડતા હતા. કહેવામાં આવે છે કે મૂળુને કેટલીક વાર સાત સાત દિવસના રાંધેલા અનાજના ભોજન વિના કડાકા થતા હતા. ગાયકવાડના, કંપની સરકારના અને પોરબન્દર જામનગર રાજ્યના લશ્કરી જાસૂસો એ મૂળુને સકંજામાં લેવા ગોઠવાઈ ગયા હતા. તેથી મૂળુના જૂના નાતાદાર ધારે તોપણ તેના છૂપા વાસમાં રોટલા પહોંચાડી શકતા નહોતા.

એક પ્રસંગ એવો આવ્યો કે પોરબન્દર રાજ્યમાં એક વનચરડા ગામડાની સીમમાં મૂળુ માણેક અને તેના સાથીઓ—વેરશી, જગતીઓ,

હાદા કુરાણી અને નાગસ ચારણુ ઉજાગરાના માર્યા થાક્યાપાક્યા ઝાડને તળે આરામ લેતા હતા. પડખેના ઝાડ ઉપર એક ચાડીઓ ઊભો રાખ્યો હતો. જો કોઈ છેટેથી આવતું દેખાય તો આ ચાડીઓ તરત નિશાન કરી મૂળુની ટોળીને સાવધ રહેવા સૂચના આપે એવી ગોઠવણ કરી હતી, ચાડીઓ ઝાડના થડના ખાંચા ઉપર ભરી બન્દુકે ઊભો હતો, પણ થાકને લીધે ઊભા ઊભા તે ચાડીઆને ઝોલાં આવતાં. ઊંઘતા ચાડીઆની બાજુમાંથી એક સિપાઈ પસાર થયો. એ સિપાઈ રાઉન્ડ લેવા નીકળ્યો હતો. તેણે તરત જ ફોજમાં જઈ વાઘેરોના પડાવની ખબર આપી.

બે ફોજ તરત બહાર પડી. એકે એ ડુંગરાળા ભાગનું નાકું રાણપોર તરફ દબાવ્યું અને વાઘેરોનું નાસી છૂટવાનું બારણું કબજે કર્યું. બીજી ફોજે સીધી ચડાઈ વાઘેરોના પડાવ પર કરી. ત્યાંથી વાઘેર લોકો એક પગથિયાવાળી વાવમાં જતા રહ્યા. ફોજના માણસોમાં જમાદાર નંદા લાખા હતો. બીજા માણસોમાં મુબારક અને લખુ બક્ કાબેલ હતા.

વાઘેરો વાવમાંથી બહાર નીસરી જરા વાર ફોજ સાથે લડયા અને તરત જ પાસેના મેઘવાર-ઢેડના ઝૂંપડામાં છુપાઈ ગયા. ફોજના માણસોએ મોરચો બાંધી ધીંગાણું આદર્યું—છેવટે ઢેડનું ઘર સળગાવવામાં આવ્યું. એટલે વાઘેરો બહાર નીકળ્યા અને ઝપાઝપી ચાલી. ફોજના પગે ચાલતા એક માણસે મૂળુને પોતાની બન્દૂકથી જખ્મી કર્યો. એટલે તરત જ જમાદાર મુબારક ત્યાં દોડી આવ્યો અને પોતાના હથિયારથી મૂળુને મારી તેનું માથું ધડથી જુદું કરી નાખ્યું. એટલામાં તો બાકીના રહ્યા સહ્યા માણસો બરડાના જંગલમાં નાસી ગયા. ઈ. સ. ૧૮૬૮ના મે માસની ૭મી તારીખે ઓખામંડળના કહેવાતા રાજા મૂળુ માણેકે બરડાની ભૂમિમાં પોતાનો કિંમતી પ્રાણ વટને ખાતર ગુમાવ્યો.

મૂળુ માણેકને અલંકારી ભાષામાં દેશી કવિએ આ રીતે પોતાની પ્રશસ્તિના નાયક બનાવ્યા છે :

नारीउं न त रंडाय नरने रंडापो नहि ।
( पण ) ओखो रंडाणो आज, माणेक जातां मूळवा ॥

કાવ્યની આ ટુક ઓખામંડળના ગામેગામ માણસોની જીભે ચડી ગઈ અને વંશપરંપરાના વારસારૂપે પેઢી–ઉતાર લોકોની જીભ પરથી આ ટુક ખસી નથી. વાઘેરોની ટોળી જ્યારે કાઠિયાવાડના પ્રદેશમાં પોતાની હાક જમાવી બેઠી હતી ત્યારે એમના પડાવમાં ભજનો અને ગીતો સંભળાવવા–વાદીડા, રાવણહથ્થો નામનું એકતારી વાજિંત્ર લઈ તેમની પાસે જતા. તેમને વાઘેર સરદારો પોતાની મિલકતમાંથી સારી રીતે નવાજતા હતા. એ ગીતો ગાનારાએ મૂળુ માણેકના ગીતો જોડ્યાં અને આખા કાઠિયાવાડમાં શૂરવીરનાં સંભારણાં ફેલાયાં હતાં. તેમાંની એક કાફીરૂપે ગવાતું ગીત અહીં ઉતારવામાં આવે છે.

## કાફી

दुस्मन करे आंजी दुवाउं, मूळुभाजी जगजी जीवाउं,
अन्नपाणीं आंके कथ मळे, बेलम देशे आंजा भाउ.
मूळुभा.

लीलुडे घोडे नेजो फरके, वाघेरो करे आंजी वाउ—
सरवे अे हथियारे मेठुं बांधीयुं मूळुभाकी वकडी वजाउ.
ओखेमंडळमें नामोच तोजी मुरत पुगी तोनीं वाउ.
काफी बोलां तोजी नथुनाथ मडदेजी काफीउं गवाउं
मूळुभा.

## જોધા માણેક, મૂળુ માણેક અને દેવા માણેકના આપ્તજનોના કુટુંબની નામાવલિ.

- સમૈયા માણેક ૨૨
  - મૂળુ બીજો
  - સાંગો
    - જોધા માણેક
  - વેરસી
  - પાંચો ૨૩મી પેઢી
    - શાર્દુલ ૨૪
      - બાપુ ૨૫
        - ૨૬ મૂળુ ત્રીજો
          - જોધો
          - વેરસી
          - દુદો ૨૭
            - ૨૮ મૂળુ (ચોથો)
              - ૨૯ દેવાભા
                - ૩૦ દુદાભા
            - દેવાભા
            - ધનો
            - વેરસી
          - શાર્દુલ
        - ધનો
        - દેવો
        - ગજુભા
          - માપભા
    - હુદો
    - વેરસી
    - રામ

કબજે કર્યો અને તે પ્રદેશના રાજા તરીકે ગાયકવાડને ઠરાવવામાં આવ્યા. ત્યારે એ ભડવીર સરદારોને માનપાનથી સાચવવાનું કામ ગાયકવાડને સોંપાયું હતું તે કામ બરાબર ન થયું. એટલે ભડવીર સરદારો વકર્યા. વળી ન્યાય માગવા જનારને ફસાવીને કેદમાં પૂરી રાખવાની નીતિ જ્યાં ચાલુ થઈ બલૂચી સિપાઈઓને—મેઢાં ઉપર સિંહનું કટક ચડાવવામાં આવે તેમ—વાઘેર પ્રજાનાં બૈરાંછોકરાં પર ઘાતકી અને પાપી હલ્લા માટે બેફામ છોડી મૂકવામાં આવે તો પછી અન્યાયમાંથી મુક્ત થવા અને સાચી દાદ મેળવવા બહારવટું એક સાધન તરીકે વાઘેરોએ વાપર્યું હોય તો તે બહારવટાની કાળપ જરા મોળી તો પડે જ.

વાઘેર સરદારો જેલમાંથી નાસી છૂટે એ એમની કુનેહ હતી કે એમની ગુન્ડાગીરી ? શિવાજી અને શંભાજી જેલમાંથી બહાર આવી જાય ત્યારે આપણે એમની હિકમતનું મોટું મૂલ્ય આંકીએ—તો પછી બન્દોબસ્તવાળા જેલખાનામાંથી વાઘેર સરદારો જેલના કર્માચારીઓને થાપ આપી પોતાનું સ્વાતંત્ર્ય પાછું મેળવે એનું મૂલ્યાંકન પણ તે કાળના ચાલુ ધોરણે થવું જોઈએ. જો અંગ્રેજ કમ્પનીનાં રાજવહીવટ ચલાવનાર અમીચંદ વાણિયાને પોતાનું હથિયાર બનાવે એ ચલાવી લેવાય તો વાઘેર સરદારો ધરમની બહેનોને અને ધાકથી ડરતા મહેતા મુત્સદ્દીને પોતાના કાર્ય સાધવામાં ખપમાં લે એમાં કંઈ ખોટું ન જ ગણાવું જોઈએ.

વાઘેર સરદારો પોતાને ગામધણી તરીકે માનતા હતા—રાજધણી તરીકે વાઘેરો હતા કે કેમ તે વિષે કદાચ એક મત ન હોય, પણ માણેક વંશના જુદા જુદા ઇસમો ગામના—ગામડાંના જૂથના—ધણી હતા એ વાત ચોક્કસ છે. વસઈના ગામધણી, ધીણકીના ગામધણી, અને દ્વારકા અમરાપરના ગામધણીને ગરાસિયા તાલુકદાર તરીકે કર્નલ વૉકરે સ્વીકાર્યા જ હતા. ઓખામંડળના વાઢેર અને વાઘેર સાથે જે કોલકરારો

અંગ્રેજ અમલદારે કર્યા હતા તેમાં વાઘેર સરદાર મૂળુને અને ધીણકીના સરદાર ભીયા ભાને રાજના ધણી તરીકે ગણવામાં આવેલ છે. તેમને બીજા તાલુકદારના જમીનો તરીકે પણ કોલકરારમાં સ્વીકારવામાં આવ્યા છે તેથી સ્પષ્ટ થાય છે કે ઇતિહાસ તો વાઘેરોને ઓખાના ગામધણી તરીકે સ્વીકારે જ છે.

ગાયકવાડ સરકારને જ્યારે દ્વારકાના વાઘેર સરદારની સાન ઠેકાણે લાવવી હતી અગર તો તેમની જુલમભરેલી કારકિર્દી માટે તેમને સખત નશિયત આપવી હતી ત્યારે દ્વારકાના વાઘેર સરદારે વસાવેલું **અમરાપર** ગામનો સમૂળગો નાશ કરાવ્યો હતો. અમરાપર ગામ હાણની જમીન ઉપર ખેતર ખેડવામાં આવ્યાં હતાં અને અમરાપરનું નામનિશાન રહેવા દીધું નહોતું (એક કૂવો જૂના અમરાપરની ભૂમિની સાક્ષી પૂરતો આજ સુધી મોજુદ છે). અમરાપરને દરબારી ગામ ગણવામાં આવ્યું હતું. રાજાને રહેવાના ગામ તરીકે ગણવામાં આવ્યું હતું એ સાવ સાચી વાત છે. એટલે આ બધી હકીકત પરથી ફલિત થાય છે કે વાઘેરો ઓખાના પ્રદેશમાં ગામધણી હતા. તે પોત પોતાના રાજના ધણી હતા.

લેખકને પોતાને પૂરી સ્મૃતિ છે કે વડોદરા રાજ્યના નિયમ અને રવૈયા પ્રમાણે દશેરા તહેવારના રોજ વહીવટદારની કચેરીએ દરબાર ભરવામાં આવતો હતો. આ દરબારમાં રાજના અમલદારો, વડોદરા રાજના માનકરી, સરદારો, શરાફો, શેઠ સાહુકારોને આમંત્રણ આપવામાં આવતું હતું. દ્વારકાના આવા દરબારમાં મૂળુ માણેકના સૌથી નાના ભાઈ ગજુ માણેકને આમંત્રણ આપવામાં આવતું હતું; અને એ રીતે વાઘેરના મુખીને અસલી ગામધણીના વારસ તરીકે માનભરી રીતે સત્કાર મળતો હતો.

---

# પ્રકરણ તેતાલીસમું

## ઓખામંડળ પ્રદેશમાં વાઘેર પ્રજા માટે જુદું રાજતંત્ર

માછરડાની ધાર પરનું છેલ્લું ધીંગાણું વાઘેર લોકોએ કાઠિયાવાડમાં ખેલી લીધું. તે પછી સાણસામાં સપડાયેલા નાગની પેઠે મૂળુ માણેકે થોડા દિવસો આમ તેમ ફરી રખડીને કાઢ્યા; અને છેવટે પોરબન્દર રાજ્યના જમાદારની ટોળીએ મૂળુનું જીવતર પૂરું કરાવ્યું.

ઓખામાં જે વાઘેર સરદારો રહ્યા તે હતાશ થયા હતા. શરણે ગયેલા કેદખાનામાં પડયા હતા, અને જે બહાર રહ્યા હતા તેમની સાચી સમજ હૈયા-ઉકલતથી તેમનામાં જાગી આવી. તે સમજી ગયા કે સરકારના હાથ મોટા છે. કોઈ જાતના લાગઆગ સરકાર પાસે નભે તેમ નથી; ખોટા આગ્રહને પકડી રાખવાથી કે તરેહ તરેહનાં ત્રાગાં કરવાથી ગયેલા દિવસો પાછા આવવાના નથી. કાઠિયાવાડમાં ગાયકવાડનાં ઘોડાંથી જુદા જુદા દરબારો ખડખડી ઊઠતા અને તરત જ તાબે થઈ તરત જ ખંડણી આપવાનું કબૂલ કરી લેતા; એ વાઘેરોએ પ્રત્યક્ષ જોયું હતું. તેથી તેમને સ્પષ્ટ સૂઝયું હતું કે ગાયકવાડનાં ઘોડાં કરતાં પણ ટોપીવાળા અંગ્રેજની સામે થવામાં બિલકુલ સાર રહ્યો નથી. આ સમજથી જે વાઘેરો ટોળીઓ બાંધી જ્યાં ત્યાં ફરતા હતા તે સૌ મૂળુ માણેકના ગયા પછી પોતપોતાને ગામડે ગોઠડે આવી વસ્યા.

મૂળુ માણેકનો સૌથી નાનો ભાઈ ગજુ માણેક દ્વારકામાં પોતાની બાપુકી ડેલીએ આવી વસ્યો, અને સરકારી અમલદારો જ્યારે જ્યારે વાઘેરના પ્રશ્નની ચર્ચા કરતાં ત્યારે ત્યારે ગજુભાને વાઘેરના પ્રતિનિધિ તરીકે કચેરીમાં બોલાવતા અને તેને મોટપ આપી ગામડાંના વાઘેરોને

સુસ્થિર જીવન ગાળવાની સગવડ કેમ આપવી તેની વિચારણામાં ગજુભા માણેકની સલાહ લેવામાં આવે છે એવી છાપ સમસ્ત વાઘેર પ્રજા ઉપર પાડવામાં આવી હતી.

વડોદરા રાજ્યના કાઠિયાવાડ દીવાનજી, રાજકોટના પોલિટિકલ એજંટ સાહેબ, અમરેલીના વડોદરા રાજ્યના મજમુદાર અને ઓખાના એસિસ્ટંટ રેસિડન્ટ શ્રી જેકસન સાહેબ ભેગા મળ્યા અને ભવિષ્યમાં ઓખાના વાઘેરો કાઠિયાવાડના મુલકને રંજાડે નહિ તેવો બન્દોબસ્ત કરવા માટે ઠરાવ પર આવ્યા કે—

(૧) ઓખામંડળની વાઘેર, વાઢેર અને અન્ય કાટીઆ વર્ણની વસ્તી ઉપર ગાયકવાડ સરકારના અમલદારોની હકૂમત ન રાખતાં દ્વારકામાં રહેતા યુરોપિયન એસિસ્ટંટ રેસિડેન્ટના હાથમાં એ હકૂમત સોંપવી.

(૨) ઓખામંડળની બીજી પ્રજા ઉપર, બેટ દ્વારકાનાં પવિત્ર તીર્થસ્થળોનાં મન્દિરો ઉપર અને બન્દરો ઉપર વડોદરા સરકારના અમલદારોની હકૂમત રાખવી.

(૩) વાઘેરોને પોતાનાં ગામડાંમાં રહેવાની અને યોગક્ષેમનાં સાધનોની સવડ મળે એવી ગોઠવણ સરકારે કરી આપવી. દરેક ગામે રહેતા પુખ્ત વયના વાઘેર પુરુષને સરકાર તરફથી (એક સાંતીડાથી ખેડાય તેટલી) એક સાંતીની જમીન (૪૮ વીઘાં) ખેડ કરવા આપવી. તે જમીનનુ મહેસૂલ કંઈ ન લેવું. એ જમીન સરકારી છે તેવી સમજ ચાલુ રહેવા વાઘેર ખેડુત પાસેથી દર વરસે માત્ર સલામીનો રૂપિયો એક સરકારે વસૂલ લેવો.

આ સલામીની જમીન ઉપરાંત વધારે જમીન પર ખેતી કરવા વાઘેર પુરુષ ઇચ્છતો હોય તો તે વધારાની જમીન માટે ગાયકવાડ

સરકારના રાજ્યના ચાલતા ધોરણ પ્રમાણે તે જમીન માટે વધારાની મહેસૂલ ભરીને રાખી શકે.

આ સગવડો વાઘેરોને આપવામાં આવે તેના બદલામાં વાઘેર પ્રજાએ બાંહેધરી આપવી કે (ક) તેમણે પોતપોતાના ગામમાં સુલેહ જાળવવી; ફંદ ફીતુર ઊભાં ન કરવાં. (ખ) બહારવટીઆ કે લૂટારાને વાઘેરોએ પોતાના ઘરમાં આશ્રય આપવો નહિ. (ગ) વાઘેરોએ પોતપોતાના ગામ પાસે ઘીચ ઝાડી પથરાઈ રહી હોય તે કાપીને ગામ તરફના રસ્તા ચોખ્ખા કરી નાખવા.

વડોદરા સરકારે દરેક ગામે કૂવાતળાવ બનાવી આપવા.

(૪) વાઘેર પ્રજા ઉપર દાબ રાખવા અને તેમાંના તોફાની તત્ત્વને દૂર કરવા સારુ ઍસિસ્ટન્ટ રેસિડન્ટના ઉપરીપણા નીચે વડોદરા રાજ્યને ખર્ચે દ્વારકામાં દેશી સિપાઈઓની પાંચ કંપનીની એક બટાલિયન જેટલું લશ્કર સ્થાયી રાખવું. એ બટાલિયન ઉપર એક યુરોપિયન અમલદાર એજ્યુટન્ટ કમાંન્ડિગ ઑફિસર તરીકે રાખવા.

(૫) વાઘેર વસ્તીવાળાં ઓખામંડળનાં બધાં ગામડાંમાં અક્કેક લશ્કરી થાણું વસાવવું. એ થાણામાં ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે પાંચ લશ્કરી ઇસમો રાખવા. આ થાણાવાળા અમલદાર તે ગામમાં ચાલતી હીલચાલ ઉપર પાકી દેખરેખ રાખે અને નવાજૂના બનાવોનું નિવેદન દ્વારકાની મુખ્ય કચેરીએ પહોંચાડતા રહે. વિશેષ કામગીરી આ થાણાની એ હતી કે કોઈ પણ વાઘેર મરદ ગામની બહાર જાય ત્યારે થાણા ઉપર જાહેર કરીને જાય અને પાછો ગામ પર આવે ત્યારે મંજૂર થયેલી રજાની મુદત દરમ્યાન તે આવી ગયો છે તેની ખાતરી થાણા પર કરાવે. ગામમાં વસતા વાઘેર પુરુષોએ રોજ રાતે ત્રણ વખત ઠરેલા વખતે હાજરી પુરાવતા રહેવું.

(૬) વાઘેર પ્રજાનો કોઈ ઈસમ ગુનો કરે તો તેની ચોકસી અને તેને લગતો બધો વહીવટ ગાયકવાડ સરકારના ન્યાયાધીશ ન કરે પરંતુ તેવી તપાસ કરવાના અધિકાર ઍસિસ્ટંટ રેસિડન્ટની કચેરીને આપવામાં આવ્યા હતા.

(૭) ઓખામંડળનાં ગામડાંમાં જ્યાં વાઘેર વસતા હોય ત્યાં અકેક વાઘેર પટેલની નિમણૂક કરવામાં આવી હતી; તે ગામના બન્દોબસ્તના કામમા લશ્કરી થાણાના અમલદારને મદદ આપતો હતો. જે ગામમાં વાઘેર સિવાયની અન્ય કોમ વસતી હોય તે ગામમાં ગાયકવાડ સરકારનો તલાટી અને ખેડુ–પટેલ વધારામાં નિમવામાં આવતા હતા. આ રીતે ગામડામાં થોડી સત્તા ગાયકવાડ સરકારના દેશી અમલદારની રહેતી અને થોડી સત્તા અંગ્રેજ ઍસિસ્ટંટ રેસિડન્ટની રહેતી હતી.

વાઘેર પ્રજા પરના અધિકારોનો ભોગવટો ઍસિસ્ટંટ રેસિડન્ટના હાથમાં લગભગ પચાસ વરસ સુધી રહ્યો હતો. એ ઍસિસ્ટંટ રેસિડન્ટ વડોદરાના રેસિડન્ટ મારફત વડોદરા રાજ્ય સાથે રાજ્યવહીવટનાં લખાણો ચલાવતા હતા. દ્વારકાના વહીવટદાર સાથે દ્વારકાના ઍસિસ્ટંટ રેસિડન્ટનો કંઈ સંબંધ રહેતો નહોતો.

આવી નવી વ્યવસ્થા ઓખામંડળમાં ચાલુ કરવા જુદા જુદા ઍસિસ્ટંટ રેસિડન્ટ—જે તે વખતની રાજનીતિને અનુસરીને નિમાયા હતા. એ દરેક જણે ઓખામંડળને સુવ્યવસ્થિત કરવામાં પોતપોતાનો ફાળો આપ્યો છે. આ અમલદારોના ઉપર શરૂઆતમાં મોટી જવાબદારી રહેતી હતી. તેમના નામો ઇતિહાસને ચોપડે રાખવા અહીં નોંધવામાં આવ્યાં છે.

૧ વીલીઅમ સ્કૉટ— ઈ. સ. ૧૮૬૫ થી ૧૮૭૩
૨ એફ. એમ. જેક્સન ઈ. સ. ૧૮૭૩ થી ૧૮૭૫

| | | |
|---|---|---|
| ૩ | વોલ્ટર સ્કોટ | ઈ. સ. ૧૮૭૫ થી ૧૮૮૮ |
| ૪ | ડબ્લ્યુ. સામન | ઈ. સ. ૧૮૮૮ થી અર્ધું વરસ |
| ૫ | એચ. હેરિસન | ઈ. સ. ૧૮૮૮ થી ૧૯૦૬ |

દ્વારકાની વસ્તી આ યુરોપિયન અમલદારોમાંથી વોલ્ટર સ્કોટ સાહેબની અને હેરિસન સાહેબની કારકિર્દીને બહુ યશસ્વી ગણતી હતી. તેમણે માત્ર વાઘેરોને જ સુધાર્યા હતાં એટલું જ નહિ પણ દ્વારકામાં પણ નવા સંસ્કાર જગાડવા અનેક શુભ કાર્યો કર્યા હતાં. દ્વારકાના સાર્વજનિક પુસ્તકાલયનું મકાન, પ્રાથમિક શાળાનું મકાન, હૉસ્પિટલનું મકાન, મુસાફરી બંગલાનું મકાન, દ્વારકાથી અરાંભડા સુધીનો તથા દ્વારકાથી ચરકલા સુધીની સડકો તેમણે બંધાવવામાં ખૂબ રસ લીધો હતો. તેમણે સડક ઉપર વૃક્ષો રોપાવ્યાં હતાં. યાત્રાળુઓની સલામતી ભરેલી અવરજવર માટે ગાયકવાડ સરકારની હજુરાત પાગાના ઘોડે સ્વારને રોજ એક ફેરણી પ્રવાસીઓના માર્ગ ઉપર કરવાના હુકમો તેમણે કર્યા હતા.

---

# પ્રકરણ ચુંવાલીસમું

## વસઈ ગામના નથુ જેતાનું બહારવટું

સંવત ૧૯૨૮માં એટલે કે ઈ. સ. ૧૮૭૨માં ઓખામંડળ પ્રદેશનો વહીવટ થાળે પડી ગયો હતો. યાત્રાળુઓના ચિત્તમાં વાઘેર બહારવટીઆની બીક હતી તે જતી રહી હતી. દ્વારકામાં યાત્રાએ આવનારા બળદગાડામાં બેસી સેંકડો માઈલના પ્રવાસ ખેડતા હતા. એવામાં વસઈ ગામના લોકોમાં અસન્તોષ જાગ્યો અને થાણાવાળા સિપાઈઓને થાપ દઈ ચોરીચપાટી કરવાને કામે તે ગામના લોકો ઊતરી પડયા.

એક વાર બેટની યાત્રા કરી યાત્રાળુઓ અરાંભડાના ફુરજા પર ઉતર્યા. ત્યાંથી બળદના ગાડામાં બેસી તે યાત્રાળુઓ દ્વારકા તરફ આવતા હતા. મોજપ ગામ નજીક આવ્યું હશે ત્યાં વસઈ ગામનો નથુ જેતા અને બીજા બેત્રણ જણ મોઢા ઉપર બુકાની (મોસળીઉં) બાંધી ગાડાને સામે આવી ચડયા. ગાડાવાળાને બળદની રાસથી ગાડાની ઉધ સાથે બાંધી મૂકચો યાત્રાળુને ધાકધમકી આપી કુહાડી અને તલવાર બતાવી માલમિલત પડાવી લીધી. યાત્રાળુઓનો કળકળાટ વગડામાં કોણ સાંભળે? નથુ જેતા માલમિલકત લઈ જતો રહ્યો. પછી ગાડાવાળાને દોરડેથી બાંધવામાં આવ્યો હતો તેને યાત્રાળુઓએ છૂટો કર્યો અને યાત્રાળુઓએ દ્વારકા આવી સરકારી અમલદારો પાસે પોતાની ફરિયાદ નોંધાવી.

આ લૂંટનો પત્તો મેળવવા એસિસ્ટંટ રેસિડન્ટ તરફથી સખત તાકીદના હુકમો છોડવામાં આવ્યા. ઈ. સ. ૧૮૭૨માં આ ભાગનું ફોજદારું શ્રી જટાશંકર કુંવરજી મંકોડી કરતા હતા. તેમણે વાઘેરોનાં

તોફાન સમાવી દેવાના સમાધાનના કામમાં સારો ભાગ ભજવ્યો હતો. તેથી એસિસ્ટંટ રેસિડન્ટ સાહેબે શ્રી જટાશંકર મંકોડી ઉપર લૂંટનો પત્તો સત્વરે લગાડી આપવાનો હુકમ છોડયો હતો. જટાશંકર ફોજદારની તપાસમાં વસઈવાળા નથુ જેતા ઉપર આ ગુનો કર્યાનો શક જણાયો. ફોજદારે ખાસ માણસ મોકલી વસઈથી નથુ જેતાને પકડી મંગાવવા તજવીજ કરી. પણ સરકારી કચેરીઓમાં વાઘેરના પાગીઆ હજુ સુધી ગોઠવાયેલા જ હતા. તેથી સિપાઈઓ વસઈ પહોંચે તેની પહેલાં નથુ જેતા બેચાર માણસોને લઈ વસઈ ગામેથી છૂપી રીતે ભાગી ગયો. આ સમાચારથી ઓખામંડળની પ્રજામાં ફરીથી ફડફડાટ જાગ્યો. લોકોના જીવ ઊંચા થયા. નથુ જેતાને પકડવા ખાસ લશ્કરી માણસોને રોકવામાં આવ્યા. તે લૂંટારાની શોધખોળ ચાલતી હતી, તેટલામાં ઓખામંડળના મૂળવાસર ગામે રહેનાર વાઘેર ગંગાધર સુમણીઓ અને વીરા હરિયા નામના બે સખસે મુળવાસરના મેમણ સાથે કોઈ વાતનો ઝઘડો જગાવ્યો હતો. એ વાઘેરોને પકડવામાં આવશે એવી બીકથી તે બે જણ પણ નથુ જેતાના બહારવટામાં જોડાઈ ગયા અને આ રીતે બહારવટિયાનું બળ વધ્યું, પણ એ ટોળી ઓખા પ્રદેશની બહાર જઈ કાઠિયાવાડના બીજા પ્રદેશને રંજાડે તેની પહેલાં એસિસ્ટંટ રેસિડન્ટ જેકસન સાહેબે જાતે લશ્કરી માણસો સાથે ફરીને બહારવટીઆનો પીછો પકડયો હતો અને નથુ જેતાને તેમ જ ગંગાધરની ટોળીને પકડી પાડી હતી. શરણે આવેલાને કેદની શિક્ષા કરવામાં આવી હતી અને કેદખાનામાં એવી સખતાઈથી બહારવટિયા પાસેથી કામ લેવામાં આવતું હતું કે ઓખા પ્રદેશના બીજા તોફાની માણસો ફરીથી આવાં કામ કરતાં પહેલાં વિચાર કરે.

---

# પ્રકરણ પિસ્તાળીસમું

## મુંબઈના ગવર્નર સર રિચાર્ડ ટેમ્પલની દ્વારકાની મુલાકાત

દ્વારકાના આસિસ્ટંટ રેસિડન્ટ વૉલ્ટર સ્કૉટની કારકિર્દીથી ઓખામંડળમાં શાન્તિ પ્રવર્તતી હતી. તે વખતે વાઘેર કોમના પરાક્રમોની કથાથી પ્રભાવિત થયેલા મુંબઈના ગવર્નર સર રિચાર્ડ ટેમ્પલને વાઘેર સરદારોને નજરે નિહાળવાનું મન થયું અને સૌરાષ્ટ્રની મુલાકાત દરિયાઈ રસ્તે લેવાનું એમણે વિચાર્યું હતું. તે વખતે નવાનગરના રાજ્યની મુલાકાતે જવાનો નિર્ણય પણ ગવર્નરસાહેબે કર્યો હતો.

આ મુલાકાતની વિગત મુંબઈ રાજ્યના સરકારી રિપોર્ટોમાં છાપવામાં આવી છે—તે વિગત જેવી ને તેવી અત્રે ઉતારવામાં આવે છે. વાઘેરના ઇતિહાસમાં જ એ મુલાકાત અગત્ય ધરાવે છે. એટલે તેને લગતી સત્તાવાર સરકારી નોંધ અત્રે ઉતારવાનું વ્યાજબી ગણવામાં આવ્યું છે.

**SELECTION FROM THE RECORDS OF THE GOVERNMENT OF INDIA FOREIGN DEPTT. No. CLVI.**

Report of the Administration—The Baroda State for 1877-78

(Published by Authority), p.p. 256

(Signed by W. Scott Capt., Acting Assistant Agent to the Governor General)

Miscellaneous.

65. Remarkable events :—His Excellency Sir Richard Temple, Governor of Bombay visited Dwarka on the 29th November, 1877. His Excellency originally intended to arrive here on the 29th but a sudden change in the Governor's plans necessitated a slight alteration of dates and instead of staying at Dwarka the whole of the 29th and visiting the island of Beyt on the following day. His excellency only remained here from 2 to 10 p.m. on the 27th and abandoned the trip to Beyt so as to enable him to pay a flying visit to Nowanaggar which was not previously included in the Governor's programme. His Excellency was received at the landing place by a guard of honour of the 28th Regiment Native Infantry, and then drove to your Assistant's Bungalow along the main road lined by the men of the Okha Battalion. A guard of honour of this corps was drawn up at the Bunglow which His Excellency inspected and passed a high eulogium on the steadiness and soldier-like appearance. His Excellency then received a body of representative Waghers and Rajpoots conversing with them for about half an hour and evincing a deep interest in their past and present history. He then visited the Town School and Library, the Temple of Dwarkanath, the Jail, Wahivatdar's Kutchery, where pan-supari was presented, the lines of the Okha Battalion and British detachment and finally the Light House which

was pronounced to be inadequate to the requirements of such a port as Dwarka which is frequently visited by steamers in the fair season and a dioptric light of the 4th class was suggested a desideratum. His Excellency honoured your assistant by remaining at dinner and at 10 p.m. he returned on board the May-Frere with his staff and started for Nowanaggar. His Excellency was greatly pleased with his visit and expressed regret that unforeseen circumstances had necessitated the curtailment. This is the first time that Okhamandal has ever been visited by a Governor of Bombay.

## સરકારી ચોપડા પરના અંગ્રેજી ભાષામાં લખાયેલી હકીકતનો સાર

"સર રિચાર્ડ ટેમ્પલ મુમ્બઈના ગવર્નરસાહેબ તા. ૨૯ નવેમ્બર, ૧૮૭૭ના રોજ દરિયામાર્ગે દ્વારકા આવી પહોંચવાના હતા, પણ અણધાર્યા સંજોગવશાત્ તેઓ તા. ૨૯મીના રોજ બપોરના બે વાગ્યાથી રાતના દશ વાગ્યા સુધી રહી શક્યા હતા. પહેલાં ઠરેલા કાર્યક્રમ પ્રમાણે તેઓ બેટની મુલાકાત લેવાના હતા પણ તે ન થઈ શક્યું. તેઓ દ્વારકા બન્દર પર ઊતર્યા, ત્યાંથી ઍસિસ્ટંટ-ટુ-ગવર્નર જનરલને બંગલે પધાર્યા. ત્યાં લશ્કરી સલામી થયા પછી વાઘેર અને રજપૂતોના પ્રતિનિધિ-મંડળને તેઓ મળ્યા. તેમના ભૂતકાળના અને વર્તમાન ઇતિહાસની વાતો એમની સાથે અર્ધા કલાક સુધી ચાલી હતી. તે પછી ગવર્નર શહેરની શાળામાં અને લાયબ્રેરીમા મુલાકાતે ગયા. ત્યાંથી શ્રી દ્વારકા-નાથનું દેરું જોવા ગયા. પછી વહીવટદાર કચેરી પર પાનસોપારીના દરબારમાં તેમણે હાજરી આપી. ત્યાથી જેલની મુલાકાત લઈ ઓખા બટાલિયનની લાઈન્સ તથા બ્રિટિશ ડીટેચમેન્ટ લશ્કરની લાઈન્સ જોવા તેઓ ગયા. છેવટે તેમણે દીવાદાંડી જોઈ. એ દીવાદાંડી તેમને નીચા

દરજ્જાની લાગી. રાતે ખાણુ લઈ બરાબર દશ વાગે May Frere નામના વહાણમાં બેસી તેઓ નવાનગર પધાર્યા ".

* * *

આ લખાણમાં સ્પષ્ટ જણાવ્યું છે કે વાઘેર અને વાઢેર રજપૂતના પ્રતિનિધિમંડળ સાથે ગવર્નરે અર્ધા કલાક સુધી વાતો કરવામાં રસ લીધો હતો. મોટા અમલદારો અર્ધા કલાક જેટલો લાંબો વખત એવા કામને જ આપે છે કે જે એમને બહુ અગત્યનું જણાય છે. એ વાત પરથી ફલિત થાય છે કે વાઘેર અને વાઢેર રજપૂતની પરિસ્થિતિનો સાચો ખ્યાલ લેવા માટે મુંબઈથી દરિયામાર્ગે કપરો પ્રવાસ ગવર્નર-સાહેબે ખેડ્યો હતો. સરકારી વહીવટને દફતરે ઓખામંડળના વાઘેરનો પ્રશ્ન સમજવા યોગ્ય મનાતો હતો. અંગ્રેજ ગવર્નરની કાર્યસાધક વૃત્તિ કેટલી તીવ્ર હોય છે તે આ મુલાકાતની યોજના પરથી જણાઈ આવે છે. આ મુલાકાતમાં દ્વારકાના એજંટ ઠુ ધી ગવર્નર જનરલ પાસે સર રિચાર્ડ ટેમ્પલે જે રૂબરૂ વાતચીતથી વાઘેરના પ્રશ્ન વિષે જાણી લીધું હશે તેમાનું કેટલુંક ટપાલના કાગળો દ્વારા જાણી ન શકાય તેવા સ્વરૂપનું હોવું જોઈએ.

---

# પ્રકરણ છેતાલીસમું

## વાઘેરની સાહસભરી બહાદુરી અને ટાણા પરની સૂઝનો એક કિસ્સો

વાઘેર લોકોની કાઠિયાવાડમાં ધાક બોલાતી હતી. તેનું કારણ માત્ર તે લોકો તરફથી વર્તાઈ રહેલા જુલમના કિસ્સા હોઈ ન શકે, પરંતુ બીજા વીર પુરુષો ન ખેડી શકે એવી શારીરિક બળની બહાદુરી તેમનામાં હતી અને કયે ટાણે કયો ઉપાય યોજવો એ બાબતની એમની સૂઝ બહુ ચોક્કસ હતી; તેને લીધે વાઘેરોને કબજે કરવા ચોતરફથી ઘેરા ઘાલવામાં આવતા છતાં તે લોકો તેવા સકંજામાંથી પણ છટકી શકતા હતા.

વાઘેરો ગામડાંમાં લશ્કરી થાણાવાળાને પણ થાપ આપી ઘણી વાર પાંચપચ્ચીસ ગાઉ ઉપરનાં સ્થળોએ હાથ મારી આવતા હતા; અને તેમને એ ગુના માટે કોઈ પણ પકડી શકતું નહિ. એ કોમની આ ચતુરાઈ અંગ્રેજ અમલદારોથી અજાણી નહોતી.

આવા પ્રકારના કૌશલ્ય માટે ઘણી વાર દ્વારકામાં ઍસિસ્ટંટ રેસિડન્ટ શ્રી હેરિસનસાહેબ વાઘેરોને રમતગમતના મેળાવડા રચી તેમની ચાલાકી માટે ધન્યવાદ આપતા અને જાતજાતની બક્ષિસો પણ આપતા હતા. એક વાર વાઘેર પટેલો પોતાના પગાર લેવા ઍસિસ્ટંટ રેસિડન્ટની કચેરીમાં આવ્યા હતા અને પગાર લીધા પછી બધાં ગામડાંના વાઘેર પટેલો સાથે મળી મિ. હેરિસન સાહેબ રૂબરૂ પગાર મળ્યાના ખબર આપવા ગયા હતા. ત્યારે હેરિસન સાહેબે તેમને કહ્યું કે તમારી બહાદુરીના કામ વિષે તે ઘણું જાણે છે, પણ તમારામાંનો કોઈ બહાદુર

માણસ તેની ચાલાકીનો પરચો મારી જાત પરના કાર્યથી બતાવે તો હું તેને ખૂબ શાબાશી આપું—મોટું ઈનામ આપું.

વાઘેર આગેવાન બોલ્યો—સાહેબ, હવે તો તમે અમને ભાગી નાખ્યા છે. અમારા લોહીમાં તો થનગનાટ ઘણો છે. પણ ટોપીવાળા આગળ અમે ઘેટી બની ગયા છીએ. એટલે તમને વાઘેરના હાથનો પરચો કોણ બતાવે ?

સાહેબ—નહિ નહિ. તમને અમે ભાગી નાખવા નથી માગતા. તમે તો બહાદુર છો અને બહાદુર રહેશો જ. માત્ર એવો કોઈ યુવાન બહાર પડે અને મને તેના પરાક્રમનો પરચો બતાવે તો તમારું નામ રહી જાય.

વાઘેર યુવાન—સાહેબ એ વાદે અમને ન ચડાવો. એમાં કંઈ સાર નથી. હજી ય એવા ઘણા અમારામાં છે કે જે તમને થાપ મારી જાય.

સાહેબ—હા, મારે એ જ જોવું છે. વસઈ ગામના યુવાનોમાં ઘણા છે કે જે ઘણી વાર થાણાવાળાને થાપ મારી જાય છે, અને પકડાતા નથી. મારે એવા યુવાનનું પારખું જોવું છે. કોઈ નહિ બતાવો ?

વસઈનો પટેલ—સાહેબ એ વાતમાં કંઈ માલ નથી. મારા ગામના યુવાનમાંથી એકાદ જણ તમારું બીડું ઝડપી લેશે. જોઈ લેજો એ ભાયડાનો હાથ. એક મહિનામાં જ આપના લશ્કરી ગાર્ડની ચોકી દ્વારકામાં જ્યાં જ્યાં છે ત્યાં જ એ ભાયડો પોતાનો હાથ બતાવશે. હવે જાગતા રહેજો.

સાહેબ—શાબાશ પટેલ, હું વસઈના યુવાનને મોટું ઈનામ આપીશ. જો એ મારા લશ્કરી ગાર્ડના સેન્ટ્રીની ચોકીવાળા સ્થળે

પોતાનો કસબ બતાવશે તો—ત્યાં તો બધા વાઘેરો એક-સામટા હસી પડયા અને સાહેબને હાથ બતાવવા માટે વસઈ ગામના પટેલને કહી દીધું.

દ્વારકામાં—ઓખા બટાલિયન—નામની રેજિમેન્ટ રહેતી હતી. તેના સિપાઈઓને રોજની કામગીરી આપવા દ્વારકામાં જુદાં જુદાં અગત્યનાં સ્થળે બટાલિયનની પાર્ટી રોજ ચોકી કરવાનું કામ કરતી હતી.

દ્વારકામાં લશ્કરી ગાર્ડવાળાં મથકો—

૧ દેવમન્દિરનું સ્વર્ગદ્વાર—દક્ષિણ દરવાજે.
૨ દેવમન્દિરનું મોક્ષદ્વાર—ઉત્તર દરવાજે.
૩ ગાયકવાડ સરકારની તિજોરી—ગાર્ડ—વહીવટદારની કચેરી.
૪ જેલગાર્ડ
૫ રૂપણ બન્દર ગાર્ડ
૬ બટાલિયનનો ક્વાર્ટર્સ ગાર્ડ.
૭ ઍસિસ્ટન્ટ રેસિડન્ટના બંગલા ગાર્ડ.

હેરિસનસાહેબે તે જ દિવસે સાંજે બટાલિયનના સૂબેદાર મેજરને વાઘેરો સાથે થયેલી વાત કહી સમજાવી અને દ્વારકામાં જ્યાં જ્યાં બટાલિયનના સેન્ટ્રીની ચોકી ગોઠવાઈ છે ત્યાં ત્યાંના સિપાઈઓને સખત તાકીદ આપી રાતદિવસ સાવધાનીથી ચોકી કરવાનુ કહેવડાવ્યું. પોતાના બંગલા ઉપર જે પાર્ટી ચોકી કરવા આવતી હતી તેને તો ખાસ તાકીદ અપાઈ હતી. વસઈ ગામે થાણાના જે સિપાઈઓ હતા તેમને તો વસઈના યુવાનો ઉપર ચાંપતી ચોકી રાખવા સમજ આપવામાં આવી હતી.

રોજ સવાર પડે અને હેરિસનસાહેબ બધા ગાર્ડને સ્થળેથી ઑલ વેલની વરધી મંગાવતા હતા.

વસઈના નામીચા યુવાને સાહેબના બંગલાની આસપાસની પરિસ્થિતિનો ઊંડો અભ્યાસ કરવા માંડ્યો અને છેવટે એક દિવસે પોતાનો હાથ હેરિસનસાહેબને બતાવવાનો ઘાટ તેણે ઘડી કાઢ્યો.

હેરિસન્ સાહેબનો બંગલો દ્વારકાના પશ્ચિમ છેડા પરના દરિયા-કાંઠા પરની ભૂશિર પર આવેલો છે. તે બંગલાની પાછળ સમુદ્ર આવેલો છે તે વાઘેર યુવાને જોઈ લીધું. સાહેબના બંગલાની પાછળ ઝાંખા દીવાવાળી દીવાદાંડી હતી અને ખુલ્લા પટમાં સાહેબને રસોડે ખપ જોગાં કેટલાંક ઘેટાં ચરતાં હતાં. સાહેબના બંગલાને ફરતી ચોકી રાખવા સેન્ટ્રી ભરેલી બન્દુકથી (રાઉન્ડ) રોન ફરતો હતો. આ બધું જોઈ લીધા પછી વસઈના યુવાને એક દિવસે રાતની હાજરી થાણા ઉપર પુરાવી. ઘરની ઓશરીમાં ખાટલો ઢાળી હંમેશની માફક તે સૂઈ ગયો. તેની ઓસરીએ કોઈ આવે તો ખાટલામાં યુવાન સૂતો છે એવો દેખાવ ખાટલા પર રાખી તે મધરાતે ઊભી સડકે દોડતો દ્વારકા પહોંચ્યો. તેણે પોતાની સાથે ભીંતના પથરા ઊખેડવાનું હથિયાર (ગણેશીઓ) લીધું હતું અને શરીર પર ઊનનો ધાબળો રાખ્યો હતો.

રૂપણ બન્દર વટાવી તે વાઘેર યુવાન ખડકની ઓથે દરિયાના કાંઠે કાંઠે છેક સાહેબના બંગલાની પાસે આવી પહોંચ્યો. તેણે સમજી લીધું કે સેન્ટ્રી ચોકી કરતો હતો તે અમુક વખત પછી બંગલાના પાછલા ભાગે આવતો હતો. વાઘેર યુવાને ધાબળો ઓઢી ભાંખડીઆ ભર જમીન પર ચાલવા માંડયું. સેન્ટ્રી આવે ત્યારે તે સ્થિર થઈ જાય. થોડીવારમાં તે સાહેબના ચરતાં ઘેટાંના ટોળામાં ભળી ગયો. છેલ્લે ક્ષણે તે બંગલાની ભીંતે ઘેટાંના રૂપે પહોંચી ગયો. ચોકી કરનાર સિપાઈ સાવધ હતો. તે તો બંગલાની આજુબાજુ લાગે સુધી પોતાની નજર ફેંકતો પણ ભીંતના પાયામાં તેની નજર કયાંથી જાય?

વાઘેર સુવાને ગણેશીઆની મદદથી પથ્થરના બે ચોસલાં ઊખેડી નાખ્યાં અને તે બંગલામાં દાખલ થયો. સાહેબના ખાટલા આગળ તે પહોંચ્યો. ઝાંખા પ્રકાશમાં તેણે સાહેબને ખાટલે પડેલી પિસ્તોલ દીઠી તે કબજે કરી. ખાટલા નીચે એક નાની પેટી હતી તે બગલમાં મારી ભીંતના કાણામાંથી બહાર નીકળી ઘેટાના રૂપે સાહેબના બંગલાની પાછળના ખડક નીચે દરિયા પર પહોંચી ગયો. થોડી વારમાં તે રૂપણ બન્દરે પહોંચ્યો. ત્યાં જઈ પેટી તોડી તેમાંથી એક રૂમાલ માત્ર લીધો અને પિસ્તોલ ભરેલી હતી તેનો અવાજ કર્યો. પિસ્તોલ ત્યાં જ મૂકી તે દોડતો દોડતો વસઈ પહોંચી ગયો. પોતના ઘરની ઓસરીમાં ઢાળેલા ખાટલામાં સૂઈ ગયો. સૂતાં પહેલાં સાહેબનો રૂમાલ તેણે છાણાના ઢગલામાં છુપાવી દીધો હતો.

દ્વારકામાં મધરાત પછી પિસ્તોલનો ધડાકો સંભળાયો કે તરત જ બટાલિયનના સૂબેદાર મેજરને ધ્રાસકો પડ્યો કે એમના લશ્કરી સિપાઈઓના કોઈ ગાર્ડ ઉપર વાઘેરોએ હલ્લો કર્યો હોવો જોઈએ. તરત જ તે લશ્કરી પોશાકમા સજ્જ થઈ હથિયાર સાથે પોતાના ઑર્ડરલીને લઈને જેલની ગાર્ડ ઉપર ગયા. ત્યાંથી સીધા મન્દિરના બન્ને દરવાજાની ગાર્ડ તપાસી પણ ત્યા કંઈ નવાજૂનુ થયેલું જોયું નહિ. સૂબેદાર મેજરને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે ઍસિસ્ટંટ રેસિડન્ટ સાહેબના બંગલા પરની ગાર્ડની અસાવધતાથી કોઈ માઠો બનાવ ત્યાં બની શકે. તેથી તે તપાસ કરી પાછા બટાલિયનની લાઈન્સમાં પોતાને બંગલે આવ્યા કે તરત જ હેરિસન સાહેબનુ તેડું આવ્યું. પહેરેલે લશ્કરી પોશાકે તે સાહેબને બંગલે ગયા. ત્યાં વાઘેરનું પરાક્રમ તેમને બતાવવામાં આવ્યું. ભીંતમાં બાકોરુ, સાહેબની પિસ્તોલ ગૂમ, સાહેબની ઑફિસ-પેટી ગૂમ. બંગલા પરની ગાર્ડ પાર્ટીના સેન્ટ્રી ઝંખવાણા થઈને 'અટેન્શનની પોઝિશિન'માં ઊભા હતા. હેરિસન સાહેબે તરત જ હજુરાતપાગાના ઘોડેસ્વારોને બોલાવ્યા. એકને વસઈ તરફ મોકલવામાં

પણ ઉત્તર ગુજરાતના ઠાકરડાનું ખમીર ક્યાં અને વાઘેર સરદારનું ખમીર ક્યાં ? વાઘેર તો વટ રાખનાર, જીવ સાટે કામ કરનાર અને કારણ વગરની લૂંટના ધંધાથી સદા વેગળે રહેનાર. ગુજરાતના ઠાકરડા કે ધારાળા સાથે વાઘેરની સરખામણી ન હોઈ શકે.

---

# પ્રકરણ સુડતાલીસમું

## છપ્પનિયા દુકાળનો પ્રસંગ

દ્વારકાથી ચાર માઈલ છેટે વરવાલા ગામ આવેલું છે. તે ગામનાં હવાપાણી બહુ સારાં ગણાય છે. દ્વારકામાં જ્યારે જ્યારે વડોદરાથી શ્રી સયાજીરાવ ગાયકવાડ પધારતા હતા ત્યારે ત્યારે એમના ઉપયોગ માટે જુદા જુદા ગામના કૂવાનાં પાણી પહેલાં વડોદરામાં મંગાવવામાં આવતાં, અને વડોદરામાં તે બધા ગામના પાણીની રાસાયણિક પરીક્ષા આરોગ્ય-રક્ષણના ગુણ માટે થતી હતી. તે વખતે વરવાળાની ધર્મવાવનું પાણી ડૉક્ટરો આરોગ્યસંવર્ધક તરીકે પસન્દ કરતા. એ વરવાળામાંથી મુંબઈના ભાટીઆ શેઠશાહુકારોના વડીલો વેપાર માટે મુંબઈ જઈ વસ્યા છે તે લોકોએ પોતાના ગામમાં ધર્મશાળાઓ, સદાવ્રતો, દવાખાનાં, જળાશયો, દેવમન્દિરો અને શાળાઓ બંધાવેલ છે.

આ વરવાળા ગામે પાસેના ગામડાની વાઘેર વસ્તી હટાણું કરવા આવે અને જોઈતી વસ્તુઓ ખરીદી પાછા પોતાને ગામડે ચાલ્યા જાય. મકનપુર, મેવાસા, ટોબર અને મોજપ ગામડાંના લોકોની બજાર વરવાળામાં જ રહેતી. તેથી વરવાળાના વેપારીઓ પોતાની દુકાનોમાં પૂરતો માલ સંઘરતા હતા; શું કાપડ કે શું અનાજ, શું ગોળ કે શું ખજૂર.

સંવત ૧૯૫૬ના વરસમા ઓખામંડળમા બલ્કે કહો કે આખા સૌરાષ્ટ્રમા વરસાદ બિલકુલ વરસ્યો નહિ. ખેડૂતો નિરાશ બન્યા. મજૂર વર્ગ કંગાલ બન્યો. ઢોરઢાખરને નભાવવા ચારો ખૂટ્યો. ઢોરો મરવા લાગ્યાં. એ દુકાળ તો એવો વસમો હતો કે ઘણા ઢોરપ્રિય માણસો

બોલ્યો "જાદા ભા, તમે મહેનત ન કરો અમે ગુણીઓ બહાર કાઢી લેશું." એમ બોલતાં કંઈ ઈશારો તેણે કર્યો એટલે પચાસ વાઘેર આવી ચડ્યા અને દરેક જણ એકેક ગુણી પીઠ ઉપર ઉપાડી ઉપાડીને વરવાલાની બજારમાંથી ચાલતા થયા. વરવાલાને ઝાંપે દશ ગાડાં ઊભા રાખવામાં આવ્યાં હતાં. તેમાં મુકાયેલું આ પચાસ કોથળા અનાજ જે તે ગામડે પહોંચી ગયું. ધોળે દહાડે વરવાળાના ન્નદવજી દેવરાજની વખાર વાઘેરોએ ખાલી કરી, લૂંટી લીધી.

તેના ખબર વરવાળાના સિપાઈના થાણા ઉપરના સિપાઈએ તરત જ દ્વારકા પહોંચાડયા. સાંજ પડતાં પહેલાં દ્વારકાથી ઍસિસ્ટંટ રેસિડન્ટ હૅરિસન સાહેબ મારતે ઘોડે વરવાળે આવ્યા. રસ્તામાં પોતે પિસ્તોલના ભડાકા કરતા હતા કે જેથી લૂંટારા વાઘેરને ખબર પડે કે હૅરિસન સાહેબ ખુદ આવી પહોંચ્યા છે. વાઘેરોનાં ગાડાં હજુ મેવાસા પહોંચ્યા નહોતાં ત્યાં હૅરિસન સાહેબે એમને પકડી પાડયા. સિપાઈઓની મદદથી પચાસે જણાને દ્વારકાની જેલમાં સાંજે પૂરી દેવામાં આવ્યા.

બીજે દિવસે તે વાઘેરોને કચેરીમાં હૅરિસન સાહેબ પાસે ચોકીપેરા નીચે જાપતામાં રજૂ કરવામાં આવ્યા. વાઘેરોએ એકી અવાજે કહ્યું, "સાહેબ, અમે દુકાળમાં અમારો ગુજારો કરી શકીએ તેમ નથી. ખેતરમાં કંઈ પાક થયો નથી. અમે ભૂખું કાઢીએ છીએ. તેથી ભૂખ મટાડવા જાદા શેઠની દુકાનમાથી ગુણીઓ લઈ ગયા છીએ તે અમે કબૂલ કરીએ છીએ."

હૅરિસન સાહેબ તરત જ સ્તબ્ધ થઈ ગયા. તેમને સમજાયું કે આ લોકોની સ્થિતિ ઉપર તેણે પોતે વિચાર કરવો જોઈતો હતો. તે વખતે પચાસે જણને લૂંટના ગુનેગાર ઠરાવી એક વરસની કેદની શિક્ષા કરવામાં આવી.

તરત જ હેરિસન સાહેબે પોતાના શિરસ્તેદારને બોલાવ્યા. ઓખામંડળના ગાયકવાડી વહીવટદારને બોલાવ્યા અને મસલત કરી નિર્ણય કર્યો કે ઓખાના દરેક ગામડે તળાવો ખોદવાનું કામ શરૂ કરાવવું. માટી ખોદનાર પુરુષને રોજના ચાર આના, સ્ત્રીઓને બે આના અને નાના છોકરાં હોય તેના માબાપને છોકરાં દીઠ એક આનો રોજ આપવાની બીજા દિવસથી તજવીજ કરવી. આ બાબતની મંજૂરી લેવા વડોદરામાં વડોદરાના દીવાનને અને વડોદરાના રેસિડન્ટને તારથી ભલામણો મોકલવામાં આવી.

એટલું જ નહિ પરંતુ ઓખામંડળની વાઘેર સિવાયની વસ્તી માટે પણ યોગ્ય મજૂરી મળે એવા સાર્વજનિક કામ ઊભાં કરવા ઇજનેર ખાતે લખાણ મોકલવામાં આવ્યું. વડોદરાથી એક અઠવાડિયામાં દરેક ખાતાના મુખ્ય અમલદાર દ્વારકા આવી પહોંચ્યા અને દ્વારકામાં **ગોમતી**ના સંગમદ્વાર પાસે મોટી ભીંત લાખો રૂપિયાને ખર્ચે બાંધવાનું મંજૂર કરવામાં આવ્યું.

દ્વારકામા તો મજૂરી કરવા આવતી સ્ત્રીઓનાં બાળકો માટે એક આનાનું દૂધ પણ સરકાર ખર્ચે રૈયતની હિતદષ્ટિએ આપવામાં આવતું હતું.

આ સુંદર યોજનાનુ પરિણામ એ આવ્યું કે ઓખાના પ્રદેશમાં કોઈ સ્થળે લૂંટફાટ કે ચોરીચપાટી વગર સં. ૧૯૫૬ની સાલ શાંતિથી પસાર થઈ ગઈ.

આવી કુનેહ જો વાઘેરોના ગામના બંદોબસ્ત માટે જૂના વખતમાં નિમાયેલા અમલદારોએ બતાવી હોત તો ઓખાના વાઘેરોને બહારવટે નીકળવું ન પડત અને આજે મૂળુ માણેકના અને જોધા માણેકના વંશજો ઓખાના ગરાસિયા તરીકે ખાનદાનીભરેલું જીવન ગાળતા

હોત. ઓખાના વાઘેરો તો ખરા પણ બીજા લોકો પણ હેરિસન સાહેબને ખૂબ પ્રેમથી યાદ કરે છે.

મિ. હેરિસનસાહેબે ઓખાના લોકો માટે સરકાર તરફથી દુષ્કાળની રાહત માટે તાબડતોબ પગલાં લીધાં તેની સાથે મુંબઈમાં વસતા વરવાળાના ભાટિયા શ્રી ઠાકરસી મૂળજીના પુત્ર શ્રી ગોવિંદજી ઠાકરસી તાબડતોબ મુંબઈથી વરવાળે આવી વસ્યા; અને વરવાળમાં રોજ પાંચથી દશ મણ ખીચડી કે ચોખા રાંધી જે ભૂખ્યા-દુખ્યા માણસ જમવા આવે તેમના માટે ભોજનની વ્યવસ્થા કરી હતી. ગરીબ કુટુમ્બને કપડાં પહેરાવવામાં એ શેઠ બહુ રસ લેતા હતા. શ્રી ગોવિન્દજી ઠાકરસીએ તે વખતે કેટલાંક દેવાલયો બાંધવાનાં કામ લોકોને રોજી આપવા ચાલુ કરાવ્યાં હતા.

આ રીતે ઓખા પ્રદેશ પર છપ્પનિયાની આવી પડેલી આફત ડાહ્યા અમલદારની અને ઉદાર શાહુકારની કુનેહથી ટાળવામાં આવી હતી.

# પ્રકરણ અડતાળીસમું

## અંગ્રેજ સરકારે વાઘેર પ્રજાને ગાયકવાડ સરકારને ખોળે મૂકી

ઈ. સ. ૧૮૬૦થી ઓખામંડળના પ્રદેશમાં વાઢેર રજપૂતોએ અને વાઘેર સરદારોએ દ્વારકાબેટના પ્રદેશને ચાંચિયાગીરીનો પ્રદેશ, લૂંટફાટનો પ્રદેશ, વેર વાળવાના ધીંગાણાનો પ્રદેશ, અને બહારવટિયાનો પ્રદેશ બનાવી મૂકયો હતો. વાઘેરો સ્વમાનના ભૂખ્યા હતા; વાઢેર રજપૂતો બાપુકા રાજપાટના ધણીપતની ખુમારીવાળા હતા. તેથી એમના બધાં કામો તેમની પોતાની અહંતા પોષાય એવાં હતાં. તેમની દુનિયા બહુ સાંકડી હતી. તેથી તેમની નજર બહુ આઘે પહોંચતી નહિ. વળી ઓખાનો પ્રદેશ એવો રુક્ષ અને ઉષીર હતો કે તે કોઈ સંપત્તિના લોભી બીજા રાજા મહારાજાની નજરે ચડતો જ નહોતો. તેથી વાઘેર સરદારો અને વાઢેર રજપૂતો પોતાના પ્રદેશના આગવા ધણીધણી થઈ બેઠા હતા. અંગ્રેજ કંપની સરકારે તે લોકોને મ્હાત કરી ઓખા પ્રદેશનો કબજો વડોદરાના ગાયકવાડને સોંપ્યો. તે પછી વાઘેરોને ભાન થયું કે હવે, કેવળ જોહુકમીથી તે સુખીઆ રહી શકશે નહિ; તોપણ વાઘેરોને તાબેદારી વસમી લાગતી હતી અને વાતવાતમાં ગાયકવાડના અમલદાર સાથે કજિયામાં તે ઊતરી પડતા હતા. ગાયકવાડના અમલદાર પણ ઘણી વાર એ વાત ભૂલી જતા હતા કે વાઘેર સરદારો એક વાર દેશના ધણી હતા; અને તેમની સાથે કામ લેવાં હોય તો કેટલીક વાતોમાં ધરછોડની નીતિ રાખવી જોઈએ.

આવા વાતાવરણમાં ઓખામંડળ પ્રદેશના લગભગ સાઠ વરસ વીતી ગયાં. ઈ. સ. ૧૮૬૦ થી ૧૯૨૦ સુધી વાઘેરોને સાચવવાનું અને તેમને

શાન્તિથી ઘરબાર માંડી જીવન ગાળવાનું શીખવવાનું કામ અંગ્રેજ સરકારના પ્રતિનિધિ ઍસિસ્ટંટ રેસિડન્ટના હાથમાં રહ્યું હતું. એ અમલદાર પાસે ઓખા બટાલીઅન નામની પાંચસો લશ્કરી સિપાઈઓની ટુકડી હતી. એ સાહેબ પાસે હિન્દુસ્તાન પર સત્તા ચલાવનાર બ્રિટિશ સરકારની સાચી ઓથ હતી. તેથી એ અમલદારને ઓખામંડળના ગામડાંઓ ઉપર કુનેહથી સત્તા ચલાવવામાં બહુ મુશ્કેલી પડતી નહોતી. બીજી બાજુએ વડોદરા સરકારના જે જે અમલદારો દ્વારકામાં આવતા ગયા તેમણે પણ પોતાના કારભારથી રૈયતમાં સુલેહ અને શાન્તિ રહે એવી રીતે વર્તન ચલાવ્યું.

દ્વારકામાં મન્દિરોની સુવ્યવસ્થા સ્થપાઈ, બેટના મન્દિરોની જાહોજલાલી વધતી ગઈ. અરાંભડા, બેટ અને રાજપરાના દરિયાઈ વ્યવહારને સુગમ બનાવવા ત્રણે સ્થળે દરિયાઈ ભરતીને સમયે હોડીમાં સહેલાઈથી ચડઊતર થઈ શકે એવા ફુરજા બાંધવામાં આવ્યા. ઈ. સ. ૧૮૭૫માં અરાંભડા ગામે વાઢેર રજપૂત દરબારની રાજધાનીમાં પહેલ-વહેલી સરકાર તરફથી નિશાળ સ્થાપવામાં આવી. બેટના મન્દિરને લગતાં દેવસ્થાનખર્ચના બજેટમાંથી લોકો માટે દવાખાનું, નિશાળ અને કુવાતળાવોના ખર્ચની જોગવાઈ કરવામાં આવી. તે પછી તો વડોદરાની ગાદી પર સયાજીરાવ ગાયકવાડ આવ્યા. તેમની સંગીન રાજનીતિથી ઓખામંડળ પ્રદેશ દરેક પ્રકારે ઊજળો થતો ગયો. ઓખા-મંડળ પ્રદેશની ભૌગોલિક પરિસ્થિતિ એવી છે કે પ્રત્યેક પાંચ વરસમાં એક મોટો દુકાળ અને એક નાનો દુકાળ આવ્યા જ કરે. એવી પરિસ્થિતિને પહોચી વળવા વડોદરા રાજના "ફેમિન કમિશનરો" છેક દ્વારકા સુધી આવે, પરિસ્થિતિ તપાસે અને રૈયતને અનુકૂળતા આપવા યોગ્ય પગલા લે. એમ થવાથી ગામડાના લોકોને દુકાળનું વરસ બહુ કપરું નીવડતું નહિ.

વડોદરા રાજ્યની પ્રગતિકારક રાજ્યવ્યવસ્થાનો લાભ ઓખામંડળને પણ મળતો રહ્યો. તેથી ગામડે ગામડે શાળાઓ સ્થપાઈ, દવાખાનાં અને હૉસ્પિટલોનો લાભ લોકોને મળવા લાગ્યો. શાળાઓ, સંસ્કૃત પાઠશાળાઓ, અંગ્રેજી શિક્ષણ માટે હાઈસ્કૂલ જેવી શિક્ષણની સંસ્થાઓ સ્થપાઈ. સડકોવાળા રસ્તા બંધાયા, પાણીનાં તળાવો બંધાયાં. ઓખામંડળમાં **ભીમગજ્જ તળાવ**ના નામથી ઓળખાતું મોટું તળાવ સયાજીરાવ ગાયકવાડની દીર્ઘ દૃષ્ટિવાળી રાજનીતિના ફળ તરીકે આજે ઊભું છે. અને **તાતા કેમિકલ્સ** નામના ભારતમાં મોટા ગણાતા કારખાનાને એ તળાવ પાણી પૂરું પાડે છે. તે તળાવ ઉપર શિલાલેખ મૂકાયો હતો. તેમાં નીચે પ્રમાણે લેખ કોતરાયેલ છે.

## લેખ

### શ્રી

बडोदे राज्याधीश श्रीमंत महाराजा सयाजीराव गायकवाड जी. सी. एस. आई. सेनाखासखेल समशेर बहादुर (तिसरे) यानी ई. स. १९०३ भीमगजा या प्राचीन तळावाचे प्रत्यक्ष अवलोकन करून औदार्याने त्याचा जीर्णोद्धार करण्यात आला त्याचे बांधकाम ई स. १९०४–०५ आणी ०६ सालचा दुष्काळांत मी. सुंदरलाल अेम घोडा–एल. सी. इ. चा देखरेख झाले आहे।

આ પ્રકારે વડોદરા રાજ્યની રાજનીતિને પરિણામે દ્વારકામાં સિમેન્ટ ફેક્ટરી, જેવી ઔદ્યોગિક સંસ્થા પણ સ્થપાઈ હતી. આવી પ્રગતિ જોઈને બ્રિટિશ સરકારે ઓખામંડળના વાઘેર પ્રશ્ન પરની બધી સત્તા વડોદરા રાજ્યને સોંપી દેવાનું દુરસ્ત ધાર્યું હતું.

દ્વારકામાંથી ઍસિસ્ટંટ રૅસિડન્ટની કચેરી ઉઠાવી લેવાના નિર્ણય બાબત વડોદરા રાજ્યના વાર્ષિક- Administration Report-માંથી નીચેના ફકરા ઉતારવામાં આવ્યા છેઃ

દ્વારકામાં તા. ૩-૫-૨૦ના રોજ ખાસ સમિયાનામાં ભવ્ય દરબાર ભરવામાં આવ્યો હતો. આ દરબારમાં વચ્ચે હવાલો સોંપનાર એસિસ્ટંટ રેસિડન્ટ અને હવાલો સ્વીકારનાર કર્નલ શિવરાજ સિંઘ, અને બે છેડે દીવાન શ્રી. મનુભાઈ મહેતા અને વડોદરાના રેસિડન્ટ કર્નલ વીન્ડહામ બેઠા હતા. સામે વાઘેર આગેવાન અને શહેરીજનો બેઠા હતા.

On recommendation made by the Resident to the Government of India, the Government was pleased to agree to a complete rendition of, the control over the Waghers and over the Battalion to His Highness' Government.

Accordingly Leut. Colonel C. J. Windham, the Resident at Baroda, proceeded to Dwarka in the first week of May 1920 and on the 3rd May at a public Darbar personally announced to the Waghers the secession of British Control over the Okhamandal District to the State and formally made over complete control to the Minister (Dewan) on behalf of H.H. the Maharaja Gaekwar.

**Speech made by the Resident Colonel C. G. Windham**

Sixty years ago, in 1861, after the suppression with aid of the subsidiary force kept at the Gaekwar's Court, of the serious disturbances created by the Waghers of the Peninsula, H.H. the late Maharaja Khande Rao agreed to entrust his civil and criminal authority over the Waghers to a British Officer subordinate to the Resident at Baroda and to organise a Regiment under the Command of the said British Officer to control the Waghers, who were thenceforth confined to their own villages and were not allowed to leave Okhamandal except under the Passes

issued by the Commandant Officer; and a system of Roll-Call was also introduced which required every male Wagher, unless specially exempted, to report himself at the village Thana, at least once a day. His Highness and his successors with the advice of British Government have uniformly pursued towards you ( Waghers ) a liberal policy of conciliation and concessions in order to encourage you, Waghers, to settle down to the soil and live a life of contentment, industry and peace. Remember the large amounts that have been given to you by the Baroda Durbar from time to time as Tagavi allowances. These measures have fulfilled the purpose aimed at and I am happy to be able to say that at present complete peace, tranquillity and contentment reign all round among Wagher population of Okhamandal. In view of the altered satisfactory habits of the Waghers and of the efficiency of the Baroda administration in which Government have every trust, the Government of India now wish to relax the Stringent Control which has been exercised by the Resident and to make over the charge of the Waghers to the Baroda Government whose subjects they are and have always been.

I sincerely hope and trust that you Waghers will now lead a settled, peaceful, honest and industrious life, and advance your material prosperity under the protecting care of the Baroda Government, whose rule, I have no doubt, will be as benevolent hereafter as it has been during the last sixty years. The true welfare of you Waghers lies in your looking to the Baroda Government as your benign protector and in respecting their authority

and leading an honest life of thrift and industry. Any other policy will not fail to evoke the displeasure of the British Government, who as the steadfast friend of the Gaekwar Sarkar, will, always be ready to support the just authority of that Sarkar over their subjects. I have every confidence that you Waghers will never find any such occasion by your turbulent or lawless conduct, for you should not forget that the arm of the Paramount Power in India will always be long enough and will descend with stern justice and retribution on any attempt to disturb the peace of the country. His Highness the Maharaja Gaekwar has always evinced his keen solicitude for your welfare and during the many years of famine and scarcity in the past he has always stood by your side and helped you to tide over the calamity. I exhort you now to continue to vouch your allegiance to your sovereign and always prove yourselves worthy of his protection and his affection.

The Baroda Government wish to mark their assumption of control by announcing a liberal agrarian policy towards the Waghers and for this liberal concession the Waghers ought to be most grateful to them. The Dewan Saheb of Baroda will himself now address you."

ત્યારપછી, વડોદરા રાજ્યના દીવાનસાહેબ શ્રી. મનુભાઈ નન્દશંકર મહેતાએ, વાઘેર પ્રજાને અને દરબારમાં પધારેલા અન્ય જનમંડળને ઉદ્દેશીને વડોદરા રાજ્ય તરફથી જે ભાષણ ગુજરાતી ભાષામાં આપ્યું હતું, તેનું અંગ્રેજી ભાષાન્તર, રાજ્યના રીપોર્ટમાંથી અહીં ઉતારવામાં આવ્યું છે.

English translation of the address by the Minister, Baroda State to the Waghers of Okhamandal.

(3rd May, 1920).

Waghr Patels, Khatedars and other gentlemen,

As just stated by the Hon. the Resident, the system of dual control over you which commenced 60 years ago has happily terminated this day. It had become necessary to punish your ancestors for their rebellious conduct and His Highness the Late Khanderao Maharaja had entrusted to the powerful British Government the control over you, Waghers of Okhamandal until such time as your habits might undergo a satisfactory change and you might be prosperous and in a position to live a settled, peaceful and contented life. Thereafter during the period of these sixty years His Highness Government have with the advice of the British Government, unstintedly spent large sums of money for promoting your welfare and enabling you to tide over famines and other calamities. With the sympathy of the British Government and under the protecting care of His Highness Government a satisfactory change has come to pass in your habits of life and conduct. Just as wise parents never fail in their duty to regard with love and affection their children, however undeserving, in the same manner have His Highness Government constantly evinced a keen solicitude for your welfare. By advancing you very large sums of Tagavi and postponing the collection of arrears of quit-rent (Salami), His Highness Government have during the period laid you under deep obligation. You have been to-

day afforded a fresh opportunity of forgetting the past and showing your great devotion and loyalty to the parental Government of His Highness the Maharaja Gaekwar. For this, gratitude is due to the Lord God of Dwarka. I am sure your feeling of joy to-day must be similar to those mutually experienced by the children long separated on the occasion of their reunion with their parents.

You will rejoice that in order to preserve the happy memory of this day's auspicious occasion His Highness the Maharaja Saheb has graciously been pleased to order to remit and write off munificent sum of Rs. 1, 51, 000 out of the large arrears amounting to 1, 87, 000 due from you on account of Tagavi and Land Revenue.

Moreover, it has been decided that—

(1) The same system under which you Waghers used hitherto to obtain for cultivation one santi or 48 Bighas of land on payment of a nominal quit-rent of Rupee one per year will be continued in force for a further period of one settlement term.

(2) that no new land-tax or jungle-cess like grazing fees will be charged to you during the same period.

(3) that the Baroda Government will persue towards you, the same liberal policy as towards their other subjects so that you may be able to tide over hard times like those of famine and to protect your cattle.

(4) that the question of abolishing the system of passports for Waghers going out of Okhamandal will be taken into consideration;

English translation of the, will be made in the customs
Baroda State to the ',tance obtaining among you;
(3rd ,cess of your grievances and the
ants may reach His Highness'
Waghr Patels, Khat(the Mahal of Okhamandal will be
As just stated (control of the Suba of Amreli and will
of dual control a special officer who will work direct
has happily azur through the medium of the Sarsuba so
to puni-ers of local importance may come to the notice
His ne Central Government without loss of time. The status of the officer will be almost that of a Suba and as the Okhamandal Regiment of Infantry will be under his command he will hold the rank of Colonel with regard to that Regiment and the designation of the Adjutant working under him will be Captain of the Regiment.

I now specially exhort you to lead an honest, industrious and law-abiding life under the supervision of a sympathetic officer like Colonel Shiva-Raj Singh to improve your material condition by frugality; to learn to be self-reliant by establishing Co-operative societies; to educate yourselves and thus to shed the lustre of knowledge in the dark regions of your mind and above all to fullfil the ideal of your life by being thoroughly devoted and loyal towards the parental Government of His Highness the Maharaja Gaekwar. Remember well that unbroken friendship and cordiality subsist between the Paramount British Government and the Governemnt of H. H. the Maharja Gaekwar, Sena Khaskhel, Samasher Bahadur, should your future conduct be not good and should you misbehave in

વિશ્વાસ છે કે તમે વાઘેરો
future, the Government of His Hig ગી એવો કોઈ પ્રસંગ કદી
Gaekwar will assuredly have the supp ન જોઈએ કે હિન્દુ-
the Hon. British Government. But I ful લાંબા રહેશો અને
will never arise in future the unhappy occa પ્રયત્નને સખત
*to punish you for your misconduct.* From this ઘટે તમારા
fore, conduct yourselves loyally and with
towards your real Sovereign and protector His Highness
the Maharaja Gaekwar and wish well of His Government
and respect his authority.

આ દરબારમાં પહેલાં વડોદરાના રેસિડન્ટ તરફથી અંગ્રેજીમાં વાઘેરો પ્રત્યે જે ઉદ્‌બોધન થયું હતું તેનો સાર રેસિડેન્સી કચેરીના અમલદારે કહી સંભળાવ્યો હતો :—

## ભાષણનો સાર

સાઠ વરસ પહેલાં ઇ. સ. ૧૮૬૧માં ગાયકવાડના રાજ્યમાં રાખવામાં આવેલા સબસિડિયરી લશ્કરની મદદથી આ દ્વીપકલ્પમાં વાઘેરોએ મચાવેલાં તોફાનો શમાવ્યા પછી કૈલાસવાસી મહારાજા ગાયકવાડ ખંડેરાવ તરફથી વાઘેરો ઉપરની ફોજદારી અને દીવાની સત્તા રેસિડન્ટના હાથ નીચેના બ્રિટિશ અમલદારને સોંપી દેવાનું સ્વીકારવામાં આવ્યું હતું; અને આ બ્રિટિશ અમલદારે વાઘેરોને કબજે રાખવા એક લશ્કરી રેજિમેન્ટ પોતાની હકૂમત નીચે ખડી કરવી એમ સ્વીકારવામાં આવ્યું હતું. તે સમયથી વાઘેરોને પોતપોતાના ગામડામાં જ ફરજિયાત વસવાનું હતું અને ઓખામંડળના આ અમલદાર તરફથી કાઢવામાં આવતા પરવાના વગર તે વાઘેરોને ઓખામંડળની બહાર જવાની મનાઈ કરવામાં આવી હતી. તેમ જ દરેક ગામે વાઘેર પુરુષોએ ગામના લશ્કરી થાણા ઉપર પોતાની હાજરી પુરાવવાની પ્રથા દાખલ કરવામાં આવી હતી. શ્રી. મહારાજાએ અને તેમના પછીના ગાદીસ્થોએ બ્રિટિશ

વાઘેરો તરફ એકસરખી સમાધાનીભરેલી English translatio' ... રાજનીતિ ચાલુ રાખી હતી જેનો હેતુ 'Baroda State'દાર ...માં સ્થિર કરવામાં અને સન્તોષવાળુ' ઉદ્યોગશીલ ...ુ' જીવન ગાળવામાં ઉત્તેજન આપવાનો હતો. વખતો-Waghr...ને વાઘેરોને વડોદરા દરબાર તરફથી તગાવીરૂપે અપાયેલી ...ટી રકમોની વાત તમે યાદ કરો. જે હેતુથી આ પગલાં લેવાયાં હતાં તે ફળીભૂત થયેલ છે; અને મને કહેતાં આનંદ થાય છે કે ઓખા-મંડળની સમસ્ત વાઘેર પ્રજામા હાલ સંપૂર્ણ સુલેહ, શાન્તિ અને સન્તોષ પ્રવર્તી રહેલ છે. વાઘેરોની ફેરવાઈ ગયેલી સન્તોષકારક ટેવોને દૃષ્ટિમાં રાખીને તથા જે વડોદરા સરકારમાં બ્રિટિશ સરકારને બધા પ્રકારનો વિશ્વાસ છે તે વડોદરા સરકારના રાજવહીવટની કાર્ય-સાધકતાને દૃષ્ટિમાં રાખીને—હિન્દી સરકારે ઇચ્છા રાખી છે કે રેસિડન્ટ તરફથી તમારા ઉપર સખત જાપ્તાનો અમલ થયા કર્યો છે તેને હળવો કરવો અને વાઘેર લોકો જે વડોદરા સરકારની પ્રજા હતી અને હજુ છે તે વાઘેરોને વડોદરા સરકારને સોપી દેવા.

મને ખરા જિગરની આશા અને શ્રદ્ધા છે કે તમે સૌ વાઘેરો સુસ્થિર, સુલેહભરેલું, પ્રામાણિક અને ઉદ્યોગશીલ જીવન ગાળતા રહેશો, અને વડોદરા સરકારની છાયાવાળી સંભાળ નીચે તમે તમારી સ્થૂળ આબાદી વધારશો. મને જરા પણ શંકા નથી કે વડોદરા રાજ્યનો વહીવટ-ગયા સાઠ વરસમાં આજ સુધી જેવો હતો તેવો જ હિતકારી હવે પછી રહેશે. વાઘેરોનું ખરું કલ્યાણ વડોદરા સરકારને તમારા શુભેચ્છક રક્ષક તરીકે જોવામાં તે સરકારની સત્તાને માન આપવામાં, અને કરકસરવાળું અને ઉદ્યોગી જીવન ગાળવામાં રહેલું છે. એ સિવાયની અન્ય કોઈ નીતિ બ્રિટિશ સરકારની ખફા નજર જગાડ્યા વગર રહેવાની નથી. એ બ્રિટિશ સરકાર ગાયકવાડ સરકારના સુદૃઢ મિત્ર તરીકે, તેમની પ્રજા ઉપરની ન્યાયભરેલી સત્તાને ટેકો આપવા

હંમેશ તૈયાર રહેશે. મને દરેક પ્રકારનો વિશ્વાસ છે કે તમે વાઘેરો તમારી તોફાની અને ગેરકાયદેસરની વર્તણૂકથી એવો કોઈ પ્રસંગ કદી ઊભો નહિ જ કરો, કારણ કે તમારે ભૂલી જવું ન જોઈએ કે હિન્દુસ્તાનમાં સાર્વભૌમ સત્તાના હાથ સદા પૂરેપૂરા લાંબા રહેશે અને આ દેશની સુલેહમાં ખળભળાટ મચાવવાના કોઈ પણ પ્રયત્નને સખત ન્યાય અને શિક્ષાથી તે પહોંચી વળશે. શ્રી. મહારાજા ગાયકવાડે તમારા ભલા માટે જોરદાર વૃત્તિ સદા બતાવી છે. ભૂતકાળમાં દુકાળના અને અછતના અનેક વરસોમાં તેમણે તમને સહાય આપી છે અને સંકટોમાં થી પાર પડવામાં તમને ઉપયોગી થવામાં મદદ કરી છે. હવે હું તમને હાકલ કરું છું કે તમે તમારા રાજ્યપિતાની તાબેદારી સ્વીકારવાનું ચાલુ રાખો અને તેમની છત્રછાયાને અને તેમના પ્રેમને તમે સદા પાત્ર બની રહો.

વાઘેરો વાસ્તે ખેતીવાડીને ક્ષેત્રે ઉદાર નીતિની મહોરછાપવાળી જાહેરાત કરીને વડોદરા સરકાર તમારા પરની સત્તાનો સ્વીકાર કરવા ઇચ્છે છે. આ ઉદાર સવલતો માટે વાઘેરોએ તે સરકાર પ્રત્યે ઘણા જ આભારી રહેવું જોઈએ. વડોદરા રાજ્યના દીવાનસાહેબ પોતે હવે તમને સંબોધશે.

રાજ્યના વાર્ષિક રિપોર્ટમા પ્રકટ થયેલાં અંગ્રેજી ભાષણ ઉપરથી દીવાન સાહેબના ગુજરાતી ભાષણની છાયા ઉપજાવી અહીં રજૂ કરવામાં આવી છે.

### છાયા

[તા. ૩જી મે, ૧૯૨૦]

વાઘેર પટેલો, ખાતેદાર ભાઈઓ અને અન્ય ગૃહસ્થો,

સાઠ વરસ પહેલાં શરૂ થયેલી તમારા પરની બેવડી સત્તાવાળી રાજ્યપદ્ધતિનો માનનીય રેસિડન્ટ સાહેબના કહ્યા પ્રમાણે આજ રોજ

સુખદ અંત આવે છે. તમારા વડવાઓને તેમના ફીતુરી વર્તન માટે શિક્ષા કરવાની જરૂર થઈ પડી હતી; અને તમે ઓખામંડળના વાઘેરો તમારી આદતોમાં સંતોષકારક ફેરફાર કરો, તમે આબાદ થાઓ, અને સુસ્થિર, સુલેહશાંતિવાળું અને સંતોષવાળું જીવન ગાળતા થાઓ ત્યાં સુધી સ્વ. મહારાજા શ્રી. ખંડેરાવે તમારા ઉપરની બધી સત્તા સમર્થ બ્રિટિશ સરકારને સોંપી હતી. તેથી જ આ સાઠ વરસ દરમ્યાન બ્રિટિશ સરકારની સલાહ પ્રમાણે—મહારાજા સાહેબે તમારું હિત કરવામાં અને દુકાળોની તેમ જ બીજી આફતોને ટાળવા નાણાંની મોટી રકમો છૂટે હાથે ખર્ચ્યા કરી છે. બ્રિટિશ સરકારની તમારા પ્રત્યેની સહાનુભૂતિને કારણે અને વડોદરા સરકારની મમતાવાળી સંભાળને કારણે તમારા જીવનની આદતોમાં અને વર્તનમાં સંતોષકારક ફેરફાર થવા પામ્યો છે. જેમ સમજુ માબાપ પોતાનાં છોકરાં તરફ (ગમે તેવાં કુપાત્ર હોય તોપણ) પ્રેમ અને માયાભરેલા કર્તવ્યમાં કદી ચૂકતાં નથી તેવી જ રીતે વડોદરાના મહારાજાએ તમારું હિત જોવામાં ઊંડી લાગણી દર્શાવ્યા કરી છે. આ સાઠ વરસની મુદત દરમ્યાન તમને તગાવીની મોટી રકમો ધીરીને અને સલામીની લહેણી નીકળતી મોટી રકમની વસૂલાત મોકૂફ રાખીને વડોદરા મહારાજાસાહેબની સરકારે તમને ભારે ઉપકારના બોજા તળે મૂક્યા છે. આજે તમને તમારા ભૂતકાળની વાતો ભૂલી જવાની અને મહારાજા ગાયકવાડ સરકાર માબાપ પ્રત્યે મોટી ભક્તિ અને વફાદારી બતાવવાની નવી તક આપવામાં આવી છે. આ માટે શ્રી દ્વારકાનાથનો પાડ માનવો જોઈએ. લાંબા વખતથી માબાપથી વિખૂટાં પડેલાં છોકરાંઓ પોતાના માબાપ સાથે ફરીથી મેળાપને પ્રસંગે જે આનંદ અનુભવતાં હોય છે તેવા આનંદની લાગણી તમે આ પ્રસંગે અનુભવતા હશો એવી મને ખાતરી છે.

હવે, તમે રાજી થશો કે આજના શુભ પ્રસંગની ખુશાલીભરેલી યાદગીરી જાળવી રાખવા શ્રીમંત મહારાજાસાહેબે કૃપા કરીને આગ

કરી છે કે, તમારા ખાતામાં લહેણી નીકળતી ૧,૮૭,૦૦૦ રૂા. જેવડી તગાવીની અને જમીનમહેસલની રકમમાંથી રૂા. ૧,૫૧ ૦૦૦ જેટલી મોટી રકમ જતી કરી અને માંડી વાળવી.

તે ઉપરાંત એમ ઠરાવવામાં આવ્યું છે કે :—

૧ આજ સુધી જે ધારા પ્રમાણે તમે વાઘેરો દર વરસે એક રૂપિયો ભરીને એક સાંતી જેટલી એટલે ૪૮ વીઘાં જેટલી જમીન ખેડવા માટે મેળવતા હતા તે ધારો રાજ્યના એક સેટલમેન્ટની મુદ્દત સુધી અમલમાં ચાલુ રાખવો.

૨ બીજો કોઈ પણ નવો જમીન પરનો કર અથવા પાનચરાઈ જેવો જંગલ-દસ્તુરી કર તેટલી મુદ્દત સુધી તમારા ઉપર નાખવામાં આવશે નહિ.

૩ બીજી પ્રજા તરફ જે ઉદાર નીતિ વડોદરા સરકાર રાખશે તે જ નીતિ તમારા તરફ પણ ચાલુ રહેશે કે જેથી તમે દુકાળ જેવા કપરા સમયોમાંથી પસાર થઈ શકો અને તમારાં ઢોરઢાંખરને નભાવી શકો.

૪ ઓખામંડળ પ્રદેશમાથી બહાર જતા વાઘેરો માટેના પરવાનાની નીતિ બંધ કરવાના પ્રશ્ન પર વિચાર કરવામાં આવશે.

૫ તમારી જાતમાં વારસાઈ હક્ક બાબત જે રૂઢિઓ અને રિવાજો છે તેમા કોઈ જાતની દખલગીરી કરવામાં આવશે નહિ.

૬ તમારા વાધાઓનો નિકાલ થવા માટે અને તમારી ફરિયાદો સત્વરે શ્રીમંત મહારાજા સાહેબની સરકારને પહોચે એ માટે આ ઓખા-મંડળ મહાલ અમરેલી પ્રાતના સુબા નીચેથી છૂટો કરવામાં આવશે અને તે મહાલ સ્પેશિયલ અમલદારની સત્તા નીચે મૂકવામાં આવશે. એ સ્પેશિયલ અમલદાર રાજ્યના સરસૂબા

મારફત હજૂર કચેરી નીચે કામ કરશે કે જેથી સ્થાનિક અગત્ય-ભરેલી બાબતો કોઈ પણ પ્રકારની ઢીલ વગર મધ્ય સરકારની નજરે આવી શકે. આ સ્પેશિયલ અમલદારની પદવી લગભગ સૂબાની હરોળની રહેશે અને ઓખામંડળ લશ્કરી રેજિમેન્ટ એમના હુકમ તળે રહેશે. તેથી તે રેજિમેન્ટના કારભાર પરત્વે તે કર્નલની પદવી ધરાવશે અને એમના હાથ નીચે લશ્કરને લગતું કામ કરનાર એજ્યુટંટ કેપ્ટનની પદવી ધરાવશે.

હવે, હું તમને શિખામણ આપું છું કે:—

કર્નલ કુમાર શિવરાજસિંઘ જેવા મમતાળુ અમલદારની દેખરેખ અને ઉપરીપણા નીચે તમારે પ્રામાણિક, ઉદ્યોગશીલ અને કાયદાનું પાલન કરનારું જીવન ગાળવું, કરકસરથી તમારી આર્થિક સ્થિતિ સુધારવી, સહકારી મંડળીઓ કાઢી સ્વાવલંબી થવાનું શીખવું, તમારી જાતને શિક્ષણ આપીને તમારા માનસિક પ્રદેશના અંધારાવાળા ભાગમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવવો, અને સૌથી છેલ્લું તમારે શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકાર માબાપ પ્રત્યે સંપૂર્ણ ભક્તિભાવથી અને વફાદારીથી તમારા જીવનના આદર્શને સફળ બનાવવો. બરાબર યાદ રાખજો કે સાર્વભૌમ બ્રિટિશ સરકાર અને શ્રીમંત મહારાજા ગાયકવાડ સેનાખાસ ખેલ શમશેર બહાદુર વચ્ચે અતૂટ મૈત્રી અને હાર્દિક સુમેળ ચાલુ જ છે. જો તમારી ભવિષ્યની વર્તણૂક સારી નહિ હોય અને ભવિષ્યમાં તમે ખરાબ રીતે વર્તશો તો મહારાજા ગાયકવાડની સરકારને ઑનરેબલ બ્રિટિશ સરકારના હથિયારોનો પૂરો ટેકો ચોક્કસ રીતે મળશે જ, પણ મને સમ્પૂર્ણ વિશ્વાસ છે કે તમારી ગેરવર્તણૂક માટે તમને શિક્ષા કરવાના દુઃખદ પ્રસંગો ભવિષ્યમાં ઊભા થશે જ નહિ. તેથી આજના દિવસથી તમારા સાર્વભૌમ સત્તાધીશ શ્રીમંત મહારાજા ગાયકવાડ તરફ વફાદારીવાળું અને ભાવભક્તિવાળું તમારું હલનચલન રાખતા

થઈ જાઓ. એ સરકારનુ ભલું ઇચ્છતા રહો અને સરકારની સત્તાને માન આપતા રહો.

આ રીતે વડોદરા રાજ્યના અમલદાર નીચે વાઘેરો મુકાયા કે તરત જ વાઘેરોની સામાજિક સ્થિતિ સુધારવાના હેતુથી ઓખામંડળના ખાસ અમલદાર કર્નલ કુમાર શિવરાજસિંહને ઓખામંડળના કમિશનરનો હોદ્દો આપવામાં આવ્યો અને તેમની મદદમાં એજ્યુકેશન એસિસ્ટંટ ટુ ઓખા કમિશનરના હોદ્દાથી શિક્ષણખાતાના અમલદારને નિમવામાં આવ્યા. તે અમલદાર દ્વારકાની હાઈસ્કૂલમાં હેડમાસ્તરનું કામ કરતા તેમ જ ઓખામંડળ પ્રદેશની બધી પ્રાથમિક શાળાના ઇન્સ્પેકટરનું કામ સંભાળતા અને વાઘેરાના યુવાનો માટે ખાસ છાત્રાલય ઊભું કરી તે સંસ્થા દ્વારા વાઘેર યુવાનોને ઉપયોગી શિક્ષણ આપવાની યોજના ચલાવતા હતા. આ અમલદાર સીધી રીતે વડોદરાના વિદ્યાધિકારી પાસેથી શ્રી ઓખા કમિશનરની નીતિને અમલમાં મૂકવા યોગ્ય હુકમો મેળવતા હતા.

આ પ્રકારની સુધારણા ઘણે અંશે સફળ બની હતી તે નીચે આપેલા રાજ્યના દફતરમાંના કેટલાક ઉતારા પરથી જોઈ શકશો.

**Extract from Baroda Administration Report–1920–21**

**Chapter VIII Public Instruction**

**Sub-Section–A, Sub-sub-section (h)**

**"Education of Backward Classes"**

**Paragraph - 637 (pp. 296)**

The undertaking of Education of the Waghers on lines similar to those adopted in the case of Kali Paraj tribes of Songadh and Vyara was one of the most important features of the work of the Department during the year.

At the instance of Government the appointment of an Educational Assistant to the Okha Commissioner and the opening of a Boarding House for Wagher Students were sanctioned. The Boarding House was opened on the 1st of November 1920 and did very satisfactory work during the year. The Prejudices of the Waghers were gradually overcome and voluntary and cheerful attendance was induced. Out of 25 seats sanctioned, 22 were filled up in April. The institution gives every promise of great future success.

**Extract from Baroda Administration Report-1921-22**
**Chapter VIII Public Instruction**
**Section-A Sub-section A/h**
**Education of Backward Classes**
**Paragraph-629 (Pp. 313)**

"The Education of the Waghers of Okhamandal on lines similar to those adopted in the case of Kali Paraj tribes of Songadh and Vyara were first undertaken by the Department in the month of November 1920.....It is gratifying to note that some of these boys have stood very high in the examination and have won merit prizes; eight of them were in English IIIrd Standard and one in Standard IVth. The instiution on the whole shows signs of progress. At the time of the visit of His Highness the Maharaja Saheb in Okhamandal, these Wagher Boarders being specially invited to attend the Darbar were given from the clothing grant, white uniforms. The total expenses of the Boarding House amounted to Rs. 3, 367-11-11."

**Extract from Baroda Administration Report–1924–25**
**Chapter I (General Political)**
**Setion E Administration of Okhamandal**
**Paragraph 68. (pp. 24)**

"The Out-port Thanas of the Okhamandl Battalion continued to take part in preserving peace and order in the district......"

Paragraph 70 (pp. 24)

Thirty-one Waghers of good character were exempted from attendence at the daily roll-call, while 5 new suspicious characters were required to attend the roll-call; Two Waghers liable to attend the roll–call died during the year under report. The total number liable to attend the daily roll-call at the close of the year was 55.

આ ઉતારા અંગ્રેજી ભાષામાં છે. તેનો સાર અત્રે ઉતારવાની જરૂર નથી.

પરન્તુ વાઘેર બોર્ડિંગ હાઉસની યોજના સર્વ રીતે સફળ બની હતી તે વાત ઇતિહાસને ચોપડે મૂકવા જેવી છે. આ વસતિગૃહનો લાભ લઈ વાઘેરોના કેટલાક યુવાનો અંગ્રેજી શાળામાં ઉચ્ચ શિક્ષણ લઈ શક્યા હતા, જેમાંના કેટલાક ચુનંદા સીનિયર ટ્રેઈન્ડ શિક્ષકો બન્યા હતા, કેટલાક કારખાનામાં સારા ફોરમેન બન્યા હતા. અને કોઈ લશ્કરમા હવાલદાર અને જમાદાર બન્યા હતા. એકાદ જણ વડોદરાના કલાભવનમાં ભણી બાંધકામખાતાના ઓવરસીઅર બનવાનો દાખલો છે.

આ વાઘેર યુવાનો ક્રિકેટ-હોકી વગેરે રમતોની ટોળીના કેપ્ટનનો હોદ્દો સંભાળતા થયા હતા. એ વસતિગૃહનું સ્વતંત્ર બેન્ડ યોજવામાં આવ્યું હતું. તે દ્વારકાની જનતાને બહુ ઉત્તેજક બન્યું [illegible]

to ameliorate Waghers. I only wish other peolpe of the Education Department will follow your lines of work. I am sure, the Education Department won't allow your services to pass unappreciated. You deserve every encouragement. I wish you every success. You may make use of this letter officially if you like.

Yours sincerely
R. S. Patil (Mane)
Commissioner of Okhamandal

To

Kalyanrai N. Joshi,
Educational Assistant to
Okha Commissioner,
Dwarka

Extract—

Report of Public Instruction in
Baroda State—Year 1920-21
Po. 50

Para 126—The Wagher Boarding House was founded at Dwarka in the year 1920 and the Educational Assistant (to Okha Commissioner) Mr. Kalyanrai Joshi, B.A. was solely responsible for the welfare of this institution. Out of the sanctioned strength of 25, there were 21 resident Wagher students at the end of the year. It was very difficult to overcome the prejudices of the Waghers. A war like tribe is usually opposed to book-learning, but Mr. Kalyanrai Joshi and other enthusiastic workers gradually succeeded in inducing voluntary and cheerful attendance of Wagher boys at school.

These Wagher Boarders attend the local Vernacular School. Their progress compares favourably with that achieved by other classes. One of the Wagher boys stood first in his class and another was second in his own."

# પ્રકરણ ઓગણપચ્ચાસમું

## વાઘેર સંસ્કૃતિ

વાઘેર સંસ્કૃતિ આજે જે સ્વરૂપે દેખાય છે તે રૂપમાં તે સર્વાંશે ભારતીય સંસ્કૃતિ નથી. ઇતિહાસની દૃષ્ટિએ આપણે વાઘેર કોમના મુખ્ય કુટુંબ માણેક વંશની સ્થાપના ઈ. સ.ના ચૌદમા સૈકાના આરંભમાં થયેલી જોઈ શકયા છીએ; પણ તેની પહેલાં ઓખામંડળ પ્રદેશમાં ગોરીંજા ગામની આસપાસ—પરદેશથી વહાણરસ્તે મેમધહુક્કો, અને સક્કરબેલીમ–તથા રાયબો અને સાયબો આવી ગયા હતા તે જાણીએ છીએ. એ આક્રમણકારના કાફલામાં અનેક માણસો આ પ્રદેશમાં આવ્યા હશે. તે વખતે આ દેશમાં વસતી કોમના ત્રણ તફા હોવાની કથા વાઘેરની વાતો પરથી મળે છે. **કાબા, કાળા અને મોઢા.** આ પૈકી કાળા યવનો કદાચ શ્રીકૃષ્ણના સમયના કાલયવનના અનુજો હોઈ શકે. તે પછી છેક ઈ. સ.ના બારમા સૈકા સુધી ઐતિહાસિક સ્થિતિ ઉપર અંધારપછેડો ઢંકાઈ ગયો છે. કેટલાક શિલાલેખો પરથી, કેટલાંક તામ્રપત્રો પરથી, અને કેટલાંક સ્થળોના નામો પરથી ઝાંખી ઝાંખી ઇતિહાસની રેખા ઉપજાવી શકાઈ છે. તેમાંથી વાઘેરની અસલી ઐતિહાસિક હકીકત સુસ્વરૂપમા સાપડતી નથી.

પરન્તુ વાઘેરો શુદ્ધ ભારતીય સંસ્કૃતિ ધરાવતી પ્રજા નથી એ વાત એમના રીતરિવાજ પરથી, ધાર્મિક માન્યતા પરથી અને કેટલીક આગવી રૂઢિ પરથી જણાઈ આવે છે.

વાઘેર પ્રજાનો અસલી કાફલો આ દેશમાં—ગ્રીસ, ઈરાન, મેસો-પોટેમિયા અને દક્ષિણ સિન્ધ મારફત ઓખામંડળના દરિયાકાંઠે આવ્યો હશે એમ અનુમાન ખેંચી શકાય છે.

વાઘેરોની હાલની ભાષા ભારતીય સિન્ધી ભાષામાંથી ઘણે અંશે ઊતરી આવી છે એ સ્પષ્ટ છે. તેથી સિન્ધ અને કચ્છ સાથે એ કોમના અસલી વડવાઓનો ગાઢો સંબંધ હતો.

ઓખામંડળ પ્રદેશ હમણાં હમણાં સૌરાષ્ટ્ર–કાઠિયાવાડનો ભાગ ભૌગોલિક દૃષ્ટિએ ગણાય છે, પણ સો વરસ પહેલાં બેટ દ્વારકાનો સમ્બન્ધ કચ્છ દેશ સાથે વિશેષ હતો, અને કાઠિયાવાડના લોકો બેટ દ્વારકાની વસ્તીને કચ્છી વસ્તી ગણતા અને બેટ દ્વારકાના લોકો જામનગર, રાજકોટની વસ્તીને કાઠિયાવાડી વસતી ગણતા હતા.

વાઘેરના વડવાઓ ઓખા પ્રદેશમાં દરિયામાર્ગે પશ્ચિમ દિશાએથી આવ્યા હતા તેમ કહેવામાં જરા ય ખોટું નથી.

ઓખાની વાઘેર પ્રજામાં પરંપરાથી ઘડાયેલા વિચારની સ્થિરતા અને રૂઢિચુસ્તતા એટલા મોટા પ્રમાણમાં હતી કે જ્યારથી વાઘેરના વડવાઓ બેટ દ્વારકાના દરિયાકાંઠે આવ્યા ત્યાર પછી કોઈ પણ વાઘેર સરદારે પોતાનું સ્વતંત્ર થાણું ઓખાની બહાર નાખવાનો વિચાર પણ કર્યો નહોતો. સેંકડો–(હજારથી વધારે–) વરસોથી વાઘેરો ઓખાના જ જ ગણાતા રહ્યા છે. અર્જુનને લૂંટનારા કાબા તે મીરાંના કાળ સુધી કાબા તરીકે આ દેશમાં વસતા હતા. ગ્રીસ, ઈરાન વગેરે દેશથી ભારતમાં આવતી પ્રજાને આપણે યવન કહેતા હતા. એ યવનો પોતાની માન્યતાઓ અને રૂઢિઓ આપણા દેશમાં લઈ આવ્યા હતા. પોતાનાં હથિયારો, પોતાનાં વાસણો, પોતાનાં વસ્ત્રો, પોતાનાં ઘરેણાં, પોતાનાં ઘરોના ઘાટ, અને ટૂંકામાં કહીએ તો પોતાની અસલી રહેણીકરણી લઈને એ લોકો બેટ દ્વારકાના પ્રદેશમાં આવી વસ્યા હતા.

વાઘેર પ્રજાની સંસ્કૃતિમાં ગ્રીસની, આસીરીઆની, સ્કીથીઆની, ઈરાનની અને સિન્ધની સંસ્કૃતિની ઝીણી પાતળી છાયાનાં દર્શન થાય છે.

**ધાર્મિક જુસ્સો :** વાઘેર પ્રજાનો પોતાનો આગવો કોઈ ધર્મ હોય તેવું તેમની રહેણીકરણીમાંથી જડી આવતું નથી. તે કોમના કોઈ ઇષ્ટદેવ હોવાનું જણાયું નથી. અલબત્ત સોળમા સૈકા પછી દ્વારકાનાથની જય બોલાવતાં એ લોકો શીખ્યા હતા; પણ તેની પહેલાનો એ કોમનો એવો કોઈ અસલી અવશેષ સાંપડતો નથી કે જેને આધારે કહી શકાય કે વાઘેર સોમનાથ મહાદેવને, કે વિષ્ણુ ભગવાનને કે કોઈ મહાકાલી દેવીને, હનુમાનને કે ગણપતિને પૂજ્ય ગણતા હતા. માણેક વંશના પાંચસો-છસો વરસના ઇતિહાસમાં કોઈ વાઘેર સરદારે પોતાના ગામને પાદરે મંદિર કે દેરું બંધાવ્યાની કથા સાંપડતી નથી. અલબત્ત આપણે આ પુસ્તકમાં જોયું છે કે મ્હાપ માણેક અને તેના દીકરાએ શ્રી પ્રકાશાનન્દ શંકરાચાર્ય તરફથી ગુગલી બ્રાહ્મણ લાખા ઠાકર મારફત દ્વારકામાં થયેલા વિષ્ણુયાગ યજ્ઞની રાજા તરીકેની દક્ષિણા આપવાની ઉદારતા બતાવી હતી. તેમ જ દ્વારકા પાસેના લાડવા નામના ટીંબા ઉપરના વાઘેર સરદારના ગામેથી શ્રી વલ્લભાચાર્યને દ્વારકાના ખાલી પડેલા દેવાલયમાં બેસાડવા માટેની મૂર્તિ દટાયેલારૂપે મળી હતી. એટલે તે ગામના અસલી વાઘેરોએ કોઈ આક્રમણમાંથી મૂર્તિને બચાવવા પોતાના ગામે તેને ધરતીમાં દાટી મૂકી હોવી જોઈએ. આ બે દાખલા સિવાય આ વાઘેર કોમના ઇતિહાસને કોઈ દેવદેવીના મંદિર સાથે સંબંધ હોવાનુ જણાયું નથી.

સૌરાષ્ટ્રમાં પ્રત્યેક ગામે નાનુ સરખું પણ દેવમંદિર હોય છે. સિંધમાં કે કચ્છમાં એવું નથી હોતું. તેથી વાઘેરની સંસ્કૃતિ પર સિંધની કે ઇરાનની છાપ પડેલી છે તે સ્પષ્ટ થાય છે.

બેટ દ્વારકાના યાત્રાના સ્થળોના વાતાવરણમાં વાઘેર પ્રજા વિકસીને આજને સ્વરૂપે પહોંચી છે છતાં વાઘેરો બેટ દ્વારકામાં જ્યારે જાય ત્યારે દેવમંદિરે જવાનો આગ્રહ સેવતા નથી. હાલની વાઘેર પ્રજા જોડ સુદ

એકાદશીનો તહેવાર **ભીમ એકાદશી** તરીકે પાળે છે ત્યારે ઓખામંડળના બધાં ગામડેથી વાઘેર લોકો બાઈ-ભાઈ દ્વારકા આવે છે. ગોમતી નદીમાં સ્નાન કરે છે અને દ્વારકાનાથના મંદિરે અવશ્ય જાય છે. આટલી સંસ્કૃતિ એમને આ દેશના હિન્દુ લોક સાથે સુબદ્ધ રાખી શકી છે. ઓખાના વાઘેરને કોઈ મુસલમાન કહે તો તેમને ગાળ દેવા જેવું અપમાન થયું લાગે છે. હાલને તબક્કે ઓખામંડળમાં વસતા વાઘેર લોકો ચુસ્ત હિન્દુ છે.

કચ્છ અને સૌરાષ્ટ્રના દરિયાકાંઠા પર વહાણો હાંકવાનું અને ચાંચિયાગીરી કરવાનું કામ જે વાઘેરો કરતા હતા તેમના ઉપર સિંધના નગરઠ્ઠાથી ઇસ્લામી ઓલીઆનું આક્રમણ આવી ચડયું હતું. તે ઓલીઆના ચમત્કારોથી એ વહાણ હાંકનારા ખૂબ અંજાઈ ગયા હતા અને તે ઓલીઆને વશ થઈ એ લોકોએ ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો. એવી રીતે ધર્મ બદલનાર વહાણ હાંકનારાઓ કચ્છ માંડવી, મુન્દ્રા, ભચ્ચાઉ, લખપત વગેરે બન્દરે કચ્છમાં વસતા હતા અને બેટ, અરાંભડા, સલાયા, બેડી બંદર, જોડીઆ, બંદરે સૌરાષ્ટ્રમાં વસતા હતા. તે લોકોમાં સલાયા જોડીઆ. સીકા, બેડી બંદર, બેટ જે વસતા હતા તેમાંના ઘણા વાઘેર હતા તે મુસલમાન બન્યા. બેટ, માંડવીના મુસલમાનને **ભડેલા** તરીકે ઓળખવામાં આવે છે અને જોડીઆ, બેડી, સીકા, સલાયા બંદરના વહાણ હાંકનાર મુસલમાની વાઘેર તરીકે ઓળખાય છે. આવી સ્થિતિ હોવાથી જામનગરની આસપાસ વસનારા લોકો વાઘેરને મુસલમાન સમજે છે. ખરી રીતે ઓખા પ્રદેશના વાઘેરો ચુસ્ત હિન્દુ છે; અને જામનગરનાં બંદરો પર વસતા ખલાસીઓ ભડેલા છે તેમને ભૂલથી લોકો વાઘેર કહે છે.

ઓખામંડળના વાઘેરના કોઈ તહેવારો એવા રસથી પળાતા નથી કે જે પરથી એ કોમનું મૂળ સ્થાન આછાપાતળા સ્વરૂપે નજર

આગળ આવે. દિવાળીના તહેવાર સાથે વાઘેરોને બહુ ગાઢ સંબંધ નથી. હાલમાં વાઘેરો શીળી સાતમનો તહેવાર પાળે છે ખરા પણ તેમને ગોકુળ આઠમના તહેવારમાં બહુ આકર્ષણ નથી હોતું. રામનવમી, નરસિંહ ચતુર્દશી, ગણપતિ ચોથ જેવા તહેવારોની વાઘેર કોમને બહુ પડી હોતી નથી. માત્ર ભારતીય તહેવારોમાં હોળીનો તહેવાર એ કોમ ઊજવે છે. સિંધમાં હોળીના તહેવારો અમુક જાતના ફાગ બોલીને અને રાતે દુહાની રાગણીઓ લલકારીને ઊજવાય છે તેમ વાઘેર ભાઈઓ પણ હોળીની રાતે ગામડાંના ઝાંપાની બહાર હોળી પ્રકટાવી મરદોનો દાયરો ભરે છે; અને ફાગ, શૃંગારી ગીતો ગાય છે.

**વાઘેરની સંસ્કૃતિ**—એ કોમમાં બાળક અવતરે છે તે વખતની ક્રિયા અને માણસ મરણ પામે છે તે વખતની ક્રિયા ભારતીય ક્રિયાઓથી જુદી પડે છે. જન્મ વખતે બાળકની નાડ મેળવાની ક્રિયા, માતાના પેટમાંથી નીકળેલી ઓળને ઘર પછવાડે દાટવાની વિધિ વાઘેર લોકો એકસરખી રીતે કરતા નથી. ઘરનું માણસ મરી ગયું હોય, શું નાનું કે મોટું, ત્યારે સ્મશાને ગયેલા બધા ડાઘુઓને સ્મશાને જમાડવાની રૂઢિ વાઘેર કોમમાં ચાલુ હતી. ગરીબાઈને કારણે એ રૂઢિ હાલ તે કોમમાં ઘસાઈ ગઈ છે.

વાઘેર કોમની લગ્નવિધિમાં અગ્નિ પ્રકટ કરવાની કે કોઈ ગોત્રોચ્ચાર કરવાની વિધિ થતી જ નથી. વૈધવ્ય પાળવાની ફરજ વાઘેર કોમની સ્ત્રીઓ પર લાદવામાં આવી નથી. કોઈ વાઘેર બે પત્ની પરણતો નથી. ગરાસિયા રજપૂતોના સહવાસમાં વાઘેર રહેતા હોવા છતાં તે કોમે એકથી વધારે પત્ની પરણવાનો રીવાજ એમની કોમમાં દાખલ કર્યો નથી. વળી એ કોમમાં અનેક બળવાન અને શૌર્યવાન નરો પાક્યા હતા છતાં કોઈ વાઘેર સરદારે પરકોમની સ્ત્રીનું હરણ કર્યું હોય એવો દાખલો શોધ્યો મળતો નથી. બીજી ન્યાતની સ્ત્રીને ઘરમાં બેસાડવામાં એ લોકો એબ

માને છે. તેમ જ વાઘેર સ્ત્રીને બીજી કોમમાં પરણાવવામાં એ કોમમાં લાંછન ગણાય છે. છેલ્લાં સાડપોણોસો વરસથી જૂનાગઢ પાસેના બાંટવા, માણાવદર ગામના મુસલમાન તાલુકદારના કુટુંબમાં થોડી વાઘેર કન્યાઓ રાજની રાણી ગણવા એમના માબાપે મોકલી હતી.

વાઘેરાનું રોજિન્દુ જીવન એવા રંગવાળું નથી હોતું કે જે આપણે શુદ્ધ ભારતીય રંગવાળું કહી શકીએ. રોજ ન્હાવાનું વાઘેર કોમમાં આવશ્યક મનાયું નથી. કુતરાને શ્વાન–ગ્રાસ, કે ગાયને ગોગ્રાસ કે કીડીઓને કીડીઆરું અર્પણ કરવાનો રીવાજ આ કોમમાં હોતો નથી. વડ, પીપળો કે તુલસી એ કોમમાં પૂજાતાં નથી. શ્રાદ્ધ પખવાડિયાનાં શ્રાદ્ધ વાઘેર કોમને માન્ય નથી. માત્ર અભ્યાગતને—કહેવાતા સાધુસન્તને—રોટલો આપવાના સદ્વિચાર કોઈ કોઈ ઘરમાં પ્રચલિત હોય છે. પોતાના કુટુંબના વડવાનાં પરાક્રમમાં વાઘેર લોકો રસ લે છે. એમની ખાંભી, કોઈ પણ જાતના ચિત્ર કે અક્ષર વગરની જોઈને વાઘેર મગરૂરી અનુભવે છે; પણ તેની પૂજા જવલ્લે જ થાય છે.

વાઘેર પ્રજા સપ્તાહના વાર (દિવસ) આ રીતે ગણે છે. સોમવાર, મંગળવાર, બુધવાર, બ્રેસપતવાર, શુકરવાર, છંછરવાર (શનિશ્ચર ઉપરથી), દીતવાર (આદિત્ય ઉપરથી). માસની તિથિ માટે તે બહુ આતુર હોતા નથી, કારણ કે તે લોકો એકાદશી, પુનમ, પાંચમ, બીજ, કે આઠમની તિથિના રોજ કોઈ વ્રત કરવામાં પુરુષો કે સ્ત્રીઓ માનતાં નથી. વરસાદની ઋતુ પછી એમનું વરસ બદલાતું હોય એવું એમની રહેણી પરથી જણાય છે.

વાઘેર કોમનો પોશાક રૂઢિબદ્ધ છે. ગુજરાતની ઘણીખરી કોમે છેલ્લાં બસો વરસમાં પોતાનો અસલી પોશાક નેવે ચડાવી દીધો છે. અને દેશકાળ પરત્વે પોશાકમાં અવરનવર ફેરફારો કરી નાખ્યા છે; પરન્તુ વાઘેર કોમના પોશાકમાં વરસોના વરસોથી કોઈ મોટા ફેરફાર

થયો નથી. એ બીના એ કોમની રૂઢિચુસ્ત વૃત્તિ દર્શાવે છે. એમના પોશાક પરથી એ કોમનું અસલી નિવાસસ્થાન વિષે અટકળ કરી શકાય એવા કેટલાક લક્ષણો મળી આવે છે.

**પોશાક-કપડાંના રંગ**—વાઘેર લોકોએ (સૌરાષ્ટ્રની ઈતર ગામડાંવાસી પ્રજાએ પણ) પોતાનાં લુગડામાં ધોળો અને કાળો એ બે રંગને જ અપનાવ્યા છે એટલું જ નહીં પણ તેને આગ્રહભરી રૂઢિથી વળગી રહ્યા છે. પુરુષોનાં કપડાં ધોળા રંગના જ હોય છે અને સ્ત્રીઓનાં કપડાં કાળા રંગનાં જ હોય છે. પાછળથી સ્ત્રીઓએ લાલ રંગ કે જાંબલી ઝાંઈવાળો કાળો રંગ પોતાનાં કાપડાં માટે (કમખા માટે) પસંદ કર્યો છે. છેલ્લાં પચ્ચીસ પચ્ચાસ વરસમાં પુરુષોએ શહેરી જનોના ચેપથી અને સારા દેખાવાના પ્રલોભનથી કાળા રંગના ડગલા કે ખાખી રંગના ડગલા પહેરવા માંડ્યા છે, અને યુવાન બાઈઓએ કાળા રંગના ઓઢણાને બદલે ઇતર રંગના ઓઢણા વાપરવાનું શરૂ કર્યું છે. મારી સમજ એવી હતી કે ઈરાનમાંથી સિંધવાટે દ્વારકાના દરિયે આવી ચડેલી આર્ય પ્રજાના કાફલામાં વાઘેર કોમનું મૂળ કુટુંબ શોધવું ફળદાયી નીવડશે. એમ કરવા માટે મુંબઈના પારસી પંડિત સમસુલ ઓલમા જીવણજી જમશેદજીના લેખો મેં વાંચવાનું શરૂ કર્યું હતું. મને તેમના લેખોમાથી ઘણું ય મળ્યું છે. પુરાતત્ત્વની દૃષ્ટિ વિકસિત કરનારા જે જે પ્રસંગો મને જીવનમાં સાંપડ્યા છે તેમાંનો એક પ્રસંગ શ્રી. જીવણજી જમશેદજી મોદીના લેખોનું મારું વાચન ગણાવી શકાય. એમણે પ્રતિપાદન કર્યું છે કે હિન્દુસ્તાનના "મગ" લોકો એ ઈરાનના **મોબેદ** હતા. સૂર્ય અને મિહિર ગોત્રવાળા ઋષિની **નસુભા** નામની બેટીના વંશના એ (મોબેદો) હતા. શ્રીકૃષ્ણના પુત્ર સાંબને સફેદ કોઢ થયો હતો. તેણે સૂર્યની પ્રાર્થના માટે ચન્દ્રભાગા નદી-કાંઠે એક મંદિર બંધાવ્યું. તેની પૂજા કરવા સ્થાનિક બ્રાહ્મણ ન મળ્યા તેથી "મગ" બ્રાહ્મણને બોલાવ્યા. "મગ" લોકો **અવ્યંગ**રૂપે દોરી

મોએદની પેઠે ભેટ નહિ પણ ગળે બાંધતા હતા. આ Viyang માટે પુરાતત્ત્વવિદ્ મિ. બરજેસ નામના યુરોપીઅન વિદ્વાન લખે છે કે—

"Mitra's dress like that of the Northerners covering his person from the feet upward with a girdle–"Viyanga"–round his waist. જેન્ડ્રીઆમાં Viyangaનું રૂપાન્તર Avyaonha–"અવ્યાઓંહ"–જેવું મળે છે. વળી છઠ્ઠા સૈકામાં લખાયેલી મનાતી પોથી **બૃહત્સંહિતાના** અંગ્રેજી ભાષાન્તરનો ઉતારો મને આ રીતે મળેલો છે. આ પુસ્તકના લેખક **વરાહમીહિર** લખે છે કે,

[The image of Surya ought to be made with elevated nose, forehead, lower leg, thigh, cheek and breast and clad in the dress of the Northerners so as to be covered from the feet upward to bossom. He holds two lotuses growing out of his hands, wears a diadem and necklace hanging down, has his face adorned with ear–rings and a girdle·(viyanga) round his waist.]

વાઘેર પુરુષોના પોશાકમાં કમર ઉપર પછેડીથી ભેટ બાંધવાનું ભેટ-બાંધણું મુખ્ય હોય છે. આ ભેટબાંધણું હજારો વરસથી ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે વાઘેરોએ હજી સુધી જતું કર્યું નથી. એ કોમનો શિષ્ટ પુરુષ કદી પણ ભેટબાંધણા વગર બહાર નીકળતો નથી. વાઘેર પુરુષો કદી ધોતી પહેરતા નથી; તે સફેદ પાયજામો—ચોરણો પહેરે છે અને તેના ઉપર ભેટબાંધણાથી ભેટ બાંધે છે. ભેટબાંધણાનો ત્રિકોણની ટોચ જેવો છેડો પુરુષની પાછળ લટકતો રહે છે. અંગ ઉપર વાઘેર



વાઘેર સાથે મળતો આવતો
ગ્રીસનો ઇવઝોન

લાંબી–અતિ લાંબી બાંય વાળી **આંગડી** પહેરે છે. તે આંગડીની ઝૂલ કમર ઉપર સુન્દર રીતે લટકે છે, અને એ ઝૂલ બહુ ઘીચ હોવાથી કમર પરના શરીરના ભાગનું રક્ષણ કરવામાં મદદરૂપ થાય છે તેમ જ ચાલતી હાલતી વખતે તે પુરુષના અંગની શોભામાં વૃદ્ધિ કરે છે. માથા ઉપર વાઘેર ધોળા કપડાંની પાઘડી–ફેંટા બાંધે છે. કોઈ પણ વાઘેર પુરુષ ઉઘાડે માથે રહેતો નથી; ઉઘાડે માથે રહેવામાં તે હીણપ માને છે. ઘરમાં વાઘેર પુરુષ પાઘડી ઉતારી નાખે છે તો તે રૂમાલ જેવા કપડાથી માથાને ઢાંકી રાખે છે. ઈરાનમાંથી આવેલા પારસી સફેદ કપડાં પહેરે છે. તે પણ માથું ખુલ્લું રાખતા નથી. તે લોકો પણ દાઢીના વાળ વધારે છે. તે પ્રમાણે વાઘેર પુરુષો વરતે છે. દાઢીના વાળ રાખવાની રૂઢિ તો એટલે સુધી ઘર કરી બેઠી છે કે વાઘેર કોમની રોજિન્દી વાતચીતની ભાષામાં પુરુષો માટે–દાઢીવાળો–દાઢિયાળો–**દાઢિયારો** એ પર્યાય શબ્દ બની રહ્યો છે. વાઘેરના ઘરમા આપણે જઈ ચડીએ અને ઘરમાં કોઈ પુરુષ ન હોય તો ઘરની બાઈ ઓ બોલી ઊઠે છે—"ઘરમાં દાઢિયારા છે નહિ, દાઢિયારા આવે ત્યારે આવજો."

આ પરથી સ્પષ્ટ થાય છે કે ઈરાન જેવા દેશમાથી વાઘેર કોમના મૂળ પુરુષો સિન્ધ વાટે દ્વારકાના દરિયાકાંઠા પર આવ્યા હશે. મારા આ વિચારો સુબદ્ધ થતા હતા તેવામાં ઈ. સ. ૧૯૫૩ના એપ્રિલ માસના **Rotary International**ના **Rotarian** અંકમાં પૂઠા ઉપર એક ચિત્ર આવ્યું. તે ચિત્રના પુરુષની આગડી–ઝૂલડી ઘણે અંશે વાઘેરની આંગડી સાથે મળતી આવતી જોઈ મને ખૂબ જ આશ્ચર્ય થયું તે ચિત્ર માટે એ અંકમાં આપેલા લેખનો થોડો ભાગ અહીં ઉતાર્યો છે.

[ ચિત્ર–ગ્રીસના ઇવઝ ન

**Our-Cover.** That is an evzone on our cover, this monthly—and an evzone, as you

probably know, is a Greek soldier of a certain kind, recruited from mountain districts of Greece. The evzones make up rifle units in the Greek army—but are better known to tourists as the skirted lads who make up the Royal Palace Guard.

આ ચિત્ર કેટલેક અંશે વાઘેર યુવાનને મળતું આવે છે. સૌરાષ્ટ્રના રજપૂત રાજાઓને ત્યાં હજુરીઆ ખવાસ આ ચિત્રમાં ઈવઝોને પહેર્યું છે તેવું ઝૂલડીવાળું અંગરખું પહેરે છે. વાઘેર યુવાનનો બાંધો આ ઈવઝોન જેવો જ હોય છે. તેથી ઈરાન જેવા પશ્ચિમના દેશમાંથી એક કાફલો દ્વારકાના દરિયે અસલના કાળમાં ગયો હોય, અને તેવો જ બીજો કાફલો ગ્રીસના દરિયાકાંઠે જઈ ચડયો હોય એ સંભવિત છે. ઈવઝોનના અને વાઘેર પ્રજાનાં મૂળ આ રીતે ઈરાનની અસલી ઓલાદમાં હોય એવું અનુમાન કરવાની લાલચ અટકાવી શકાતી નથી.

વાઘેર પુરુષ કોઈ પણ દિવસ હાથમાં સાદી લાકડી કે કડીવાળી-લાકડી લીધા વિના બહાર નીકળતો નથી. જેમ ગુજરાતના મહી નદીકાંઠા પરના ધારાળા ધારિયા વગર બહાર નીકળતા નથી તેમ ઓખામંડળના વાઘેર કડીઆળી લાકડી વગર બહાર નીકળતા નથી. એ કડીઆળી લાકડી વાઘેરનું offensive અને defensive હથિયાર છે. તે પોતાના રક્ષણ માટે વપરાય છે તેમ જ બીજા પર હલ્લો કરવામાં પણ વપરાય છે.

વાઘેરના જોડા ઓખાઈ જોડા કહેવાય છે. તેમાં ખીલા કે નાળ જડવામાં નથી આવતા. તે જોડામાંથી ચરડ-ચરડ-અવાજ નીકળે છે. સામાન્ય રીતે વાઘેર પુરુષો પોતાને સાં પોતાના કપડાંની બેજોડ મદ-જોડી-રાખતા નથી. ગામનો મુખી હોય તે કદાચ ઘરમાં બે

પાઘડી કે બે આંગડી રાખતો હોય તો ભલે. બીજા બધા પુરુષો તો જે પોશાક અંગ ઉપર પહેરે છે તે ફાટતાં સુધી તે પોશાકને ઉતારવાનો પ્રસંગ કદી તેમને આવતો નથી. ઉઘાડે માથે કે ઉઘાડે શરીરે રહેવું એમાં નાનમ જ્યાં સમજાતી હોય ત્યાં આમ બને જ છે.

પુરુષો—ખાસ કરીને યુવાનો કોઈ વાર પોતાના પાયજામાની ચોરણાની નાડીને રંગબેરંગી ફૂમતાંથી શણગારે છે, પણ મોટે ભાગે વાઘેર પુરુષોના પાયજામાની નાડી પણ સાદી જ હોય છે અને ફૂમતા જેવા ભેટબાંધણાના છેડા લટકતા રાખવાની પ્રથા વિશેષ પ્રચલિત હોય છે.

સ્ત્રીઓના પોશાકની વિશિષ્ટતામાં નાડીવાળા ઘાઘરાને બદલે લુંગીની પેઠે કમ્મર પર ડાબી કે જમણી બાજુએ ગ્રંથી બાંધી પહેરેલું પેયણું ( પહેરણું ) સામાન્ય રીતે રાતા રંગનું કે કાળા રંગનુ હોય છે. અંગ ઉપર કમખો પણ કાળા કે જાંબલી રંગનો હોય છે. તે કમખાની કસો પાછળ વાસા ઉપર બંધાય છે; પીઠ ખુલ્લી હોય છે. તે સાદા કાળા રંગના ઓઢણાથી ઢંકાય છે. ઓઢણીના છેડા કોઈ જગ્યાએ ખોસવામાં આવતા નથી. પરંતુ એ ઓઢણાનો એક છેડો કમખાના બે સળ વચ્ચેના ભાગ પર છાતીની વચ્ચે કમખામાં ભરાવી રાખવાની રૂઢિ લાક્ષણિક રીતે ધ્યાન ખેંચે તેવી છે. એ રૂઢિ આસીરીઆમાંથી ઊતરી આવી હોય તેવું જણાય છે.

હાલના કેટલાક વાઘેર યુવાનો એમ કહે છે કે વાઘેર સ્ત્રીઓ તેમના સરદાર મૂળુ માણેકના ગયા પછી તેના મૃત્યુનો શોક પાળવાની દૃષ્ટિએ કાયમ માટે કાળાં વસ્ત્રો પહેરે છે. આ કથનમાં ઐતિહાસિક સત્ય નથી. ઈ. સ. ૧૮૨૪મા ઇતિહાસનો અભ્યાસી કર્નલ ટૉડ પશ્ચિમ ભારતના પ્રવાસે નીકળ્યા હતા. તેમણે Travels in Western India નામનું પુસ્તક લખ્યું છે. તેમાં ઈ. સ. ૧૮૨૪માં તેમણે ઓખામંડળમાં જોયું હતું કે ગામડાની સ્ત્રીઓ કાળા–રાતા અને ક્વચિત્ ધોળા રંગનાં કપડાં પહેરતી હતી.

વાઘેર કોમની સ્ત્રીઓ કપાળમાં સૌભાગ્યના ચિહ્ન તરીકે કંકુ કે હીંગળાનો ચાંદલો કરતી નથી. અંગસુશોભન માટે આંખમાં આંજણ આંજવાની રીત આ કોમમાં પ્રચલિત છે. હાથમાં અને પગમાં છુંદણાં (તરાજવાં) ટંકાવવાની પ્રથા પ્રવર્તે છે.

**ઘરેણાં**—વાઘેર કોમમાં પુરુષો ગળામાં હાંસડી—કે ટુંપીઓ—પહેરતા હતા. અર્વાચીન યુગમાં પુરુષો કાનમાં સોનાની ભૂંગળી ઉપલા ભાગમાં પહેરે છે, હાથના આંગળામાં વીંટી નહિ પણ ત્રણચાર આંટાવાળા કરડા (વેઢ) કોઈ કોઈ વાર પહેરે છે. સ્ત્રીઓને ઘરેણાંથી શણગારવાનો રીવાજ વાઘેર કોમમાં નથી. હાથમાં હાથીદાંતનાં વલય વાઘેરો વાપરતા જ નથી. ચાંદીની બંગડીઓ જેવાં કડાં વાઘેર સ્ત્રીઓ પહેરે છે, પરન્તુ તેના ઘાટમાં એ વિશિષ્ટતા હોય છે કે તેના છેડા પર જાણે નાગફેણી હોય તેવો ઘાટ હાથના દાગીનાનો હોય છે. નાગદેવતાનું રક્ષણ મેળવવા આવા ઘાટનો ઉપયોગ ચાલુ થયો હોય એમ માનવામાં આવે છે. આગળ કહેવાયું છે કે વાઘેર કોમના કોઈ ખાસ પૂજ્ય ઇષ્ટદેવ હોવાનું માલૂમ પડયું નથી; પણ ગામે ગામે અગર બે-ત્રણ ગામ વચ્ચે **વાછરા** દેવના થાનકો હોય છે. ત્યાં વાઘેર લોકો સુખદુઃખને પ્રસંગે ધા નાખવા જાય છે. કહેવાય છે કે વાછરો-(વાસરો-વાયરો) નાગરૂપે તે થાનકે રહે છે. વાછરાનો પૂજારી, ભુવો કહેવાય છે. તે વાઘેર કોમનો જ હાય છે. એ પૂજાસામગ્રી (નાળિયેર) સ્વીકારે છે.

વાઘેર સ્ત્રીઓ પગમા કાંબી-કડલાં પહેરતી નથી, પણ સૌરાષ્ટ્રના બીજા ભાગની સ્ત્રીઓની દેખાદેખીથી કોઈ વાર કોઈ વાઘેર સ્ત્રીના પગમાં કોળા જેવાં રૂપાનાં આભૂષણ જોવામાં આવે છે. આ કોમની સ્ત્રીઓએ અવશ્ય નાક વીંધાવવું જોઈએ એવો વ્યાપ્ત કાયદો એમની કોમમાં પ્રચલિત નથી. અલબત્ત કાન વીંધવાનો રીવાજ કેટલેક અંશે પ્રચલિત છે.

**ખોરાક**—સિન્ધમાંથી કચ્છરસ્તે ઓખામંડળ પ્રદેશમાં આવી વસેલી આ કોમનો ખોરાક મોટે ભાગે જુવાર, બાજરાનો રોટલો, શાક, દૂધ અને છાશ હોય છે. રોટલા સાથે કઠોળ રાંધવામાં આવે ત્યારે પણ તેમનું કહેવું થાય છે કે આજે રોટલા અને **મગનું શાક** જમ્યા છીએ. એ પરથી સમજાય છે કે અસલના કાળમાં વનસ્પતિના શાકને સ્થાને રોટલા સાથે માછલાં કે મગ, અડદ વપરતા હશે. વાઘેર કોમ કોઈ વાર જુવારને પલાળી તેને કચરી તેને રાંધે છે. એને એ લોકો રાંધણું કહે છે. જુવારનો ખીચડો ઘણી વાર તેલની સાથે કે છાસની સાથે ખાવામાં આવે છે. આવા ખીચડામાં મગના દાણા પણ મેળવવામાં આવ્યા હોય છે.

વાઘેર કોમ માંસહારી નથી એમ ન જ કહેવાય. સૌરાષ્ટ્રના રજપૂત સંઘ માટે પણ એમ ન કહી શકાય. સમુદ્ર પરના પ્રદેશમાં વસનારી આ કોમ અને ચાંચિયાગીરીના ધંધાને માનવાળો ધંધો ગણનારી આ કોમ મચ્છીનો આહાર કરતી હોય તો તે તદ્દન સ્વાભાવિક છે. સિંધમાંથી એ કોમ ઊતરી આવી હોય તો સિંધના લોકોનો મત્સ્ય-આહાર આ કોમમાં ઊતરી આવે તે લેશ પણ અસ્વાભાવિક નથી.

વાઘેર કોમને શિકારી કોમ ગણી ન શકાય. તેમની પાસે બંદૂક આવી હશે તે પહેલાં તેમના હાથમાં તીરકામઠાં આવ્યાં નહોતાં. આ કોમમાં તીરંદાજી કોઈ કાળે પ્રચલિત હોય એવા પુરાવા મળ્યા નથી, પરંતુ રજપૂતોના સહવાસથી વાઘેર કોમમાં માંસાહાર દાખલ થવા પામ્યો હતો. માંસાહાર ખર્ચાળ હોવાથી ઓખાના વાઘેરો માંસાહારથી ઘણે ભાગે છેટા રહી શક્યા છે. છતાં ઓખાપ્રદેશના ગામડાની સીમમાં ગાડરો—ઘેટાં ચરતાં હોય તે વખતે ચરતાં ઘેટાંમાથી એકબે ઘેટા ચોરાઈ જવાની ફરિયાદ ઘેટાં ચરાવતા રબારી, ભરવાડ લોકો તરફથી અવારનવાર થયા જ કરે છે.

**વાસણ—રાચરચીલાં** વાઘેર સંસ્કૃતિનું ચિત્ર જરા વિશેષ સુસ્પષ્ટ બનાવવા એમના ઘરમાં વપરાતાં વાસણકુસણ–ઠામઠીકરાં અને રાચરચીલાં તરફ નજર નાખવાની જરૂર છે. વાઘેર કોમના ઘરનો ઘાટ ગોળ ભીંતોવાળા કૂબા જેવો હોતો નથી, પરન્તુ વાઘેરનું ઘર એટલે ઉંચી ઊભણી ઉપર રચાયેલા બારીઓ વગરના બે ઓરડા અને ઓરડા શોભાવનાર સમાંતરે આવેલી ઓશરી હોય છે. ઓશરીની ભીંત ઓરડાનાં બન્ને બારણાંના સામેના ભાગ જેટલી ખુલ્લી હોય છે કે જેથી ઓરડામાં બારણા દ્વારા બહારનો પ્રકાશ જઈ શકે. ઓશરીનો વચલો ભાગ ભીંતથી આંતરી લીધેલો હોય છે. પુરુષોની બેઠક, ઢોરઢાંખરને બાંધવાની જગ્યા અને ખાટલા ઢાળવાની જગ્યા ઓશરીમાં જ હોય છે જ્યારે ઢોર-ઢાંખર ઓશરી નીચેના ડેલીબંધ ફળિયામાં બાંધવામાં આવે છે ત્યારે ઘરની ઓશરી ખાટલા ઢાળવામાં જ વપરાય છે ઓરડામાં એક ખૂણે અનાજ ભરવાની માટીની બનાવટની કોઠી હોય છે. બીજે ખૂણે માટીની બનાવટનો નાના બારણાવાળો કોઠલો હોય છે. કોઠલામાં દૂધ, દહીં જેવી ચીજો તેમ જ કીમતી ગણાતી વસ્તુઓ સચવાય છે.

છાપરાના વાંસમાં દોરડાંના ગૂંથેલાં સીકાં લટકતાં હોય છે. તેમાં દહીંનું દોણું અગર તો ચડઊતર કદના મોટાં નાનાં માટીનાં વાસણની ઊતરડ ગોઠવેલી હોય છે. ઘરમાં ખાટલો ઢાળેલો હોય છે. કોઠલા ઉપર થોડા ગોદડાં અને ઓશીકાં હોય છે. એ ગોદડાંમા રંગબેરંગી થીંગડીઓ સીવી ગોદડાને સુશોભિત બનાવેલ હોય છે.

વાઘેરના અસલી ઘરમાં ઠીકરાનાં ઠામ વપરાતાં હતાં. કચ્છની ભાષામાં પ્રાકૃત ભાષામાંથી ઊતરી આવેલો શબ્દ ઠામ વાસણના અર્થમાં આ કોમ વાપરે છે અને તેનું બેવડાતું રૂપ ઠામઠીકરાં હોય છે. તે પરથી સ્પષ્ટ થાય છે કે જ્યારે ઠીકરાંનાં–પકાવેલી માટીનાં–વાસણો વપરાતાં હતાં, તે કાળથી વાઘેર કોમની સંસ્કૃતિ ચાલી આવે છે.



વાઘેરના ઘરનો કરેલો ઘાટ

માટીના ગોળા, માટીના ઘડા, માટીના કુથડા, માટીની કુચડી, માટીની કથરોટ, માટીનાં કુંડાં, માટીની તાવડી, માટીની ઢાકણી—વાઘેર લોકો વાપરે છે. એ કોમમાં માટીના વાટકા-રામપાતર-કે સકોરાં વપરાતાં નહોતાં, કારણ કે પ્રવાહી ખોરાક એ લોકો જવલ્લે જ વાપરતા. પ્રવાહી પીવા માટે કુચડા અને કુલડીઓનો ઉપયોગ થતો હતો. કેટલાક ઘરમાં રોટલા પીરસવા માટે લાકડાના પાટિયાનો ઉપયોગ થતો હતો. ભોજન લેતી વખતે પુરુષોની બેઠકને અનુકૂળતા આપવા માટે પુરુષોના ઢીંચણ ટેકાવવા લાકડાનાં **ઢીચણીઓ** વાઘેરના ઘરનું સુન્દર રાચ ગણાતું હતું.

વાસર ઢોળવાનો વીંઝણો સારા ઘરમાં વપરાતો હતો. પતિ જ્યારે જમવા બેઠા હોય ત્યારે પત્ની વીંઝણાથી વા ઢોળતી પતિની પડખે કે સામે બેસે છે. ઘણે ઘેર બહારથી આવેલા મેમાનને પણ વીંઝણાથી વા ઢોળવાની પ્રથા ચાલતી હતી.

વાઘેરના ઘરમાં કપડાં વધારાનાં હોતાં જ નથી; છતાં જ્યારે હોય છે ત્યારે તે રાખવા માટે દોરડાની વળગણી ઓરડામાં બાંધવામાં આવી હોય છે. મોટે ભાગે ઘરમાં કામ કરતી વખતે સ્ત્રીઓ પોતાનું ઓઢણું ઉતારી આ વળગણી પર મૂકે છે. વાઘેર સંસ્કૃતિના દર્શનમાં ખીલીઓ, ખીંટીઓ હોતી નથી. વાઘેરનાં ઘરો માટીથી ચણેલા અને લીંપાયેલાં હોય છે. ઘરોનાં છાપરા પર નીંભાડામાં પકવેલા માટીનાં નળિયાંની હારો ગોઠવાયેલી હોય છે.

વાઘેરનાં ઘરોમાં પાણી ઢોળવા માટે ખાળ કે મોરી રાખવામાં આવતી નથી. પાણી ઢોળવાનું કામ મોટે ભાગે ફળિયામાં જ થાય છે.

**ભાષા** :—ઓખાના વાઘેરોના મૂળ સંઘની ભાષા કઈ હશે તે જાણવા કોઈ કોતરાયેલો લેખ હાથમાં નથી આવ્યો, પણ આ દેશમાંથી જૂનામાં જૂનો ઈ. સ. બીજા સૈકામાં કોતરાયેલો લેખ સાંપડ્યો છે તે

લેખની લિપિ બ્રાહ્મી છે અને ભાષા સંસ્કૃત છે. હાલના વાઘેરો અને ઓખામંડળની પાસેના બારાડી પ્રદેશમાં વસી રહેલી પુરાણી કોમ કચ્છી સિન્ધી ભાષા બોલે છે. તે ભારતીય ભાષા છે. છતાં તેમાં ઈરાની, અરબી શબ્દોની છાંટ નજરે ચડે છે. વાઘેર કોમની ભાષા આપણી ગુજરાતી ભાષા કરતાં સંસ્કૃત ભાષા સાથે વધારે નિકટતા ધરાવે છે. એ ભાષા ગુજરાતી ભાષા કરતાં કદાચ વહેલી વિકસિત થઈ હશે અગર તો ગુજરાતી ભાષાએ સૈકે સૈકે વિકાસ સાધ્યો તેમ વાઘેરની ભાષાએ વિકૃતિને પસંદ ન કરતાં–મૂળ વિકસિત સ્વરૂપને જાળવી રાખવાનું પસંદ કર્યું હોય.

વાઘેરની ભાષા કચ્છી ભાષાની બેન છે, સિંધીની સાહેલી છે અને હિન્દી ભાષા જ્યારે ઘડાતી હશે ત્યારે વાઘેરની ભાષાનો ઘણોખરો ઘાટ ઘડાઈ ગયો હોવો જોઈએ એમ અનુમાન તારવવાની લાલચ રોકી શકાતી નથી.

વાઘેરની ભાષા ઉપર તો સ્વતંત્ર પુસ્તક લખાય ત્યારે જ એના સ્વરૂપની બધી કળા છતી કરી શકાય. અહીં તો ઉપર જે વિધાન એ ભાષા પરત્વે કરવામાં આવ્યાં તેને અનુમોદન મળે એવા થોડા નમૂના, વાનગી એ ભાષામાંથી રજૂ કરવાનું વ્યાજબી ધાર્યું છે.

વાઘેરની ભાષા ભારતના આદિવાસીઓની ભાષા જેવી અધૂરી અને ઘડાયા વગરની નથી. વાઘેરની ભાષાનું વ્યાકરણ ઉપજાવી શકાય તેની એ સમૃદ્ધ ભાષા છે : એ ભાષામાં આખ્યાતના બધા કાળનાં ત્રણે પુરુષનાં અને બન્ને વચનનાં રૂપો સુવ્યવસ્થિત રચાયેલાં છે. એ ભાષામાં નામ, સર્વનામનાં સાત વિભક્તિનાં રૂપાન્તરો વિકસેલાં છે. માત્ર સંસ્કૃત ભાષામાં ત્રણ **જાતિ** ઉપલબ્ધ થાય છે; અને વાઘેરની ભાષામાં– હિન્દી ભાષાની પેઠે **નાન્યેતર** જાતિનો લોપ થયો છે. એટલે કે હિન્દી ભાષાના ઘડતર સાધનારા માનવ સંઘનો સંબંધ વાઘેરની ભાષાનું ઘડતર

સાધનાર સંઘ સાથે આ રીતેના ગોઠવી શકાય છે. શબ્દોની વ્યુત્પત્તિના અભ્યાસીઓને જણાય છે કે ગુજરાતી ભાષાના શબ્દો કરતાં વાઘેરની ભાષાના શબ્દોની વ્યુત્પત્તિ એકાદ બે ડગલાંથી સંસ્કૃત ભાષાના શબ્દ સાથે વધારે નિકટતા ધરાવે છે.

થોડાંક દૃષ્ટાન્ત—ગુજરાતી સાહિત્ય પરિષદની બીજી બેઠક મુંબાઈ મુકામે ભરવામાં આવી હતી ત્યારે તે બેઠકના પ્રમુખ શ્રી કેશવલાલભાઈ ધ્રુવે પોતાના છેવટના ભાષણમાં એક વાક્ય વ્યુત્પત્તિની રમુજ દર્શાવવા રજૂ કર્યું હતું. ગુજરાતમાં જ્યારે માણસની તાવની માંદગી જવા બેસે છે ત્યારે દરદીના હોઠ પર **બરો મૂતરી ગયો છે.** એમ બોલાય છે. શ્રી કેશવલાલભાઈએ રમૂજ કરતાં જણાવ્યું હતું કે—"મૂતરવાનું સ્થાન ઠીક પસન્દ થયું છે–" પછી તેમણે એ વાક્યનું અસલી સ્વરૂપ જૂની બોલીમાં કેવું હતું તે આ પ્રમાણે કહી બતાવ્યું—बरो मुंहि उतरीयो–ज्वरो मुखे उत्तीर्णः જ્વરમાંથી "જ"નો લોપ થતાં "વર" થયો "વ"નો "બ" થતાં **બર** થયો ज्वरोनो **બરો** થયો અને मुंहि उतरीयोमांथी **મૂતરિયો** થઈ જવાથી આખો પ્રયોગ નવા રૂપે પ્રચલિત થયો. વાઘેરની ભાષામા–**તાવ** માટે **બરો** વપરાય છે એટલું જ નહિ પણ માણસના સ્વભાવની ગરમી દર્શાવવા પણ **બરો** વપરાય છે. રાજાની માતાનો બરો–પટેલની વહુનો બરો એ પ્રયોગ વાઘેરની ભાષામાં સામાન્ય છે.

ગુજરાતી ભાષામાં નામની વિભક્તિના પ્રત્યયો લગાડવામાં આવે છે. તેના કરતાં વાઘેરની ભાષાના વિભક્તિના કેટલાક પ્રત્યયો સંસ્કૃત સાથે વધારે નીકટતા ધરાવે છે :

| સંસ્કૃત | વાઘેર | ગુજરાતી |
|---|---|---|
| हस्त | હત્થ | હાથ |
| मुख | મ્હું | મ્હોં |

| સંસ્કૃત | વાઘેર | ગુજરાતી |
|---|---|---|
| कर्ण | કન | કાન |
| सप्त | સત | સાત |
| विश् | વેહ્ | બેસ |
| शुणु | સુણુ | સાંભળો |

| સંસ્કૃત | વાઘેર | હિન્દી | ગુજરાતી |
|---|---|---|---|
| पा | પીણુ | પીના | પીવું |
| कृ | કરણુ | કરના | કરવું |
| कथ् | ચોણુ | कहनो | કહેવું |

વાઘેરની ભાષામાં સામા માણસને–બીજા પુરુષને–હંમેશાં એકવચનથી જ સંબોધવામાં આવે છે અને બોલનાર પોતે પોતા માટે બહુવચનનું રૂપ વાપરે છે–એટલે અંશે એ ભાષા અસલી સંસ્કૃત રૂઢિને વધારે નજીક ગણાય. વાઘેર કોમ-પોતાનાં વડીલજન–બાપ, મા, રાજા, સરકાર, શેઠને જ્યારે સંબોધે છે ત્યારે તે તું સર્વનામનો પ્રયોગ કરે છે; અને બોલનાર પોતા માટે **અમે**—સર્વનામ વાપરે છે.

આ કોમની ભાષાનો વિકાસ પૂરેપૂરો થયો નથી તેથી તે ભાષાનો શબ્દકોષ બહુ નાનો છે. સામાસિક શબ્દો રૂઢિથી દાખલ થયા છે ખરા પણ વાણીનું લાઘવ બતાવે એવા સામાસિક શબ્દો આ ભાષામાં જણાતા નથી.

વાઘેરની ભાષાનો વિષય અભ્યાસીઓ માટે સંશોધનનું ક્ષેત્ર પૂરું પાડી શકે તેવો છે એ નીચેના વાક્યોથી જણાઈ રહે છે;

સામલો કડાં વનેતો = સામળો ક્યાં જાય છે.
મુંકે વીંઝણો ખપેતો = મને પંખો જોઈએ છીએ.
આંજે આંજા કમ કરણા ખપે = તમારે તમારાં કામ કરવાં જોઈએ.

ઘોડેસે રાતજો મેપો નત અચેતો= ઘોડાથી રાતનો મેપો રોજ આવે છે.
રાણો ખેતરમેં વનેતો = રાણો ખેતરમાં જાય છે.
ભીમો પેજે ખેતરમેં નતો વને = ભીમો બાપના ખેતરમાં નથી જતો.
અસીં દેવાભાજા માંડું અઈઉ = અમે દેવાભાના માણસો છીએ.
તોજો પે હી ગોઠજો ધણી વો = તારો બાપ આ ગામડાનો ધણી હતો.
સામલો માણુક સિન્ધમેં વ્યો વો= સામલો માણુક સિંધમાં ગયો હતો.
અસીં બો ભા રાતજા આંજે ગોઠતે અચીંદા = અમે બે ભાઈઓ રાતના તમારે ગામે આવશું.
મુંજી ગું **આફેડી** વાડે અચીન્દી = માહી ગાય **આપહી** (પોતાની મેળે) વાડે આવશે.

સંસ્કૃત ભાષાના અકારાંત નામની પહેલી વિભક્તિના રૂપમાં વિસર્ગ આવે છે તેનો સન્ધિના નિયમથી **ઓ** બની જાય છે. એ ક્રિયા ઈટાલીની લેટિન ભાષામાં અને વાઘેરની કચ્છી ભાષામાં બરાબર જકડાઈ રહી છે—ઈટાલીના પુરુષોનાં વિશેષ નામ ઓકારાન્ત હોય છે. રોમીઓ, એન્ટોનીઓ, બેસેનીઓ, લોરેનઝો, વગેરે; તેવી જ રીતે વાઘેરની ભાષાના બે અક્ષરનાં ટૂકાં વિશેષ નામ **ઓકારાન્ત** બની ગયાં છે. ભીમનો ભીમો, મહિપ, મેપનો મેપો, દેવનો દેવો, સામલનો સામલો—ઉગો, તુગો, રાયો, હાડો, ભાયો, વગેરે. ગુજરાતી ભાષાનું **નથી** અને વાઘેરની ભાષાનું **નતો** એક જ કારખાનાની પેદાશ હોઈ શકે.

વાઘેરની સંસ્કૃતિનું ચિત્ર દોરવા માટે આ સ્થાને એમની ભાષાની લાંબી ચર્ચા હોઈ ન શકે.

---

| | | | |
|---|---|---|---|
| ૮ | મોડપુરથી પશ્ચિમે અને ભીમ-રાણાથી દક્ષિણે—રેલવેની સડક પાસે | યવનો સાથેનું યુદ્ધક્ષેત્ર (બહુ જૂનું રણક્ષેત્ર) | અસલી વેશભૂષામાં સજ્જ થયેલા યોદ્ધાની ખાંભીઓ દેખાત છે |
| ૯ | સૂરજ કરાડી | તળાવની પાળ | |
| ૧૦ | અરાંભડા અને લાલસિંગપર વચ્ચેના રસ્તા પર | **પાંચધડા** | |
| ૧૧ | અરાંભડાની દક્ષિણે | પંજ પીરની દરગાહ પાસે | ઇસ્લામી દરગાહ અને રજપૂતોના પાળિયા પાસે |
| ૧૨ | બેટ | ધીંગેસરનું રણ | ખુદા બન્દર પાસે |
| ૧૩ | બેટ—દેપણવની હવેલી પાસે | **રાંગાસર** | અંગ્રેજ સેનાપતિની કબર આગળ |
| ૧૪ | બેટ—પુસ્તકાલય અને જકાતની ચાવડી વચ્ચેનો રસ્તો | વાઘેર જંગ | |
| ૧૫ | બેટ | હાજી કરમાણી પીર અને ચીનકી શા પીર પાસે | હાલની ચીનગી માતાની દેરી સુધીનો ભાગ |
| ૧૬ | વસઈ | ગામની પશ્ચિમે-હઠીઆ સુધી | |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ગોરીંજા | પમડાનો ટીંબો ભીમવાન સુધી | |
| ૧૮ | ધીચુડી | ગામના દરવાજાની બહારનો ચોક | |
| ૧૯ | ચરકલા ગામની ઉત્તરે | હાલની સડકને સ્થાને | |
| ૨૦ | ધ્રેવાડ | (ક) ઓખા નદીના મુખ આગળ | |
| | | (ખ) ગંગાધર ખેતર આગળ | |
| ૨૧ | કચ્છી ગઢ | નવઘડાનો ચોક | |
| ૨૨ | કુરંગા | કુરંગા અને ભોગાત વચ્ચેનું રણ | |
| ૨૩ | કોરાડા ગામ અને ભાવડા વચ્ચે | ચોટીલાની ટેકરીની ઓથે રણ ખેલાતું હતું | |
| ૨૪ | દ્વારકા | (૧) પૂર્વ દરવાજાની ગઢવી ભીંત | |
| | | (૨) કેપ્ટન મેરીએટની કબર પાસે | |
| | | (૩) જૂની રામ વાડીનું સ્થળ | |
| | | (૪) નથુ સૈયદના તકીયાની દક્ષિણે ગોપાલજી શેરી પાસે. | હાલ ઘરો વસ્યાં છે |

## પરિશિષ્ટ ૨

### વાઘેર કોમનાં કુટુમ્બોની અટકો નામ

| | |
|---|---|
| ૧ માણેક | ૯ ભગાડા |
| ૨ ચમડીઆ | ૧૦ બાડીઆ |
| ૩ સોઢા | ૧૧ જગતીઆ |
| ૪ સુમણીઆ | ૧૨ જડીઆ |
| ૫ કેર | ૧૩ મરવાણા |
| ૬ વાઘા | ૧૪ મધુચા |
| ૭ ગાદ | ૧૫ કુછરીઆ |
| ૮ ભાયા | ૧૬ કાજરા |

અનુમાનથી કહેવાય છે કે "ચમડીઆ" અટક અસલી ચાવડા, ચૌરા ઉપરથી ઊતરી છે.

## પરિશિષ્ટ ૩

### વાઘેર કોમના પુરુષોનાં પ્રચલિત નામો

("કાન્હડદે પ્રબન્ધ"માં અપાયેલાં નામો સાથે સરખાવી શકાય.)

| | | | | | |
|---|---|---|---|---|---|
| પતુ | = | પતરામલ | જગમલ | = | જગો, જગુ |
| વિજેસિં | = | વેજસી | મેઘુ | = | મેઘો |
| | = | વેરસી | દેવાઈત | = | દેવો |
| સદુ | = | સદુ | મૂળુ | = | મૂળુ |
| ધાંધલું | = | ધાંધો | ભોજુ | = | ભોજો |
| જેસલ | = | જેસો | આલ્હણસી | = | આસો |
| અર્જુન | = | અરજણ | વીરૂ | = | વીરો |
| વીહલ | = | વીહો, | મહિપુ | = | મેપો, માપ |
| માલદણ | = | માલો | પાલસ | = | પાસો |
| લુણસી | = | લુણો | પૂનરાજ | = | પૂનો |
| સોમાઈલ | = | સોમ | સાંગુ | = | સાંગો |
| પાંચુ | = | પાચો, પાંચારીઓ | અજો | = | અજાભા |

# સામાન્ય શબ્દસૂચિ